# પુરાણી પારસી શહેનશાહતો

## હખામનીઅન અને સાસાનીઅન

કર્તા

એદલજી ફરામજી માદન

# પુરાણી પારસી શાહેનશાહતો

## હખામનીઅન અને સાસાનીઅન

◆

કર્તા

એદલજી ફરાંમજી માદન

◆

પ્રગટ કરનાર—

હોશાંગ તેહમુરસ અંકલેસર્યા

◆

મુંબઇ

---

૧૯૪૦

આ પુસ્તક એવંદ એદલજી ફરામજી માદને રચ્યું છે, અને ધી ફોર્ટ પ્રિન્ટીંગ પ્રેસ, ૨૩, ગોવા સ્ટ્રીટ, બેલાર્ડ ઍસ્ટેટ, કોટ, મુંબઈ મધે મી૦ એ. એફ. ડી'સુઝાએ છાપ્યું છે અને મી૦ હોશંગ તેહમુરસ અંકલેસરીઆએ ઉપલેજ ઠેકાણેથી પોતાને માટે પ્રગટ કર્યું છે.

# અર્પણ પત્રિકા

નવસારી નગરીના નામીચા દેશાઇ ખાનદાનના
નબીરાઓ

**મહુંમ શેઠ બરજોરજી પાલનજી દેશાઇ**

તથા

**પાલનજી બરજોરજી દેશાઇ**

જેઓએ

ઇરાન દેશની તવારીખનો ઉંડો અભ્યાસ કરી,
મોટો શ્રમ લઇ, કિમતી પુસ્તકો બહાર પાડી,
પારસી કોમની મોટી સેવા બજાવી છે,
તેઓના તે કામની અદના કદરશનાસીમાં
આ પુસ્તક તેઓને માન અને અહેસાન સાથ
અર્પણ કરૂં છું.

**એદલજી ફરામજી માદન.**

# પ્રસ્તાવના.

'પુરાણી પારસી શહેનશાહતો'ની તવારીખનું આ પુસ્તક હાલના પારસીઓના બહાદુર અને કીર્તિવંત નીઆગાનોએ સ્થાપેલી બે પારસી શહેનશાહતો–હખામની-અન અને સાસાનીઅનની તવારીખ રજુ કરે છે. ઇરાન સરજમીનમાં પુરાતન ઇરાની પ્રજાના જે અનેક વંશો રાજ્ય કરી ગયા તેઓમાં હખામની અને સાસાની એ બે પારસી વંશો હતા, અને હાલના પારસીઓ એ વંશોની તવારીખથી માહિતગાર રહે એ બહુ ઇચ્છવાજોગ છે. હાલની ઉછરતી પારસી ઓલાદને અને ઘણાંક ઉમરે પુગેલાં જરથોશતી નરનારીઓને વટીક કવચીતજ ખબર હશે, કે તેઓ એક એવી કીર્તિવંત પ્રજાના વારસો છે, કે જેઓએ મોટી શહેનશાહતો સ્થાપી પારસી સલ્તનતની ધજા દુનિયાના ઘણા મોટા ભાગ ઉપર ફડકાવી હતી. આ પુસ્તકનાં પાનાંઓ ઉપર નજર નાંખવાથી પોતાના કીર્તિવંત નીઆગાનોનાં મહાભારત પરાક્રમોનો ખ્યાલ પારસીઓ મેળવી શકશે, અને પોતાના નીઆગાનોની તવારીખની બેખબરીના દોષમાંથી બચી જઇ શકશે. પોતાના નીઆગાનોની તવારીખથી માહિતગાર થવું એ દરેક પ્રજા, કોમ અને તે પ્રજા તથા કોમના દરેક સભાસદને માટે કેટલું અવશ્યનું છે, તે સેમ્યુઅલ સ્માઇલ્સના નીચે ટાંકેલા બોલો ઉપરથી સ્પષ્ટ સમજાશે.

"Nations, like individuals, derive support and strength from the feeling that they belong to an illustrious race, that they are the heirs of their greatness, and ought to be the perpetuators of their glory. It is of momentous importance that a nation should have a great past to look back upon. It steadies the life of the present, elevates and upholds it, and lightens and lifts it up, by the memory of the great deeds, the noble sufferings, and the valorous achievements of the men of old."

આ પુસ્તકમાં આપણા નીઆગાનોની તવારીખના જે બનાવોનું વર્ણન આપવામાં આવ્યું છે તે, જોકે દરેક પારસીનાં જીગરને હરખાવે અને તેને પોતાને માટે એક કીર્તિવંત પ્રજાના વારસ તરીકે મોટું માન ઉત્પન્ન કરે એવું છે, છતાં તે નીચલાં કારણોને લીધે સંપૂર્ણ નથી. હખામની અને સાસાની જમાનાના પારસીઓની તવારીખની જે હકીકત આપણને મળે છે તે મુખ્યત્વે કરીને

યુનાની અને રૂમી લખનારાઓને આધારે છે. હખામની જમાનાના પારસીઓ યુનાનીઓ જોડે અને સાસાની જમાનાના પારસીઓ રૂમીઓ જોડે અનેક મોટી લડાઇઓમાં રોકાયા હતા, અને તેથી યુનાની અને રૂમી પ્રજાઓના હખામની અને સાસાની પારસીઓ શત્રુઓ સમાન હતા, અને તે કારણે તેઓએ હખામની અને સાસાનીઓની ખરી તવારીખને ઇન્સાફ આપ્યો નથી. પરંતુ જે પ્રમાણે વાદળાંમાં સૂર્ય છુપાયલો હોય તેથી દિવસની રાત થતી નથી, તે પ્રમાણે હખામની અને સાસાની પારસીઓની કીર્તિ ઉપર પરદો નાંખવાની તજવીજ કરવા છતાં, તે આપણા મહાન વડીલોની કીર્તિનો પ્રકાશ ગમે એવી અધુરી તવારીખમાં પણ ખુલ્લો માલમ પડી આવે છે. વળી ઇરાનના પશ્ચિમ ભાગમાં આપણા નીઆગાનો યુનાનીઓ અને રૂમીઓ સાથ સમાગમમાં આવ્યા હતા, તેથી તે બાજુનાં તેઓનાં કામોની હકીકત તેઓ તરફથી આપણને મળે છે; પણ આપણા નીઆગાનોએ પૂર્વમાં મધ્ય-એશિઆ તથા ઉત્તર-હિંદુસ્તાન વગેરે દેશોમાં મેળવેલી ફત્તેહોની ઝાઝી હકીકત માત્ર ટુંક ઇસારા સિવાય મળતી નથી. આ ઉપરથી જોઇ શકાશે, કે આ પુસ્તકમાં આપણા પારસી પૂર્વજોનાં કીર્તિવંત કામોની જે નોંધ લેવાઇ છે, તે તો માત્ર તેઓનાં કીર્તિવંત કામોની તવારીખનો અર્ધોજ ભાગ છે. આપણે આશા રાખીશું, કે વિદ્વાનોની શોધખોળોનાં પરિણામે આપણા એ નીઆગાનોની પૂર્વના મુલકોમાંની ફત્તેહમંદ કારકીર્દી ઉપર ભવિષ્યમાં નવું અજવાળું પડશે. આ પુસ્તકને છેડે પુરવણી તરીકે સાસાની શહેનશાહતની સમાપ્તી પછી ઇરાન દેશમાં થઇ ગએલા ઇસ્લામી વંશોના અમલ દરમિયાન જરથોશતીઓની શી હાલત હતી તે ટુંકમાં દેખાડવાની તજવીજ કરવામાં આવી છે, જે ઉપરથી યજદેગર્દની હાર પછી ઇરાન, ઇરાનીઓ અને જરથોશતી મઝહબની કેવી દુર્દશા થઇ હતી તેનો ખ્યાલ વાંચનારને આવી શકશે.

ઇરાન દેશની તવારીખનાં અનેક કિંમતી પુસ્તકો અત્યાર આગમચ આપણી વચ્ચે પ્રસિદ્ધિ પામેલાં છે, પણ આ પુસ્તક લખવામાં અમારી ખાસ નેમ સામાન્ય વાંચક વર્ગ તથા વિદ્યાર્થી આલમ સન્મુખ સરળ, રસ પડે એવી ભાષામાં, સીલસીલાબંધ રીતે, ટુંકમાં આપણા બાપદાદાઓની તવારીખ રજુ કરી તેના અભ્યાસ તરફનો તેમનો શોખ વધારવાની છે. તવારીખને લગતાં મોટાં દળદાર પુસ્તકો અભ્યાસીઓ માટે બહુ ઉપયોગી હોઇ શકે, પણ સામાન્ય વાંચક વર્ગ તેનો ઝાઝો લાભ લઇ શકતો નથી. આજની ઉઘરતી ઓલાદને ધર્મ-કેળવણી સાથ પોતાના બાપદાદાઓની તવારીખ જાણવાની બહુ અગત છે. જરથોશતી ધર્મ અનેક ઉત્તમ પ્રકારની નીતિઓના ઉચ્ચ આદર્શો આપણી નજર સમક્ષ ધરે છે, જ્યારે આપણા ઇરાની નીઆગાનોની તવારીખ જરથોશતી ધર્મએ શિખાડેલા ઉત્તમ આદર્શોનાં

વહેવારૂ દ્રષ્ટાંતો પુરા પાડે છે. પુરાણી પારસી શહેનશાહતોની તવારીખના આ પુસ્તકનો અભ્યાસ કરવાથી માલમ પડશે, કે ઇરાની પ્રજામાં અનેક કીર્તિવંત ઇન્સાફી શહેનશાહો, બહાદુર લડવૈયાઓ, પરહેજગાર ધર્મગુરૂઓ, કુશળ રાજદ્વારીઓ, અને દેશને ખાતર જાન ફીદા કરનાર દેશહિતકારી પુરૂષો થઇ ગયા છે, જેઓનાં કીર્તિવંત નામો અને કામોની યાદ આજની ઉધરતી ઓલાદને પોતાની વર્તણુંક ઘડવામાં પ્રેરણા આપશે.

આ પુસ્તક તૈયાર કરવામાં અમોએ ઇરાન દેશની તવારીખનાં અત્યાર આગમચ પ્રગટ થએલાં અનેક પુસ્તકોની સહાયતા લીધી છે, અને તે માટે તે પુસ્તકોના કર્તાઓનો આભાર માનવાની જરૂર પીછાણએ છીએ. મહુર્મ શેઠો બરજોરજી પાલનજી દેશાઇ તથા પાલનજી બરજોરજી દેશાઇએ પ્રગટ કરેલાં તવારીખે હખામનીઅન અને તવારીખે સાસાનીઅનનાં પુસ્તકોની મુખ્ય મદદ અમોએ લીધી છે તેનાં અહેસાનમાં અમોએ આ તવારીખનું નાનું પુસ્તક તે મહુર્મોને અર્પણ કર્યું છે. કોઇપણ દેશની પુરાતન તવારીખ લખનાર અસલપણાં (originality) નો દાવો કરી શકે નહિ. દરેક લખનારને તેની આગમચ પ્રગટ થએલાં પુસ્તકોની અને શોધખોળોની સહાયતા લેવા વિના ચાલે એમ નથી; પણ આ પુસ્તકમાં અમોએ વિદ્યાર્થી આલમને અને સામાન્ય વાંચક વર્ગને સહેલાઇથી સમજ પડે એવી રીતે સંબંધ જોડીને ઇતિહાસની બાબતોની રચના કરવામાં મોટો શ્રમ લીધો છે, તે એ પુસ્તક વાંચવાથી માલમ પડશે. ભાઇ હોશંગ તેહમુરસ અંકલેસર્યાની ઉલટ અને કારસાજીથી આ પુસ્તક પ્રગટ થઇ શક્યું છે, તે માટે એ ભલા ભાઇના હું ઉપકાર માનું છું. ભાઇ હોશંગ અંકલેસર્યાની જીંદગીની મોજ પારસી કોમને ઉપયોગી થઇ પડે એવાં ધર્મ તથા તવારીખી સાહિત્ય પ્રગટ કરવાની છે, અને તેજ એમના શોખને આધીન આ પુસ્તક પણ પ્રગટ થયું છે. આ પુસ્તકની અંદર આપેલાં સઘળાં ચિત્રો એમનીજ કારસાજીનું પરિણામ છે, અને તે માટે પણ એમનો ઉપકાર માનવાની મારી હું ફરજ સમજું છું. આ પુસ્તક રચવાના મારા કામમાં મને અવ્વલથી આખેર સુધી મદદ કરનાર ભાઇ બેજનજી ફરદુનજી કાંગાનો હું ઉપકાર માનું છું. એ મહેનતુ અને ખંતીલા ભાઇએ પુસ્તક તૈયાર કરવામાં, છાપવા માટે તે લખી કાઢવામાં, અને છેવટે તેનાં પ્રુફો તપાસવામાં મોટી જેહમત ઉઠાવી બીનહાંસેલ શોખની સેવા બજાવી છે.

**એદલજી ફરામજી માદન.**

મુંબઇ, તા૦ ૧-૩-૧૯૪૦.

# સાંકળીઉં.

## ભાગ ૧ લો

### હખામની વંશ.

પ્રકરણ | | પાનું.


૧ કેઆની વંશની સમાપ્તી અને હખામની વંશની સ્થાપના વચ્ચેનો જમાનો ... ૧

૨ હખામની પારસીઓ—તેઓનો મુલક અને તેઓની શહેનશાહતનો વિસ્તાર, તેઓની ભાષા અને તેઓનો ધર્મ ... ... ૩

૩ પારસી નામની કીર્તિને દુનિયામાં પહેલવહેલી આશ્કાર કરનાર હખામની પારસી શહેનશાહતનો સ્થાપક સાઇરસ ધી ગ્રેટ (કુરૂશ)... ૪

૪ સાઇરસની કારકીર્દી અને તેના ગુણો ... ... ... ૧૨

૫ આફ્રિકા ખંડ ઉપર ચઢાઇ કરી મોટી ફત્તેહો મેળવનાર પારસી શહેનશાહ કમ્બાઇસીસ (કંબુજીય) ... ... ... ૧૪

૬ હખામની પારસી શહેનશાહત પચાવી પાડનાર ઠગારો માજી ધર્મ-ગુરૂ ગૌમત ... ... ... ... ... ૧૭

૭ એશિઆ, યુરોપ અને આફ્રિકાના ત્રણ ખંડો ઉપર પારસીઓની સર્વોપરિ સત્તા જમાવનાર મહાન શહેનશાહ દારાયસ હિસ્તાસ્પિસ ૧૮

૮ દારાયસની ફત્તેહમંદ કારકીર્દી અને તેના ઉત્તમ ગુણો નક્ષે-રૂસ્તમના ખીલારોકી લેખોને આધારે ... ... ... ... ૨૪

૯ શહેનશાહતની સલામતી તથા આબાદી અર્થે દારાયસે દાખલ કીધેલા સુધારા ... ... ... ... ... ... ૨૭

૧૦ ગ્રીસ દેશ ઉપર ચઢાઇ લઇ જનાર પારસી શહેનશાહ ઝર્કસીસ ... ૩૨

૧૧ શહેનશાહી કુટુંબમાં કુસંપના સડાની શરૂઆત—અર્તાઝર્કસીસ લોનજીમાનસ (અર્દશીર દરાઝદસ્ત, બેહમન) ... ... ૩૮

૧૨ સ્પાર્ટનોને છરાની પૈસાની મદદ આપી એથીન્યનોને સજાએ પહોંચાડનાર શહેનશાહ દારાયસ નોથસ ... ... ... ૪૦

૧૩ યુનાની રાજ્યોની માહોમાંહેની ખટપટનો છેડો લાવવા માટે સત્તા અને લાગવગનો ઉપયોગ કરનાર પારસી શહેનશાહ અર્તાઝર્કસીસ નીમન ૪૧

૧૪ યુરોપ અને આફ્રિકામાં મોટી ફત્તેહો મેળવનાર બહાદુર પણ અતિ કરડો પારસી શહેનશાહ દારાયસ ઓખસ ... ... ... ૪૫

૧૫ આર્સિસ (અર્ષ)—હખામની શહેનશાહતની પડતીનાં કારણો ... ૪૭

૧૬ હખામની શહેનશાહતનો છેલ્લો શૂરવીર પણ કમનશીબ પારસી શહેનશાહ દારાયસ કોડોમાનસ (દારા) ... ... ... ૫૦

# ભાગ ૨ જો

## સાસાનીઅન વંશ.


| પ્રકરણ | | પાનું. |
|---|---|---|
| ૧ | જરથોસ્તી ધર્મને સજીવન કરનાર સાસાની શહેનશાહતનો સ્થાપક અર્દશીર બાબેગાંન ... ... ... ... ... | ૬૦ |
| ૨ | રોમન શહેનશાહ વેલેર્યનને કેદ પકડનાર પારસી શહેનશાહ શાહપૂર ૧ લો | ૬૯ |
| ૩ | હોરમઝ ૧ લો, બહેરાંમ ૧ લો, બહેરાંમ ૨ જો, બહેરાંમ ૩ જો, નરસી, હોરમઝ ૨ જો ... ... ... .... ... | ૭૩ |
| ૪ | જગપ્રસિદ્ધ રોમન લડવૈયાઓને અનેક લડાઇઓમાં મહાત કરનાર શૂરવીર પારસી શહેનશાહ શાહપૂર ૨ જો ... ... ... | ૭૭ |
| ૫ | અર્દશીર ૨ જો, શાહપૂર ૩ જો, બહેરાંમ ૪ થો, યઝદેજર્દ ૧ લો ... ... ... ... ... | ૮૪ |
| ૬ | હિંદ સરજમીન ઉપર પગ મૂકનાર પારસી શહેનશાહ બહેરાંમ ૫ મો અથવા બહેરાંમગોર ... ... ... .. ... | ૮૮ |
| ૭ | યઝદેગર્દ ૨ જો, હોરમઝ ૩ જો, પીરોઝ, પલાશ ... ... | ૯૪ |
| ૮ | ઇરાનમાં 'સોશ્યાલીઝમ' દાખલ કરવાની તજવીજ કરનાર પારસી પાદશાહ કોબાદ ૧ લો ... ... ... ... | ૧૦૦ |
| ૯ | ડહાપણભર્યા ઇન્સાફી રાજઅમલથી અમર કીર્તિ મેળવનાર પારસી શહેનશાહ ખુસરો ૧ લો (નોશેરવાન આદેલ) . ... | ૧૦૬ |
| ૧૦ | નોશેરવાનના વખતના જાણીતા પુરૂષો—ઝરમેહર, યઝદીગુન, બુઝોર્ગમેહર, બરજો હકીમ અને નુશઝાદ ... ... | ૧૧૪ |
| ૧૧ | નોશેરવાનના સુધારા અને તેની ભલી કીર્તિવંત કારકીર્દી ... | ૧૧૮ |
| ૧૨ | દાદગર બાપનો બેદાદગર બેટો હોરમઝ ૪ થો ... .... ... | ૧૨૨ |
| ૧૩ | ઇરાની તખ્ત માટે ખુસરૂપર્વીઝ અને બહેરાંમચોબીન વચ્ચે થએલી લડાઇઓ ... ... ... ... ... | ૧૨૭ |
| ૧૪ | અપૂર્વ જાહોજલાલી ભોગવનાર પારસી શહેનશાહ ખુસરૂપર્વીઝ ... | ૧૩૦ |
| ૧૫ | ખુસરૂપર્વીઝના ગુણો અને તેની જાહોજલાલી ... ... | ૧૩૭ |
| ૧૬ | ખુસરૂપર્વીઝનાં મરણ પછી ઇરાનની અંધાધુંધીભરી હાલત અને માત્ર ૪) વરસ (ઇ. સ. ૬૨૮–૬૩૨) ની નાની મુદતમાં થઇ ગએલા ૧૦) નબળા રાજકર્તાઓ–સાસાની શહેનશાહતની પડતીનાં કારણો .... ... ... ... ... ... | ૧૪૦ |
| ૧૭ | સાસાની શહેનશાહતનો છેલ્લો કમનશીબ પાદશાહ યઝદેગર્દ શેહેરયાર | ૧૪૪ |

પ્રકરણ પાનું.

## પુરવણી (Appendix.)

### સાસાની પારસી શહેનશાહતની સમાપ્તી પછી ઇરાનમાં રાજ્ય કરી ગએલા ઇસ્લામી વંશો.

### તેઓના રાજ્યઅમલ દરમિયાન ઇરાનના જરથોશ્તીઓની હાલત અને મઝહબ ઉપર અસર કરનારા કેટલાક અગત્યના તવારીખી બનાવોની ટુંક નોંધ.

| | | |
|---|---|---|
| ૧ | કેદેસીઆ અને નેહાવંદનાં જંગો પછી આરબોએ જીતેલા ઇરાની પ્રાંતો વિષે ટુંક હકીકત ... ... ... ... | ૧૫૧ |
| ૨ | યઝદેગર્દ અને તેનાં ફરઝંદની નાસભાગ ... ... ... | ૧૫૨ |
| ૩ | હજરત મહમદ અને હજરત અલીએ પારસીઓને આપેલાં મઝહબી છૂટાપણાંનાં કિંમતી ફરમાનો ... ... ... ... | ૧૫૩ |
| ૪ | ઇરાનમાં પહેલા ચાર ખલીફાઓનો અમલ અને તે દરમિયાન ઇરાનીઓ અને જરથોશ્તી ધર્મની થએલી દુર્દશા... ... | ૧૫૫ |
| ૫ | સાસાની શહેનશાહતની સમાપ્તી પછી મધ્ય-એશિઆમાં ચાલુ રહેલો જરથોસ્તી અમલ-બોખારાના નામે ઇસ્લામી પણ મઝહબે જરથોસ્તી રાજકર્તાઓની હકીકત ... ... ... ... | ૧૫૭ |
| ૬ | ઇરાન અને તેની આજુબાજુના મુલકોમાં વસતા કેટલાક તાયફાઓ અને તેઓનો માજદયસ્ની જરથોશ્તી ધર્મ સાથે સંબંધ ... | ૧૬૦ |
| ૭ | ઇરાનમાં ઓમયદ ખીલાફતનો અમલ (ઇ. સ. ૬૬૧-૭૪૯) અને તે દરમિયાન જરથોશ્તીઓના સંબંધમાં બનેલા અગત્યના બનાવો... | ૧૬૨ |
| ૮ | ઇરાનમાં અબ્બાસી ખીલાફતનો અમલ (ઇ. સ. ૭૪૯-૮૬૧) અને તે દરમિયાન જરથોશ્તીઓના સંબંધમાં બનેલા બનાવો ... | ૧૬૪ |
| ૯ | ઇરાનમાં આરબ અમલની પડતી—ઇરાનમાં રાજ્ય કરી ગએલા બુન્યાદે ઇરાની પણ મઝહબે ઇસ્લામી એવા વંશોની હકીકત.... | ૧૬૬ |
| ૧૦ | ઇરાનમાં તુર્કી, મોંગોલ અને તાર્તારોનો પરદેશી અમલ અને તે દરમિયાન દેશની થયેલી મોટી પાયમાલી ... ... ... | ૧૬૭ |
| ૧૧ | નાદીરકુલી અને જંદ વંશના ઇરાન ઉપરના અમલ દરમિયાન યજદ અને કેરમાનના જરથોશ્તીઓની થએલી મોટી કતલ... ... | ૧૭૦ |

| પ્રકરણ | | પાનું. |
|---|---|---|
| ૧૨ | કાજાર વંશ (ઇ. સ. ૧૭૯૬-૧૯૨૫) ના શાહ નાસીર-ઉદ-દીનના વખતમાં ઇરાનના જરથોસ્તીઓની ધર્મ સંબંધી તથા આર્થિક નબળી હાલત, અને તે સુધારવા માટે હિંદુસ્તાનના જરથોસ્તીઓએ લીધેલા ઉપાયો | ૧૭૨ |
| ૧૩ | પહેલવી વંશની સ્થાપનાથી ઇરાન દેશની થએલી ઉન્નતિ ... | ૧૭૫ |

# શુદ્ધિ પત્રક.

| અશુદ્ધ. | શુદ્ધ. | પાનું. |
|---|---|---|
| એ પાદશાહ | એક પાદશાહ | ૫ |
| નક્ષે રૂસ્તમ | નક્ષે રૂસ્તમ | ૨૫ |
| અરતોદાનો | અર્સ્તોદાનો | ૨૫ |
| બાઇઝેમશીયમ | બાઇઝેન્શીયમ | ૩૯ |
| ઓખસ અને આર્સિસ ખૂનોથી | ઓખસ અને આર્સિસનાં ખૂનોથી | ૪૯ |
| દાનવોથી | દાનાવોથી | ૬૦ |
| ગોઠવા ણીકીધી | ગોઠવણો કીધી | ૬૭ |
| ઇ. સ. ૨૪૦) | ઇ. સ. ૨૪૦) માં | ૬૮ |
| ચેગાનગુઇની | ચોગાનગુઇની | ૭૦ |
| જણાવવમાં | જણાવવામાં | ૯૮ |
| ક્રોઇપણ | કોઇપણ | ૧૧૭ |
| ઓદ્ધાઓ આપ્યો | ઓદ્ધાઓ આપ્યા | ૧૨૩ |
| વફાદારી | વફાદાર | ૧૨૬ |
| જરથોશ્ની | જરથોસ્તી | ૧૫૪ |
| ખલીફ ઓમર બીજો. | ખલીફ ઓમર બીજો (ઇ. સ. ૭૧૭–૭૨૦). | ૧૬૩ |
| ઇરાનમાં તૂર્કી અમલ (ઇ. સ. ૯૯૦–૧૧૯૭). | ઇરાનમાં તૂર્કી અમલ (ઇ. સ. ૯૯૭–૧૧૯૭). | ૧૬૭ |
| સાયન્ટીસો | સાયન્ટીસ્ટો | ૧૬૮ |
| મલકેશાહનાં | મલેકશાહનાં | ૧૬૮ |

# પુરાણી પારસી શહેનશાહતો.

## ભાગ પહેલો.

## હખામનીઅન વંશ.

### પ્રકરણ પહેલું.

#### કેઆની વંશની સમાપ્તી અને હખામની વંશની સ્થાપના વચ્ચેનો જમાનો.

કેઆની વંશની સમાપ્તી પછી અને હખામની વંશની શરૂઆત થઇ તેની વચ્ચે સેંકડો વર્ષોનો ગાળો પસાર થઇ ગયો હતો. આ મુદતની ઇરાન દેશની કશી પણ તવારીખ મળતી નથી. ઇ. સ. ની લગભગ આઠમી સદીમાં ૨) ઇરાની ટોળાઓ સત્તાએ પહોંચ્યા હતા. આમાંનો એક ટોળો **મીડીયન** તરીકે જણાયલો હતો, અને બીજો ટોળો **પારસી** તરીકે જણાયલો હતો. બન્ને ટોળાઓ ધર્મે જરથોસ્તી હતા. એ વેળા પશ્ચિમ એશિયામાં એસીર્યન શહેનશાહત સર્વોપરિ ગણાતી હતી. ઇ. સ. પૂર્વે ૭૦૮ માં મીડીયનોના ઇરાની ટોળાએ એસીર્યન શહેનશાહત સામે માથું ઉંચકયું. તેઓએ હાલના ઇરાનમાં આવેલા આઝરબાઇજાનના પ્રાંતમાં પોતાની સ્વતંત્ર શહેનશાહત સ્થાપી. મીડીયનોનો પહેલો સ્વતંત્ર શહેનશાહ **દયોકીસ** હતો. તેની પછી તેનો બેટો **ફ્રવર્તીશ** (ફ્રેઑર્ટીસ) ગાદીએ આવ્યો. ફ્રવર્તીશના બેટા **હુવક્ષત્ર** અથવા **કયાક્ષરીસે** ઇ. સ. પૂર્વે ૬૦૬ માં મોટી એસીર્યન શહેનશાહત જીતી લીધી. હવે મીડીયનો પશ્ચિમ એશિયામાં બહુ બળવાન થઇ પડયા. હુવક્ષત્ર પછી તેનો બેટો **એસ્ટાઇજીસ** મીડીયન શહેનશાહતનો માલેક થયો. એના વખતમાં પર્સીસ પ્રાંતમાં રાજ્ય કરતો પારસી ટોળો બળવાન બન્યો. દયોકીસે મીડીયામાં સ્વતંત્ર મીડીયન શહેનશાહત સ્થાપી ત્યાર પછી થોડી મુદતમાં પર્સીસના પ્રાંતમાં **હખામનીશ** નામના એક પારસીએ સ્વતંત્ર પારસી રાજ્યની

સ્થાપના કીધી હતી. હખામનીશ પછી **ચઇશપિશ ૧ લો. કમ્બાઇસીસ ૧ લો, સાઇરસ (કુરૂશ) ૧ લો, અને કમ્બાઇસીસ ૨) જો** નામના રાજાઓ પર્સીસના પ્રાંતમાં રાજ્ય કરી ગયા. કમ્બાઇસીસ ૨) જાના દીકરા **સાઇરસ ૨) જાએ** મીડીયન શહેનશાહ એસ્ટાએજીસને ઇ. સ. પૂર્વે ૫૫૮ માં હરાવી, પર્સીસ પ્રાંતના નાના હખામની રાજ્યને એક મોટી શહેનશાહતમાં ફેરવી નાંખ્યું.

મીડીયન અને હખામની નામના ઇરાની ટોળાઓ પશ્ચિમ એશિઆમાં બળવાન બન્યા, અને તેઓએ પોતાનાં રાજ્યો સ્થાપ્યાં તે અગાઉ પશ્ચિમ એશિઆમાં બેબીલોન્યન, એસિરયન, ખાલ્દીયન અને એકેદીયન જેવી પ્રજાઓએ મોટી શહેનશાહતો સ્થાપી હતી. કેઆની વંશની સમાપ્તી પછીનાં સેંકડો વર્ષના ગાળા દરમિયાન આ શહેનશાહતો સ્થપાયલી હોવી જોઇએ, કારણ કે કેઆની વંશની આપણને મળતી તવારીખમાં ઉપલી પ્રજાઓનાં નામો કે તેઓની હકીકત મળતી નથી.

## કેઆની અને હખામની તવારીખની હકીકતોમાં થએલી ભેળસેળ.

ફીર્દોસી અને બીજા મુસલમાન લખનારાઓ મુજબ કેઆની વંશનો છેલ્લો પાદશાહ દારા હતો. અને તેનાં રાજ્યની સમાપ્તી સિકંદરે આણી હતી. યુનાની લખનારાઓ મુજબ સિકંદરે જે શહેનશાહતનો છેડો આણ્યો હતો તે કેઆની નહિ પણ હખામની હતી, અને તેનો છેલ્લો પાદશાહ દારાયસ કોડોમાનસ (દારા) હતો. ફિર્દોસી શાહનામામાં કેઆની વંશના છેવટના પાદશાહો તરીકે બહમન, રાણી હોમાય, દારાબ અને દારાનાં નામો આપે છે, પણ તે આ પાદશાહોનું જે વર્ણન કરે છે તે ઉપરથી માલમ પડે છે, કે એ પાદશાહો કેઆની નહિ પણ હખામની હતા. કએવિશ્તાસ્પ પછી ગાદીએ આવનાર તરીકે ફિર્દોસી તેના નબીરા બહમનનું નામ આપે છે, અને તેને દરાઝદસ્ત તરીકે ઓળખાવે છે. હખામની તવારીખમાં ઝર્કસીસ પછી ગાદીએ આવનાર પાદશાહ અર્તાઝર્કસીસનો એલ્કાબ લોનજીમાનસ હતો, જે ફિર્દોસીના દરાઝદસ્ત બોલને મળતો આવે છે, અને તે ઉપરથી માલમ પડે છે, કે પાદશાહ બહમન કેઆની નહિ પણ હખામની જમાનાનો **અર્તાઝર્કસીસ**



ફીર્દોસી તુસી (જુના પેન્ટીંગ ઉપરથી.)

લોનજીમાનસ હતો. બહુમન પછી ગાદીએ આવનાર રાણી હોમાયને હખામની પાદશાહ દારાયસ નોથસની બાયડી અને અર્તાઝર્કસીસ નીમનની માતા પરીઝાતીશ સાથે સરખાવવામાં આવે છે. વળી રાણી હોમાય પછી ગાદીએ આવનાર પાદશાહો દારાબ અને દારા હખામની જમાનાના દારાયસ ઓખસ અને દારાયસ કોડોમાનસ છે, અને ફિર્દોસી સિકંદરના હાથે જે દારાની હાર થએલી જણાવે છે તે દારા કેઆની નહિ પણ હખામની દારાયસ કોડોમાનસ છે. ફિર્દોસીએ પોતાના શાહનામામાં હખામની વંશ વિષે કશોપણ ઇશારો કર્યો નથી, કારણ કે તેને તે વંશ વિષે કાંઇપણ માહિતી મળી હતી નહિ. વળી કએગુસ્તાસ્પ પછીના કેઆની પાદશાહોની પણ હકીકત તેને નહિ મળવાથી તેણે કેઆની વંશના કએકોબાદથી કએગુસ્તાસ્પ સુધીના પાદશાહોની હકીકત આપ્યા પછી હખામની વંશના છેલ્લા પાદશાહોની હકીકત તે સાથે જોડી દઇ, સઘળાઓને કેઆની વંશના પાદશાહો દાખલ ઓળખાવી, કેઆની અને હખામની તવારીખની ભેળસભેળ કરી દીધી છે.

---

## પ્રકરણ બીજું.

### હખામની પારસીઓ, તેઓનો મુલક અને તેઓની શહેનશાહતનો વિસ્તાર, તેઓની ભાષા અને તેઓનો ધર્મ.

હખામની પારસીઓ આર્ય ટોળાના હતા. તેઓનું વતન **પર્સીસ** નામે એક પહાડી પ્રાંતમાં હતું. પર્સીસના પ્રાંતનો વિસ્તાર એક લાખ ચોરસ માઇલનો હતો. જ્યારે ઇરાનમાં મીડીયન શહેનશાહતનો અમલ ચાલતો હતો, ત્યારે પર્સીસ પ્રાંતના પારસી રાજાઓ મીડીયન શહેનશાહને ખંડણી આપી પોતાના પ્રાંતમાં સ્વતંત્રપણે હકુમત ચલાવતા હતા. હખામની શહેનશાહતના સ્થાપક સાઇરસે મીડીયન શહેનશાહતને જીતી લઇ હખામની શહેનશાહતની સ્થાપના કરી હતી. સાઇરસ અને તેની પછીના બળવાન શહેનશાહોએ હખામની શહેનશાહતની હદ બહુજ વધારી મૂકી. મોટી હખામની શહેનશાહતનો વિસ્તાર ૨૦) લાખ ચોરસ માઇલનો હતો. આ શહેનશાહતની હદ પૂર્વમાં ઉત્તર તરફથી મધ્ય એશિયામાં આવેલી ઓકસસ નદીથી દક્ષિણ તરફ આગળ વધીને પંજાબની નદીઓ અને ટીબેટના જંગલો સુધી, અને પશ્ચિમમાં ઉત્તર તરફથી યુરોપ ખંડની ડાન્યુબ નદીથી દક્ષિણ તરફ આગળ વધીને એશિયામાંના એશિઆ-માઇનર અને અરબસ્તાનના મુલકથી આફ્રિકાના ન્યુબ્યાના જંગલો સુધી લંબાયલી હતી.

હખામની પારસીઓની ભાષા હખામની ખીલારેકી ભાષા (Cuneiform) હતી. આ ભાષાની ઉત્પત્તિ અવસ્તા ભાષા ઉપરથી થઇ હતી. હખામની ભાષા અવસ્તાનું અપભ્રંશ રૂપ છે. આ ભાષામાં લખાયલાં કોઇપણ પુસ્તકો અત્યાર સુધીમાં માલમ પડયાં નથી, પણ એ ભાષાનો ઉપયોગ પહાડો ઉપર કોતરાવેલા લેખોમાં થયો છે. હખામની પારસીઓનો ધર્મ એકલા અહુરમજદને માનવાનો માજદયસ્ની જરથોશ્તી ધર્મ હતો. વળી તેઓ હાલના જરથોશ્તીઓની માફક અમેશાસ્પંદો અને યજદોની પણ સ્તુતિ કરતા હતા. તેઓ આતશ-કદેહો બનાવી સર્વ શક્તિવાન અહુરમજદની આરાધના કરતા. તેઓ સાદાઇ, સચ્ચાઇ, સફાઇ સુઘડાઇ અને મરદાનગીના જરથોશ્તી ગુણો ધરાવવાને માટે દુનિયાભરમાં નામીચા થયા હતા.

---

## પ્રકરણ ત્રીજું.

### પારસી નામની કીર્તિને દુનિયામાં પહેલવહેલી આશ્કારા કરનાર હખામની પારસી શાહેનશાહતનો સ્થાપક સાઇરસ.

### સાઇરસ ધી ગ્રેટ (કુરૂશ)

(ઇ. સ. પૂર્વે ૫૫૮ થી ૫૨૯).

**સાઇરસના જન્મની કહાણી.**

**સાઇરસ**ના બાપનું નામ **કમ્બાઇસીસ** અને તેની માનું નામ **મન્દાને** હતું. મન્દાને મીડીયન શાહેનશાહ **એસ્તાઇજીસ**ની દીકરી થતી હતી, જેણીનું લગ્ન એસ્તાઇજીસે પાર્સના રાજા કમ્બાઇસીસ સાથે કર્યું હતું. એક વેળા એસ્ટાઇજીસે ખરાબ સ્વપ્નો દીઠો. સેતારેશનાસોએ આ સ્વપ્નાનો ખુલાસો કરતાં પાદશાહને જણાવ્યું, કે તેની દીકરી મન્દાનેને પેટે જે બેટો અવતરશે તે એશિયા ખંડનો માલેક થશે, અને તેને હાથે મીડીયન શાહેનશાહતનો નાશ થશે. આથી એસ્ટાઇજીસ ચિંતાતુર બન્યો. જ્યારે મન્દાને હમેલદાર હતી, ત્યારે તેણે તેણીને પર્સીઆથી મીડીયા બોલાવી રાખી, અને જ્યારે તેણીને પેટે બેટો અવતરે, ત્યારે તેનો નાશ કરવાનો ઠરાવ કર્યો. મન્દાનેએ એક અતિ ખુબસુરત, ચંચળ બેટાનો જન્મ આપ્યો. એસ્ટાઇજીસે પોતાના વજીર **હર્પેગસ**ને તેનો નાશ કરવાનું કામ સોંપ્યું. હર્પેગસને આ ક્રૂર કામ કરવાનું પસંદ પડયું નહિ, અને તેથી તેણે **મિથ્રદાતીસ (મેહરદાદ)** નામના પાદશાહી જાનવરખાતાંના વડાને તે કામ સોંપ્યું. મિથ્રદાતીસ તે બાળકને લઇને ઘર ગયો, કે અજબ સંજોગો વચ્ચે તેને માલમ પડયું, કે તેની

બાયડીએ એક મુવેલાં બાળકનો જન્મ આપ્યો હતો. મિથ્રદાતીસને તુરતજ શહેનશાહી બાળકને બચાવવાની યુકિત સૂઝી. તેણે પોતાનાં મુવેલાં બાળકને મારી નાંખેલાં શહેનશાહી બાળક તરીકે રજુ કીધું, અને મન્દાનેના બેટાને પોતાના બેટા તરીકે પ્યારથી ઉછેરી મોટો કીધો. તેણે તેનું નામ **સાઇરસ** અથવા **કુરૂશ** આપ્યું.

## સાઇરસનું બચપણ અને જવાની.

**સાઇરસ** મિથ્રદાતીસનાં ફરઝંદ તરીકે ઉછરી મોટો થયો. મિથ્રદાતીસ પાદશાહી જાનવરખાતાંનો એક અમલદાર હતો, અને તેથી તેના બેટા તરીકે સાઇરસ બીજા અમલદારો તથા ઉમરાવોના બેટાઓ જોડે રમતગમતમાં બેળાતો હતો. સાઇરસ સઘળા છોકરાઓમાં ખુબસુરત. ચંચળ. બુદ્ધિશાળી અને દમામદાર દેખાવનો હોવાથી રમત દરમિયાન છોકરાઓ તેને પોતાનો પાદશાહ બનાવતા. નાનો સાઇરસ પાદશાહ તરીકે છોકરાઓને અનેક હુકમો કરતો. એકવેળા રમત દરમિયાન એક ઉમરાવના છોકરાએ સાઇરસનો હુકમ માન્ય રાખ્યો નહિ. આથી સાઇરસે એ પાદશાહ દાખલ પોતાના હુકમનો અનાદર કરવા માટે તે ઉમરાવઝાદાને સજા કરવા બીજા છોકરાઓને હુકમ કીધો. પેલા ઉમરાવના છોકરાએ આ વાતની ફરિયાદ પોતાના બાપને કીધી. મિથ્રદાતીસ જેવા એક નાના અમલદારના છોકરાની સરકશીની વાતો પેલા ઉમરાવે પાદશાહ એસ્ટાઇજીસને કાને નાંખી. એસ્ટાઇજીસે નાના સાઇરસને પોતાની આગળ બોલાવી મંગાવ્યો. સાઇરસે જરાપણ ન ડરતાં ઉમરાવઝાદાને સજા કરવાનાં પોતાના હુકમ માટે એવો તો હિંમતભર્યો બચાવ કર્યો, કે તેની હોશિયારી જોઇ પાદશાહ છક થઇ ગયો. એસ્ટાઇજીસને સાઇરસની બુન્યાદ વિષે શક



શહેનશાહ સાઈરસ.
( ઈ. સ. પૂર્વે ૫૫૮–૫૨૯.)

ગયો. તપાસ કરતાં તેને માલમ પડયું કે, સાઇરસ તો તેની દીકરી મન્દાનેનો દીકરો હતો. જે બાળકને મારી નાંખવા તે તત્પર હતો તે બાળકનાં બચી જવાથી તે પોતાના વજીર હર્પેગસ ઉપર ગુસ્સે થયો. અમીર–ઉમરાવોએ પાદશાહ એસ્ટાઇજીસને મનાવી લીધો કે સાઇરસ રમતમાં પાદશાહ થઇ ચુકયો હતો, એટલે હવે તેનાથી બીહવાનું કશું કારણ હતું નહિ. એસ્ટાઇજીસે સાઇરસને પોતાના આસરામાં લીધો, અને તે શાહજાદો લડાઇના હુન્નરોમાં તથા રાજદરબારની સઘળી બાબતોમાં કુશળ બન્યો. મીડીયનો તરફથી અનેક લડાઇઓમાં ભાગ લઇ, સાઇરસે પોતાની જવાનીમાંજ લડાઇમાં નામ કાઢયું હતું. સાઇરસ એશિયા ખંડનો માલેક થશે, એવું ભવિષ્ય ભાખવામાં આવેલું હોવાથી એસ્ટાઇજીસ તેને તેના બાપ કમ્બાઇસીસની દરબારમાં પર્સીસ જવા દેતા હતો નહિ. એક વેળા સાઇરસે ઘણી મુશ્કેલીથી પાદશાહ એસ્ટાઇજીસ પાસે પોતાનો બાપ બિમાર હોવાનું કારણ આપી પર્સીસ જવાની રજા માંગી. એસ્ટાઇજીસે તેને ટુંક મુદતને માટે પર્સીસ જવા મોટી આનાકાનીથી રજા આપી.

## સાઇરસનું પર્સીસ જવું અને એસ્ટાઇજીસની પર્સીસ ઉપર ચઢાઇ. પારસીઓ અને મીડીયનો વચ્ચે લડાઇ.

**કારણ:—**

શાહજાદો સાઇરસ પર્સીસ ગયો, ત્યારે પારસીઓ પોતાના શાહજાદાને પોતાના વતનમાં આવેલો જોઇ બહુ ખુશાલીમાં આવી ગયા. બીજી બાજુ એસ્ટાઇજીસ સાઇરસ માટેનાં જાહેર થએલાં ભવિષ્યથી ચિંતાતુર બન્યા. સાઇરસ પર્સીસમાં લાંબો વખત રહી, કદાચ તેની સામે માથું ઉચકશે એવી ધારતી તેને પેદા થઇ. તેણે પર્સીસ ઉપર ચઢાઇ કરી સાઇરસને કચડી નાંખવાનો ઠરાવ કર્યો.

## સરહદ ઉપરની લડાઇઓ.

**બનાવો:—**

એસ્ટાઇજીસે એક મોટું મીડીયન લશ્કર એકઠું કર્યું, અને તેની સરદારી પોતે લઇ પર્સીસ તરફ કૂચ કીધી. સાઇરસે બની શકતું પારસી લશ્કર ભેગું કરી, પર્સીસની સરહદ ઉપર મીડીયનોને રોકવા કૂચ શરૂ કીધી. પર્સીસની સરહદ ઉપરના કિલ્લાનો બચાવ કરવા કમ્બાઇસીસ એક નાનાં લશ્કર સાથે રહ્યો. શાહજાદો સાઇરસ પોતાની સાથે પારસી લશ્કર લઇને મીડીયનોની સાંમે લડવા ખુલ્લા મેદાનમાં બહાર પડયો. અહિં એક મોટી લડાઇ થઇ, અને મીડીયનોનાં જબરાં જોર આગળ પારસીઓનું કાંઇ વળ્યું નહિ. આ લડાઇમાં પારસીઓ હાર્યા. જ્યારે ખુલ્લા ચોગાનમાં

પારસીઓ અને મીડીયનો લડાઇમાં રોકાયા હતા, ત્યારે એસ્ટાઇજીસે પોતાના મોટા મીડીયન લશ્કરમાંથી એક નાનું લશ્કર છૂટું કરી સરહદ ઉપરનો કિલ્લો જીતવા મોકલ્યું. આ મીડીયન લશ્કરે કિલ્લો સહેલાઇથી સર કીધો, અને ત્યાં થએલી લડાઇમાં પારસી પાદશાહ કમ્બાઇસીસ માર્યો ગયો. આ પ્રમાણે મીડીયનો અને પારસીઓ વચ્ચે થએલી સરહદ ઉપરની બે લડાઇઓમાં પારસીઓ હાર્યા.

## પાર્સાગર્દના કિલ્લાની બહારના ડુંગરોમાં લડાઇ.

સાઇરસ હવે પર્સીસની રાજધાની પાર્સાગર્દના બચાવને માટે પોતાનાં લશ્કર સાથ પાછળ હટયો. તેણે પાર્સાગર્દનો પહાડી માર્ગ રોકવા ૧૦,૦૦૦ માણસનું એક લશ્કર રાખ્યું. એસ્ટાઇજીસે બીજે રસ્તે પોતાનાં મીડીયન લશ્કરને પહાડોની પેલે પાર ઉતારી દીધું. આથી પાર્સાગર્દ તરફ જવાના પહાડી માર્ગને રોકવા માટે રાખેલું પારસી લશ્કર નકામું થઇ પડયું. મીડીયનો પાર્સાગર્દ તરફ આગળ વધ્યા. પાર્સાગર્દના કિલ્લામાં સાઇરસ બચાવની સઘળી તૈયારીઓ સાથ ઉભો હતો. પાર્સાગર્દના કિલ્લા ઉપર મીડીયનો હુમલો કરે તે અગાઉ તે કિલ્લાની બહારના ડુંગરોમાં રહેલાં પારસી લશ્કર સાથ તેઓને લડાઇ થઇ. જે ડુંગરો ઉપર પારસી લશ્કરીઓ હતા તે ડુંગરોનો કબજો લેવાને મીડીયનોએ અનેક કોશેશો કીધી. ડુંગરો ઉપરના પારસીઓએ મીડીયનોના અનેક હુમલાઓને મારી હઠાવ્યા. આખરે એસ્ટાઇજીસની દ્રઢતા અને કુશળતાથી મીડીયનોએ ડુંગર ઉપરના પારસીઓને પાછળ હઠાવવામાં ફત્તેહ મેળવી. મીડીયનો સામે ટકી નહિ શકવાથી પારસીઓ ઉંચા પહાડોમાં જ્યાં પોતાનાં બચ્ચાં છોકરાં રાખ્યાં હતાં તે તરફ પાછળ હઠયા. મીડીયનો સાથની લડાઇમાં એમ પાછા હઠી જવાથી પારસી બાનુઓએ ગુસ્સામાં આવી પોતાના મરદોને તેઓની નબળાઇ માટે સખત ઠપકો આપ્યો. પારસી મરદોએ પોતાની બાનુઓના તાણાજાણીના શબ્દોથી લજવાઇને મીડીયનો ઉપર પાછો ધસારો કીધો. તેઓએ મોટાં ઝનુન સાથ હુમલો લાવનારા મીડીયનોને ડુંગરો ઉપરથી પાછા હઠાવ્યા.

## પાર્સાગર્દના કિલ્લા અને મેદાનમાં લડાઇ.

હવે મીડીયનોએ પર્સાગર્દના કિલ્લા ઉપર હુમલો કીધો. સાઇરસનાં બહાદુર પારસી લશ્કરે આ જગાએથી પણ મીડીયનોને સખત હાર આપી નસાડયા. જ્યારે મીડીયનો નાસતા હતા, ત્યારે સાઇરસે તેઓને એક મોટી લડાઇમાં રોકી છેવટનો એક મજબુત ફટકો લગાવવાનો ઠરાવ કર્યો. તેણે પોતાનાં લશ્કરને મોટી ઉલટ આપી નાસતા મીડીયનોની પુઠ પકડવા હુકમ કીધો. તુરતની મળેલી ફત્તેહોથી પારસીઓ મોટી ઉલટમાં આવી ગયા, અને નાસતા મીડીયનોને એક મોટી લડાઇમાં

રોકયા. સાઇરસની બહાદુરી અને લશ્કર દોરવવાની કુનેહથી મીડીયનોની હાર થઇ, અને મીડીયન શહેનશાહ એસ્ટાઇજસ કેદ પકડાયો.

**પરિણામ :—**

સાઇરસ મીડીયાનાં પાયતખ્ત હમદાન ખાતે ગયો. તેણે એસ્ટાઇજસનાં તાજો-તખ્ત પોતાને સ્વાધિન લીધાં. મીડીયન શહેનશાહતને પાર્સ સાથે જોડી દેવામાં આવી. કેદ પકડાએલા મીડીયન શહેનશાહ એસ્ટાઇજસને સાઇરસે મોટાં માન સાથ રાખ્યો. સાઇરસ ઇ. સ. પૂર્વે ૫૫૮ માં મીડીયા અને પાર્સના શહેનશાહ થયો. તેના હાથમાં પૂર્વે ખોરાસાનથી પશ્ચિમે હેલીસ નદી સુધીનો તમામ મુલક આવ્યો. તેણે પોતાની શહેનશાહતને પોતાના વડીલ હખામનીશનાં નામ ઉપરથી હખામની શહેનશાહતનું નામ આપ્યું.

## સાઇરસની લીડયા ઉપર ચઢાઇ અને ફતેહ.

**કારણો :—**

મીડીયનો સાથની લડાઇમાં ફતેહ મળવાથી સાઇરસના હાથમાં પૂર્વે ખોરાસાનથી પશ્ચિમે હેલીસ નદી સુધીનો તમામ મુલક આવ્યો હતો. હેલીસ નદીની પેલે પાર લીડયાનું બળવાન અને તવંગર રાજ્ય ભૂમધ્ય સમુદ્રના કિનારા સુધી લંબાયલું હતું. સાઇરસે મીડીયનોને હરાવ્યા તે વેળા ક્રીસસ લીડયાના રાજ્યનો શહેનશાહ હતો. ભૂમધ્ય સમુદ્રના કાંઠા ઉપરનાં કેટલાંક યુનાની રાજ્યો તેને તાબે હતાં, અને તેથી ક્રીસસનું બળ ભારે હતું. તેણે બેબીલોન અને મીસરના પાદશાહ જોડે કોલકરાર કરી સાઇરસ સાથે લડવા તૈયારી કીધી. વલી મીડીયન શહેનશાહ એસ્ટાઇજસ ક્રીસસનો બનેવી થતો હતો. તેથી એસ્ટાઇજસની હારનું વેર લેવા ક્રીસસે હેલીસ નદી ઓળંગી કેપેડોશિયાના ઇરાની પ્રાંત ઉપર હુમલો કીધો.

**બનાવો :—**

સાઇરસ એક લશ્કર લઇ ક્રીસસની સામે ગયો. કેપેડોશિયાનાં મેદાનમાં એક મોટી લડાઇ થઇ. લડાઇમાં લીડયનો હાર્યા, અને તેઓ હેલીસ નદી ઓળંગી લીડયાના પાયતખ્ત સાર્દીસ તરફ નાઠા. સાઇરસે લીડયનોની પૂઠ પકડી. સાર્દીસનાં મેદાનમાં લીડયનો અને પારસીઓ વચ્ચે લડાઇ થઇ. આ લડાઇમાં પણ લીડયનો હાર્યા, અને ક્રીસસ સાર્દીસના કિલ્લામાં ભરાઇ બેઠો. સાઇરસે એ કિલ્લાને ઘેરો ઘાલ્યો. કેટલીક મુશ્કેલી પછી પારસીઓ લીડયનોનાં પાયતખ્ત સાર્દીસમાં દાખલ થયા, અને ક્રીસસને જીવતો કેદ પકડયો.

**પરિણામો:—**

લીડયન શહેનશાહતને પારસી શહેનશાહત સાથ જોડી દેવામાં આવી (ઇ. સ. પૂર્વે ૫૪૬). સાઇરસે ક્રીસસને મોટી ઇજ્જત આપી પોતાનો મિત્ર અને સલાહકાર બનાવ્યો. ભૂમધ્ય સમુદ્રનાં કાંઠા ઉપર જે યુનાની રાજ્યો ઉપર ક્રીસસની સત્તા હતી તે સઘળાં રાજ્યોને હર્પેગસ નામના મીડીયન સરદારે તાબે કીધાં. વળી હર્પેગસે ભૂમધ્ય સમુદ્રના કેટલાક ટાપુઓ ઉપર પણ સાઇરસની સત્તા જમાવી. આયોન્યન, ઇયોલયન અને બીજા નાનાં યુનાની રાજ્યો સાઇરસને તાબે થયાં. લીડયાની ફત્તેહથી હખામની પારસી સલ્તનત છેક ભૂમધ્ય સમુદ્ર સુધી પહોંચી.

## પૂર્વના મુલકો ઉપર સાઇરસની ચઢાઇ અને ફત્તેહો.

### (૧) બેકટ્રીયા ઉપર ચઢાઇ અને ફત્તેહ.

લીડયા ઉપર ફત્તેહ મેળવ્યા પછી સાઇરસે પોતાની નજર ઇરાનના પૂર્વ તરફના મુલકો ઉપર દોડાવી. જે વેળા ઇરાનના મધ્ય ભાગમાં મીડીયનો અને પારસીઓ સ્વતંત્રપણે પોતપોતાના પ્રાંતોમાં રાજ્ય અમલ ચલાવતા હતા, તેજ વેળા ઇરાનના છેક પૂર્વના ભાગમાં **બેકટ્રીયા** ખાતે ઇરાની બેકટ્રીયન પ્રજા સ્વતંત્ર હકુમત ચલાવતી હતી. આ બેકટ્રીયા તેજ શહેર હતું, કે જ્યાં એક વેળા કેઆની વંશના પાદશાહ ગુશ્તાસ્પે રાજ્ય કર્યું હતું, અને અશો જરથોસ્તે પોતાનો મજહબ ફેલાવ્યો હતો. બેકટ્રીયામાં રાજ્ય કરતી ઇરાની **બેકટ્રીયન પ્રજા** એટલી બહાદુર અને લડાયક હતી, કે સાઇરસે તેઓને તાબે કરી તે અગાઉ સેંકડો વર્ષો સુધી તેઓએ પોતાની સ્વતંત્ર હકુમત જાળવી રાખી હતી. સાઇરસ પોતે એક લશ્કર લઇ બેકટ્રીયા ઉપર ચઢી ગયા. તેણે એક મોટી લડાઇ પછી બેકટ્રીયન પ્રજાને તાબે કીધી, અને બેકટ્રીયન રાજ્યને હખામની શહેનશાહત સાથ જોડી દીધું.

### (૨) સ્કીથ્યા ઉપર ચઢાઇ અને ફત્તેહ.

ઇરાની બેકટ્રીયન પ્રજાને તાબે કર્યા પછી સાઇરસે મધ્ય-એશિયાની તુરાની **સ્કીથ્યન પ્રજા** ઉપર હુમલો કીધો. સ્કીથ્યનો એક મોટાં જબરાં લશ્કર સાથ સાઇરસની સાંમે થયા. મોટી લડાઇ પછી સાઇરસે તેઓને તાબે કીધા, અને મધ્ય-એશિયામાં ઝકસાર્ટીસ નદી સુધી તેણે પોતાની હકુમત લંબાવી. સાઇરસની આ ફત્તેહોથી મધ્ય-એશિયામાંનાં ઘણાં શહેરો અને પ્રાંતો તેના કબજામાં આવ્યા.

## બેબીલોન ઉપર ચઢાઇ અને ફત્તેહ.

**કારણ:—**

લીડયાના પાદશાહ ક્રીસસે જ્યારે સાઇરસ સાંમે માથું ઉચક્યું, ત્યારે બેબીલોન અને મીસરના પાદશાહોએ તેને મદદ આપવા કોલકરાર કર્યા હતા. આથી લીડયા

તથા બીજાં રાજ્યો હાથ કર્યા પછી સાઈરસે પશ્ચિમે આવેલી મોટી બળવાન અને પ્રખ્યાત **બેબીલોન્યન શહેનશાહત** જીતવાનું કામ ઉપાડયું.

## બેબીલોન શહેરનું વર્ણન.

બેબીલોન્યન શહેનશાહતનું પાયતખ્ત **બેબીલોન** એક મોટું, સુંદર અને મજબુત કિલ્લેબંધીવાળું શહેર હતું. તે લગભગ ૧૨ માઇલ લાંબુ અને ૧૨ માઇલ પહોળું હતું. શહેરની આસપાસ બચાવ માટે એક ઉંચી ફરતી મજબુત દિવાલ હતી. વળી શહેરનાં રક્ષણને મજબુતી આપવા શહેરની આસપાસ પાણીથી ભરેલી એક ઉંડી ખાઈ ખોદવામાં આવી હતી. શહેરના મુખ્ય અને મધ્ય ભાગની આસપાસ એક બીજો કોટ પણ બાંધવામાં આવ્યો હતો. શહેરની વચ્ચોવચથી યુફ્રેટિસ નદી વહેતી હતી, અને શહેરના તે તરફના ભાગમાં પિત્તળના દરવાજા બનાવેલા હતા. આખું શહેર બુલંદ મિનારાઓ, ભવ્ય મકાનો, સુંદર બગીચાઓ અને રોનકદાર દેવળોથી ભરપુર હતું. શહેરમાં ૨૦ વર્ષ ચાલે એટલી ખોરાકી ભરેલી હતી. શહેરની આવી કિલ્લેબંદીને લીધે તે અજીત ગણાતું હતું.

**બનાવો:—**

જ્યારે સાઇરસે બેબીલોન ઉપર ચઢાઇ કીધી, ત્યારે ત્યાંનો રાજા **નેબોનેટસ (નેબોનાદયસ)** લશ્કર લઇ સાઇરસ સામે લડવા ખુલ્લા મેદાનમાં બહાર પડયો. શહેરની બહારની લડાઇમાં નેબોનેટસ હાર્યો, અને પોતાનાં લશ્કર સાથ શહેરમાં જઇ ભરાયો. સાઇરસે બેબીલોનના કિલ્લાને ઘેરો ઘાલ્યો. બેબીલોન શહેર અને તેના કિલ્લાનો બચાવ કરવાનું કામ પોતાના બેટા **બેલ્શાઝરને** સોંપી નેબોનેટસ બેબીલોનથી થોડેક દૂર આવેલાં બોર્સીપા શહેરમાં જઇ ભરાયો. સાઇરસે કિલ્લાની દિવાલની બહાર ખાડાઓ ખોદાવી, તેની મટીમાંથી પોતાનાં લશ્કરના બચાવને માટે બુરજો બાંધી શહેરની બહાર છાવણી નાંખી. તેનાં બાહોશ અને ફળદ્રુપ ભેજાએ આવા મજબુત કિલ્લેબંધીવાળાં અને અજીત ગણાતાં શહેરને તાબે કરવાનો ઉપાય યોજી મૂકયો હતો. જ્યારે બેબીલોન્યનોનો એક મોટો તહેવાર આવ્યો, ત્યારે તેઓ મોટી ખાણીપીની અને મોજશોખમાં રોકાયા. આ વખતે અગાઉ કરેલી ગોઠવણ મુજબ સાઇરસે યુફ્રેટિસ નદીનાં પાણીનો રાહ બદલી નાંખીને નહેરો મારફતે તેને બીજે રસ્તે ઉતારી દીધું. જ્યારે બેબીલોન્યનો તહેવારની ખાણીપીનીમાં નભર-વશપણે મશગુલ હતા, ત્યારે તેણે પોતાનાં લશ્કરને નદીના સુક્કા થએલા માર્ગ મારફતે શહેરમાં દાખલ થવાનો હુકમ આપ્યો. ઇરાની લશ્કર કાંઇપણ મુશ્કેલી વિના શહેરના મધ્ય ભાગમાં આવી પહોંચ્યું. જે બેબીલોન્યનો સામા થયા તેઓને મારી નાંખવામાં આવ્યા, અને શહેરનો કબજો લેવામાં આવ્યો. આ લડાઇમાં બેલ્શાઝર

માર્યો ગયો. બેબીલોન્યનો સાઇરસની કુનેહ અને હોશિયારીથી લાચાર બન્યા, અને તેઓ તેને તાબે થયા. આ પછી સાઇરસે બોસીપા શહેર ઉપર હુમલો કીધો. સાઇરસ સામે પોતાનું કશું વળનાર નથી એમ જાણીને નેબોનેટસ શરણે આવ્યો. સાઇરસે તેને જીવતદાન બક્ષી એક પ્રાંતનો હાકેમ બનાવ્યો.

**પરિણામો:—**

મોટી બેબીલોન્યન શહેનશાહતને હખામની શહેનશાહત સાથ જોડી દેવામાં આવી (ઇ. સ. પૂર્વે ૫૩૯). આથી હખામની શહેનશાહતનો વિસ્તાર બહુ વધ્યો. બેબીલોનની જીત થવાથી સાઇરસના હાથમાં બેબીલોનને તાબેના સુસ્યાના, સિરિયા અને પેલેસ્ટાઇનનાં પ્રાંતો આવ્યા. સાઇરસે બેબીલોનમાં ૭૦ વર્ષથી કેદ પડેલી યાહુદી પ્રજાના માણસોને છુટાપણું બક્ષ્યું, અને તેઓને પોતાને મુલક જવાની રજા આપી. સાઇરસ મીસર ઉપર ચઢાઇ કરશે એવા ભયથી મીસરના પાદશાહે તેને ખંડણી આપવા કબુલ્યું.

### મસ્સેગેટી પ્રજા સાથે લડાઇ અને સાઇરસનું મરણ.

ઇરાનના ઇશાન ખુણામાં **મસ્સેગેટી** નામે એક ભટકતી પ્રજા વસ્તી હતી. આ લોકો તુરાની સ્કીથ્યન પ્રજાનો એક ભાગ હતા. યુરોપ ખંડમાં તેઓ ગોથ પ્રજાને નામે જણાયલા હતા. એશિયામાં તેઓ યુરલ અને આલ્ટાઇ પર્વતો વચ્ચેનાં મેદાનોમાં વસ્તા હતા. તેઓ ઇરાનના ફળદ્રુપ મુલક ઉપર હુમલાઓ લાવી સાઇરસના તાબા હેઠળની પ્રજાઓને હેરાન કરતા હતા. આથી સાઇરસે તેઓ સામે લડાઇ કીધી. તે મસ્સેગેટી પ્રજાને પુરેપુરી વશ કરે તે અગાઉ તેનું મરણ નિપજ્યું (ઇ. સ. પૂર્વે ૫૨૯).



# પ્રકરણ ચોથું.

## સાઇરસની કારકીર્દી અને તેના ગુણો.

સાઇરસે પોતાની જીંદગી દરમિયાન જે મોટાં પરાક્રમો કર્યાં છે, તેથી વાજબી રીતે તવારીખમાં તે "**મહાન સાઇરસ**" ને નામે જણાયલો છે. તેણે પર્સીસનાં નાનાં રાજ્યને એક અતિ મોટી શહેનશાહતમાં ફેરવી નાંખ્યું. તે લડાયક હુન્નરોમાં પ્રવિણ અને બહાદુર યોધ્ધો હતો. લડાઇનાં મેદાનમાં તે પોતે લશ્કરને દોરવતો. તેણે મીડીયન, લીડયન, બેબીલોન્યન, બેકટ્રીયન અને સ્કીથ્યન પ્રજાઓને વશ કરી હતી.

સાઇરસ એક શૂરવીર લડવૈયો હોવા છતાં દયાળુ જીગર અને માયાળુ સ્વભાવ ધરાવતો હતો. લડાઇ પછી જીતાયલી પ્રજાઓ તરફ તે બહુ પ્રેમથી વર્તતો. જીતાયલી પ્રજાઓનાં દીલ જીતી લઇ તેઓને પોતાની વફાદાર રૈયત બનાવવા માટે જે સઘળા ગુણો જોઇએ તે સાઇરસમાં હતા. જીતાયલી પ્રજાઓ ઉપર તેણે કદી પણ જુલ્માત કે ગેરઇન્સાફ ચલાવ્યો હતો નહિ.

સાઇરસ નમ્ર, સાલસ અને મોટાં મનનો હતો. જે શહેનશાહો ઉપર તેણે જીત મેળવી હતી તેઓ સઘળાઓને મોટી ઇજ્જત સાથ તેણે રાખ્યા હતા. ફત્તેહની ખુમારીમાં તે કદીપણ ગર્વિષ્ટ બન્યો હતો નહિ. તેણે પોતાના હરીફો ઉપર કદીપણ વેરભાવ રાખ્યો હતો નહિ. તેની આવી ઉદાર વર્તણુંકને લીધે લીડયાનો શહેનશાહ ક્રીસસ અને બીજા શહેનશાહો તેના વફાદાર મિત્રો થઇ રહ્યા હતા.

સાઇરસ પોતે એક ચુસ્ત જરથોસ્તી હતો, છતાં તે પારકા ધર્મ તરફ માનથી જોતો. તેણે જીતાયલી પ્રજાઓને પોતાનો ધર્મ પાળવાની છુટ બક્ષી હતી. તેણે કદીપણ પારકા ધર્મો કે ધર્મનાં સ્થળો તરફ તિરસ્કાર દેખાડયા હતા નહિ. એથી ઉલટી રીતે તે જીતાયલી પ્રજાઓને તેઓની માન્યતા મુજબ ધર્મ પાળવાની દરેક સવળતા કરી આપતો. બેબીલોનની ફત્તેહ પછી ત્યાંની પ્રજા જે મૂર્તિપૂજક હતી તેઓને તેઓની માન્યતા મુજબ ધર્મ પાળવાની છુટ તેણે બક્ષી. બેબીલોનના આગલા શહેનશાહ નેબુકદનેઝારે પેલેસ્ટાઇન ઉપર ફત્તેહ મેળવી, હઝારો યાહુદીઓને કેદી તરીકે બેબીલોનમાં લાવી રાખ્યા હતા તેઓને સાઇરસે છુટાપણું બક્ષ્યું, અને પોતાને વતન જવાની રજા આપી. વળી તેણે પોતાના ખજાનચી મિથ્રદાતીસને ફરમાવ્યું, કે યાહુદીઓનો જે ખજાનો અને ધર્મ-ક્રિયાનાં કિમતી વાસણો બેબી-લોનના રાજ-ખજાનામાં હોય તે સઘળાં તેઓને પાછાં રાપુરત કરવાં. વળી સાઇરસે જેરૂસલેમમાં યાહુદીઓનું મંદિર બાંધવામાં મદદ આપી. વર્ષો સુધી દુ:ખમાં ગીરફતાર થએલી યાહુદી પ્રજા આથી અત્યંત ખુશ થઇ ગઇ. તેઓએ સાઇરસને "મસાયાહ"નો એલકાબ આપ્યો, અને પોતાના ધર્મ-પુસ્તકમાં તેની બહુ સ્તુતિ કરી,

સાઇરસે અનેક શહેનશાહતો જીતી હતી તેનાં પરિણામે તે શહેનશાહતોના જમાનાઓથી એકઠા થએલા ખજાનાઓ તેને હાથ આવ્યા હતા, એટલું છતાં ખજાનો એકઠો કરવાનો લોભ સાઇરસને ન હતો. તે ઉદાર હાથે અમીર–ઉમરાવોને, લશ્કરીઓને તથા રૈયતને ખજાનાની બક્ષેશ કરતો. ક્રીસસે એક વખત આવી રીતે ખજાનો ખર્ચી નાંખવા માટે અજાયબી દેખાડી. સાઇરસે અમીર–ઉમરાવો તથા પોતાની રૈયતને જાહેર કર્યું, કે એક મોટા કામ માટે તેને પૈસા જોઇએ છે. તેની રૈયતે દોલતનો એટલો મોટો ડુંગર તેની આગળ લાવી મૂકયો કે ક્રીસસ અજબ થયો. સાઇરસે ક્રીસસને કહ્યું, કે "મારી પ્રજાઓનાં દીલ તે મારો ખજાનો રાખવાની પેટીઓ છે, અને મારી પ્રજાઓનો ચાહ એજ મારો ખજાનો છે." આ પછી તેણે સઘળો ખજાનો તેના ધણીઓને સ્વાધિન કીધો.

સાઇરસ એક મહાન શહેનશાહ હોવા છતાં દુનિયાની નાપાયદારીથી વાકેફ હતો, અને તેથી તે કદી પણ મગરૂરી કરતો હતો નહિ. તેણે પોતાનાં અસ્તોદાન ઉપર એવો લેખ કોતરાવ્યો હતો, કે "ઓ મર્દ! હું એશિયા ખંડનો માલેક સાઇરસ છું. આ થોડીક મટ્ટી જે મારાં હાડકાં ઢાંકે છે, તેની તું અદેખાઇ કરતો ના." હખામની શહેનશાહતની આખેરી વેળા સિકંદરે સાઇરસનાં અસ્તો-દાનની મુલાકાત લાધી હતી. તેણે જ્યારે ઉપલા શબ્દો વાંચ્યા, ત્યારે તેનું હૈયું ભરાઇ આવ્યું, અને કહે છે, કે તેણે પોતાના માથાં ઉપરનું તાજ સાઇરસનાં અસ્તોદાન ઉપર માનની ઇંધાની તરીકે મૂકયું.



. શહેનશાહ સાઈરસનું અસ્તોદાન (પસાર ગેદીમાં)

# પ્રકરણ પાંચમું.

## આફ્રિકા ખંડ ઉપર ચઢાઇ કરી મોટી ફત્તેહો મેળવનાર પારસી શહેનશાહ કમ્બાઇસીસ (કબુજીય).

(ઇ. સ. પૂર્વે પર૯ થી પરર).

સાઇરસના મરણ પછી તેનો દીકરો **કમ્બાઇસીસ** હખામની શહેનશાહતનો ધણી થયો. એ પોતાના બાપ જેવો શુરવીર અને પરાક્રમી હતો. તેણે આફ્રિકા ખંડ ઉપર પહેલી પારસી ચઢાઇ કરીને ઇજીપ્ટ વગેરે દેશો ઉપર હખામની શહેનશાહતની સર્વોપરિ સત્તા બેસાડી હતી.

### આફ્રિકા ખંડ ઉપર પહેલી પારસી ચઢાઇ.

### (ક) કમ્બાઇસીસની ઇજીપ્ત (મીસર) ઉપર ચઢાઇ અને ફત્તેહ.

**કારણ :—**

ઇજીપ્ટના પાદશાહ **એમેસીસે** લીડયાના પાદશાહ ક્રોસસને સાઇરસ સામે મદદ કીધી હતી. બેબીલોન જીત્યા પછી સાઇરસ ઇજીપ્ટને સજા કરવા તેની ઉપર ચઢાઇ કરનાર હતો, પણ એમેસીસે તેને ખંડણી આપી ઇરાનની તાબેદારી સ્વિકારી. સાઇરસના મરણ પછી જ્યારે કમ્બાઇસીસ ઇરાનની ગાદી ઉપર આવ્યો, ત્યારે એમેસીસે ખંડણી આપવાનું બંધ કર્યું. આથી કમ્બાઇસીસે ઇજીપ્ટ ઉપર ચઢાઇ કીધી.

### ઇરાની લશ્કરની તૈયારી અને કુચ.

કમ્બાઇસીસે એક મોટું લશ્કર તૈયાર કર્યું. આ લશ્કરને સિરિયાના જંગલમાંથી પસાર થઇ ઇજીપ્ટ તરફ આગળ વધવાનું હતું. જંગલના બિયાબાનમાં તેનાં મોટાં લશ્કરને પાણીની મુશ્કેલી નહિ પડે તે માટે તેણે આરબોના શેખ (સરદાર) સાથે ગોઠવણ કીધી. આરબ સરદારે ઊંટોની ઉપર પખાલોમાં તથા નહેરો મારફતે ઇરાની લશ્કરને પાણી પહોંચાડવાનો બંદોબસ્ત કીધો. કમ્બાઇસીસે માર્ગમાં મોટી ફીનીશ્યન પ્રજાને તાબે કીધી, અને સાઇપ્રસનો ટાપુ જીતી લીધો. ઇરાની લશ્કર કૂચ કરતું મીસરના પેલ્યુસીયમ બંદરે આવી પહોંચ્યું.

**બનાવો :—**

જ્યારે ઇરાની લશ્કર પેલ્યુસીયમ આગળ આવી પહોંચ્યું, ત્યારે ઇજીપ્શીયનો અને ઇરાનીઓ વચ્ચે એક મોટી લડાઇ થઇ. ઇજીપ્શીયન લશ્કરમાં યુનાનીઓ પણ

સામેલ હતા. આ વખતે **ફાનીસ** નામે એક ઇજીપ્શીયન પ્રજાનો માણસ ઇરાની લશ્કરમાં હતો. આ માણસે ઇજીપ્ટ વિષેની સઘળી માહિતી કમ્બાઇસીસને પુરી પાડી હતી. આથી ઇજીપ્શીયન લશ્કરીઓ અને તેઓની સાથના યુનાનીઓ ફાનીસ ઉપર વેર લેવા, ઇરાની લશ્કરની નજર સન્મુખ તેનાં નિર્દોષ બચ્ચાંઓનાં ગળાં કાપી, તેઓનાં લોહીને શરાબ અને પાણી સાથે ભેળી પી ગયા. ઇજીપ્શીયનોની આવી ઘાતકી વર્તણુંકથી ઇરાનીઓ ક્રોધાયમાન થયા, અને તેઓને ઘટતી સજા કરવાનો નિશ્ચય કર્યો. આ પછી થએલી લડાઇમાં તેઓએ ઇજીપ્શીયનોને પુરેપુરી હાર આપી.

ઇજીપ્શીયનોનો રાજા **સેમેટીકસ** પાયતખ્ત મેમ્ફીસના કિલ્લામાં જઇ ભરાયો. કમ્બાઇસીસે એલચીઓ મોકલી તેને તાબે થવા જણાવ્યું. લડાઇના કાયદાથી વિરૂદ્ધ જઇને ઇજીપ્શીયનોએ આ એલચીઓને મારી નાંખ્યા. હવે મેમ્ફીસના કિલ્લાને ઇરાની લશ્કરે ઘેરો ઘાલ્યો. કેટલીક લડાઇ પછી શહેર જીતાયું, અને ઇજીપ્ટનો પાદશાહ સેમેટીકસ કેદ પકડાયો.

**પરિણામો :—**

ઇજીપ્ટને ઇરાની શહેનશાહનને તાબેનો એક પ્રાંત બનાવવામાં આવ્યો (ઇ. સ. પૂર્વે ૫૨૫). લડાઇ દરમિયાન ઇજીપ્શીયનોએ ફાનીસનાં બચ્ચાંઓ તથા ઇરાની એલચીઓ સાથ ઘાતકી વર્તણુંક ચલાવી હતી તે માટે ઇજીપ્ટના પાદશાહ તથા અમીર-ઉમરાવોને સજા કરવામાં આવી. સેમેટીકસ તથા ઇજીપ્શીયન અમીર-ઉમરાવોને બંધવા તરીકે શહેરની બહાર લઇ જવામાં આવ્યા. તેઓના બેટાઓને મોતની સજા ફરમાવવામાં આવી. તેઓની બેટીઓને હલકા પોશાકમાં સજ્જ કરી પાણી ભરવા મોકલવામાં આવી. આ બધા અપમાન અને સજાથી અમીર-ઉમરાવો પોકેપોક રડવા લાગ્યા, પણ સેમેટીકસે પોતાની લાગણી ઉપર કાબુ રાખ્યો. આ પછી જ્યારે એક બુઝોર્ગ અને માન પામેલા ઇજીપ્શીયનને સેમેટીકસ આગળ ભીખ માંગતો મોકલવામાં આવ્યો, ત્યારે અસહ્ય દુ:ખોથી આજેજ થએલા પાદ-શાહની આંખોમાંથી આંસુઓ વહેવા માંડયાં. કમ્બાઇસીસને સેમેટીકસના દુ:ખની ખબર પડવાથી તેણે તેને પોતા આગળ બોલાવ્યો. પોતાના હરીફને ઘટતી સજા થઇ ચુકી હતી એમ તે મોટો શહેનશાહ જોઇ શકયો. હવે તેણે સેમેટીકસને આબરૂ આપી, ઇજીપ્ટનો વાઇસરૉય બનાવ્યો.

## ઇજીપ્શીયનોનો બળવો અને કમ્બાઇસીસે તેઓને કીધેલી કરડી સજા.

ઇજીપ્ટ જીતવા પછી કમ્બાઇસીસ આફ્રિકાની બીજી પ્રજાઓને તાબે કરવામાં રોકાયો હતો, ત્યારે ઇજીપ્શીયનોએ બળવો જગાડયો, અને સેમેટીકસ તેમાં સામેલ થયો. કમ્બાઇસીસે ઇજીપ્ટ પાછા ફરી બળવો સખત હાથે દાબી દીધો. તેણે

બળવાખોર ઇજીપ્શીયનોને અને તેઓને ઉશ્કેરનારા તેઓના ધર્મગુરૂઓને એવી સખત સજા કરી, કે તેઓ કમ્બાઇસીસને ઘાતકી અને કઠણ હૈયાંનો બુરો પાદશાહ ગણવા લાગ્યા.

## (ખ) આફ્રિકા ખંડમાં કમ્બાઇસીસની બીજી ફતેહો.

ઇજીપ્ટ ફત્તેહ કીધા પછી કમ્બાઇસીસે **લાઇબ્યા** (યાને સરાહના રણની પ્રજા), **બાર્કા** અને **સાઇરીને** (હાલના ત્રિપોલી) ની યુનાની પ્રજાઓને જીતી લીધી. આ પછી તેણે એબિસિન્યાની ઇથ્યોપ્યન પ્રજા તથા કાર્થેજની કાર્થેજીયન તથા બીજી પ્રજાઓ સાંમે લડાઇ લઇ જવાનો વિચાર કીધો, પરંતુ ખાધખોરાકી તથા કેટલીક બીજી મુસ્કેલીઓને સબબે તેને પોતાનો વિચાર પડતો મૂકવાની ફરજ પડી. આ રીતે આફ્રિકા ખંડ ઉપરની પહેલી ચઢાઇમાં કમ્બાઇસીસે મોટી ફત્તેહો મેળવી, આફ્રિકા ખંડનો કેટલોક ભાગ હખામની શહેનશાહત સાથ જોડી દીધો.

## કમ્બાઇસીસનું મરણ.

કમ્બાઇસીસની ઇરાનમાંની લાંબા વખતની ગેરહાજરીનો લાભ લઇ **ગૌમત** (Gaumata) નામના એક ઠગારાએ ઇરાની તખ્ત પચાવી પાડયું. કમ્બાઇસીસ તેને સજા કરવા માટે મીસરથી ઇરાન આવવા નિકળ્યો, પણ માર્ગમાં તેનું મરણ નિપજ્યું (ઇ. સ. પૂર્વે ૫૨૨).



# પ્રકરણ છઠ્ઠું.

## હખામની પારસી શહેનશાહત પચાવી પાડનાર ઠગારો માજી ધર્મગુરૂ ગૌમત.

## બર્દીય (બાર્દીસ; સ્મર્દીસ)

(ઇ. સ. પૂર્વે ૫૨૨).

કમ્બાઇસીસ જ્યારે આફ્રિકામાં હતો, ત્યારે ઇરાનમાં **ગૌમત** નામના માજી ધર્મગુરૂ વર્ગના એક માણસે ઇરાનનું તખ્ત પચાવી પાડયું. ગૌમતનો ચહેરો કમ્બાઇસીસના ભાઇ **બર્દીય** (સ્મર્દીસ) ને ઘણેક દરજ્જે મળતો આવતો હતો. કમ્બાઇસીસની ઇરાનમાંની લાંબા વખતની ગેરહાજરીનો લાભ લઇ, ગૌમતે પોતે કમ્બાઇસીસનો ભાઇ બર્દીય હોવાનું જાહેર કરી શાહીપદ ધારણ કર્યું. કમ્બાઇસીસનો બર્દીય નામે એક ભાઇ હતો ખરો, પણ તેનું તો કમ્બાઇસીસે કોઇ કારણે છૂપું ખૂન કરાવ્યું હતું. ધર્મગુરૂ ગૌમત જે કમ્બાઇસીસના ઘરખટલાનો કારોબાર કરતો હતો તેને એ ખૂનની ખબર હતી. ઇરાની રૈયત બર્દીયના ખૂન વિષે અંજાણ હતી. તેથી શરૂઆતમાં ગૌમતની ઠગાઇ વિષે કોઇને શક ગયો નહિ. ગૌમતે ધારણ કરેલાં શાહીપદની ખબર કમ્બાઇસીસને મીસર ખાતે પહોંચી. પાદશાહ ઠગારાને સજા પહોંચાડવા તુરત ઇરાન આવવા નિકળ્યો, પણ માર્ગમાં તેનું મરણ નિપજ્યું. મીસરથી આવતાં માર્ગમાં કમ્બાઇસીસનું મરણ નિપજવાથી ઠગારા ગૌમતને ફાવીતું પડયું. કમ્બાઇસીસને કાંઇ ફરઝંદ નહિ હોવાથી તે સાઇરસના બેટા અને મરનાર શાહના ભાઇ તરીકે શહેનશાહ થઇ બેઠો. કેટલાક મહિનાઓ સુધી આ તેની ઠગાઇ ચાલુ રહી. આખરે ઇરાનના મોટા અમીર-ઉમરાવોને તેની ઠગાઇની ખબર પડી ગઇ. સાત નામીચા અમીરોએ એકસંપી કરી તે ઠગારાનો જાન લેવાનો કસદ કીધો. આ સાત ઉમરાવોમાં પર્સીસ પ્રાંતના હાકેમ હિસ્તાસ્પિસનો બેટો **દારાયસ** પણ હતો. દારાયસ હખામની ખાનદાનનો નબીરો હતો, અને તેથી પોતાના કુટુંબની ગાદી એ ઠગારાના હાથમાં રહે તે, તે સાંખી શકયો નહિ. તે તથા બીજા છ અમીરો ઠગારા શહેનશાહના મહેલમાં ઘુસી ગયા, અને તેનો જાન લીધો. **ગૌમતે** સાત માસ ઇરાનમાં રાજ્ય ચલાવ્યું હતું.

# પ્રકરણ સાતમું.

## એશિયા, યુરોપ અને આફ્રિકાના ત્રણ ખંડો ઉપર પારસીઓની સર્વોપરિ સત્તા જમાવનાર મહાન શહેનશાહ દારાયસ.

## દારાયસ હિસ્તાસ્પિસ

(ઈ. સ. પૂર્વે ૫૨૧ થી ૪૮૬).

**દારાયસ** હખામની ખાનદાનના મૂળ પુરૂષ હખામનીશથી ઉતરી આવ્યો હતો. તે બહાદુર અને ચબરાક શાહજાદો હતો. આથી દગારા ગૌમતના મરણ પછી ઇરાની અમીર–ઉમરાવોએ તેને પાદશાહ દાખલ પસંદ કર્યો. તે તા૦ ૧ લી જાન્યુઆરિ ઇ. સ. પૂર્વે ૫૨૧ ને દિવસે ઇરાનની ગાદી ઉપર આવ્યો.

### દારાયસની સત્તા સામે જુદા જુદા પ્રાંતોમાં ઉઠેલા બળવાઓ.

દારાયસ ગાદી ઉપર આવ્યો, કે તુરતજ હખામની શહેનશાહતમાં પૂર્વથી પશ્ચિમ સુધીના ઘણાંએક પ્રાંતોમાં ગંભીર બખેડાઓ જાગ્યા. જુદા જુદા પ્રાંતોમાં જુદા જુદા માણસોએ શહેનશાહતથી સ્વતંત્ર થવા માથું ઉંચકયું. આ બળવાની આગ **સુસ્યાના, બેબીલોન, મીડીયા** વગેરે પ્રાંતોમાં સળગી એટલુંજ નહિ, પણ **પર્સીસમાં** પણ દારાયસની સત્તા સામે બંડ ઉઠયું. આ અતિ ગંભીર મામલાને પહોંચી વળવાને માટે શૂરો દારાયસ તૈયાર થયો. ઠેકઠેકાણે તે પોતે બળવાખોરો સામે લડવા ગયો. પોતાના વફાદાર હમ-શરીકોની મદદથી તથા પોતાની કુશળતા અને બહાદુરીથી તેણે ૭ વર્ષો સુધી બળવાખોરો સામે લડાઇઓ કરી, ઓગણીસ લડાઇઓમાં તેઓને હરાવી નવ બળવાખોર સરદારોને કેદ પકડયા. ઇ. સ. પૂર્વે ૫૧૫ માં આખી શહેનશાહતમાં શાંતિ પંથરાઇ.



શહેનશાહ
દારાયસ હિસ્તાસ્પિસ
(ઇ.સ. પૂર્વે ૫૨૧–૪૮૬.)

### દારાયસની હિંદ ઉપરની ચઢાઇ. સિંધ અને પંજાબના મુલકોની ફતેહ

(ઇ. સ. પૂર્વે ૫૧૨).

દારાયસે પોતાની સામે ઉઠેલા બળવાઓ દબાવી, શહેનશાહતમાં શાંતિ પાંથર્યા પછી રાજ્યવહિવટમાં એવા સુધારા દાખલ કર્યા, કે બહોળી શહેનશાહતની સલામતી જળવાય. આ પછી તેણે પૂર્વે **હિંદુસ્તાન** ઉપર

ચઢાઈ કરવાની તૈયારી કીધી. પ્રથમ તેણે સિંધુ નદીવાળા આખા પ્રદેશમાં તપાસ કરવા અને જોઈતી બાતમી મેળવી લાવવા માણસો મોકલ્યાં. આ બાતમીદારો તરફથી મળેલી બાતમીનો લાભ લઈને તેણે **સિંધ** અને **પંજાબના** મુલકો જીતી લેવાનું કામ ઉપાડયું. ઉત્તર હિંદની બળવાન અને લડાયક પ્રજાઓને તેણે તાબે કરી, અને ત્યાં પોતા તરફથી રાજ્ય કરવા માટે એક સેત્રપ યાને હાકેમ નેમ્યો. આ ચઢાઇનું પરિણામ એ આવ્યું, કે ઇરાન અને હિંદ વચ્ચેનો સંબંધ વધુ ઘાડો બન્યો.

## યુરોપ ખંડ ઉપર પહેલી પારસી ચઢાઇ. દારાયસે યુરોપની ગોથ, સ્કીથ્યન વગેરે પ્રજાઓ ઉપર મેળવેલી મહાભારત ફતેહો.

**કારણ :—**

પૂર્વના મુલકમાં મોટી ફત્તેહો મેળવ્યા પછી દારાયસે **યુરોપ ખંડ** ઉપર ચઢાઇ લઇ જવાનો નિશ્ચય કીધો. યુરોપ્યન-રશિયામાં વસ્તા **સ્કીથ્યનો** ઇરાની શહેનશાહતને તાબેના પ્રાંતોમાં દરોડા પાડી મોટું નુકસાન કરતા હતા. મહાન શહેનશાહ સાઇરસે મધ્ય-એશિઆમાં વસ્તા સ્કીથ્યનોને તાબે કરી તેઓ ઉપર પોતાનો કાબુ બેસાડયો હતો, પણ તેઓના આ યુરોપ્યન ભાઇબંધો હજી ઇરાન સામે માથું ઉંચકી રહ્યા હતા, તેથી તેઓને સજા કરવા માટે આ ચઢાઇ ગોઠવવામાં આવી હતી.

### લશ્કરની કૂચ.

દારાયસ એક મોટાં લશ્કર સાથ એશિયા-માઇનરમાં આવ્યો. તેણે પોતાને તાબેની યુનાની પ્રજાઓને ઇરાની લશ્કરમાં સામેલ કીધી. તેણે વહાણોના એક કાફલાને દરિયા માર્ગે ચઢાઈ દરમિયાન મદદ આપવા આગળ વધવા ફરમાવ્યું. બોસ્ફરસની ખાડી ઉપર બોટોનો પૂલ નાંખી ઇરાની લશ્કર યુરોપમાં ઉતર્યું.

**બનાવો :—**

દારાયસનું લશ્કર માર્ગમાં આવતી સઘળી પ્રજાઓને તાબે કરતું દાન્યુબ નદી તરફ આગળ વધ્યું. આ નદીવાળા પ્રદેશમાં મોટી **ગોથ** પ્રજા (હાલનાં જર્મનોના વડીલો) વસ્તી હતી. આ મોટી પ્રજાને દારાયસે જીતી લીધી. દાન્યુબ નદી ઉપર એક પૂલ બાંધીને ઇરાની લશ્કર સ્કીથ્યનોના મુલકમાં દાખલ થયું. **સ્કીથ્યનો** હાલના યુરોપ્યન-રશિયાના મુલક તરફ વસ્તી એક અતિ ઝનુની ભરવાડી ટોળાઓની પ્રજા હતી. જ્યારે દારાયસ તેઓના મુલકમાં દાખલ થયો, ત્યારે તેઓએ પોતાનો મુલક ઉજ્જડ કરી, ઇરાનીઓને ખોરાક અને પાણી ન હુ મળે એવી અનેક મુશ્કેલીઓ તેઓના માર્ગમાં ઉભી કરી પાછળ હઠવા માંડયું. બહાદુર દારાયસ સઘળી મુશ્કેલીઓ ઉપર ફત્તેહ મેળવી સ્કીથ્યનોની પૂઠે ડોન નદી-



પર્સીપોલીસ મહેલમાંનું એક કોતરકામ. શાહેનશાહ દારાયસ હિસ્તાસ્પિસ.

વાળા પ્રદેશ સુધી પહોંચી ગયો. તેણે તેઓનું શહેર ગેલોનસ બાળી નાંખ્યું, અને તેઓને ઘણીએક લડાઇઓમાં હરાવ્યા. આ પછી દારાયસ દાન્યુબ નદી તરફ પાછો ફર્યો. યુરોપમાં બીજી ફત્તેહો મેળવવાનું કામ તેણે પોતાના સરદારો **મગ્બાઇઝસ** અથવા **બઘબક્ષ** અને **ઓતાનીસ** અથવા **હુતન**ને સોંપ્યું, અને પોતે એશિયામાં પાછો ફર્યો.

### મગ્બાઇઝસના પરાક્રમો.

મગ્બાઇઝસે દાન્યુબ નદીની દક્ષિણમાં વસ્તી અઢાર જુદી જુદી પુરાતન યુરોપ્યન પ્રજાઓને તાબે કીધી. વળી તેણે ગ્રીસની ઉત્તરે આવેલા થ્રેસ અને મેસિડોનને તાબે કરી મેસિડોનના પાદશાહ એમીન્ટાસ પાસે ખંડણી લેતી કીધી (ઇ. સ. પૂર્વે ૫૦૬).

### હુતનના પરાક્રમો.

દારાયસના બીજા સરદાર હુતને બાઇઝેન્શ્યમ, ચાલ્સીડોન, એન્ટેન્ડ્રસ, અને લેમ્પોન્યમનાં શહેરો, તથા લેમ્નોસ અને ઇમ્બ્રસના ટાપુઓ જીતી ત્યાંના વતનીઓને તાબે કીધા.

**પરિણામ :—**

યુરોપ ઉપરની પહેલી પારસી ચઢાઇ ઇરાનની તવારીખનો એક મહાભારત અને ઇરાની પ્રજાને મગરૂર કરનાર બનાવ હતો. દારાયસે કીધેલી આ ચઢાઇ પુરેપુરી ફત્તેહમંદ નિવડી હતી. આ ચઢાઇનાં પરિણામે યુરોપ ખંડના દક્ષિણ તરફના દેશો ઇરાનના તાબા હેઠળ આવ્યા, અને ઘણીએક પ્રજાઓ ઇરાનને ખંડણી આપતી થઇ.

### આયોન્યન (Ionian) અને બીજાં યુનાની રાજ્યોનો બળવો
### (ઇ. સ. પૂર્વે ૪૯૯ થી ૪૯૪).

**કારણ :—**

યુરોપ્યન–રશિયામાં વસ્તા સ્કીથ્યનોને સજા કીધા પછી દારાયસ પોતાનાં રાજધાની શહેર સુસામાં પાછો ફર્યો. સ્કીથ્યનો ઉપરની ચઢાઇ વેળા જેઓએ તેને મદદ આપી હતી તે સઘળાઓને તેણે મોટાં ઇનામો આપી નવાજ્યા. પાદશાહ તરફનાં ઇનામ મેળવનારાઓમાં ભૂમધ્ય સમુદ્રમાં આવેલા આયોન્યન ટાપુઓનાં રાજ્યોના સરદારો પણ હતા. પાદશાહ તરફથી મળેલી વધારાની સત્તાનો ગેરલાભ લઇને, **માઇલીટસ**ના આયોન્યન સરદારે એશિયા–માઇનરના કાંઠા ઉપરનાં શહેરોમાં તથા ભૂમધ્ય સમુદ્ર મધેના ટાપુઓમાંનાં આયોન્યન તથા યુનાની રાજ્યોમાં દારાયસની સત્તા સામે બળવા જગાડવાનો પ્રપંચ રચ્યો. માઇલીટસના હાકેમે ઇરાનીઓ

સામે પહેલાં સ્પાર્ટનોની મદદ ચાહી. સ્પાર્ટનો તરફથી મદદ નહિ મળવાથી તેણે એથીન્યનોને ઇરાન સામે ઉશ્કેર્યા.

**બનાવો :—**

બળવાખોર આયોન્યનો એથીન્યનોની મદદ સાથ લીડયાનાં પાયતખ્ત **સાર્દીસ** ઉપર ચઢી આવ્યા. સાર્દીસ ખાતે દારાયસનો ભાઇ **આર્તાફ્રનીસ** સેત્રપ અથવા વાઇસરૉય તરીકે અમલ ભોગવતો હતો. બળવાખોર આયોન્યનો તથા તેઓના સોબતીઓ એથીન્યનોએ સાર્દીસને આગ લગાડી બાળી નાંખ્યું. સાર્દીસ ઉપરના આ અચબુચ હુમલાની સામે થવા આસપાસના પ્રાંતોમાંથી ઇરાની લશ્કર ભેગું કરવામાં આવ્યું. આ ઇરાની ફોજે સાર્દીસ ઉપરના હુમલાને મારી હઠાવ્યો. તેઓએ આયોન્યનો અને એથીન્યનોની પૂઠ પકડી, અને **ઇફીસસ** (Ephesus સ્મર્નાથી ૩૫ માઇલ દૂર આવેલું એશિયા માઇનરનું એક પુરાણું શહેર) **ની લડાઇ**માં તેઓને સખત હાર આપી.

બળવાખોર આયોન્યનોએ ઇરાનને તાબેનાં ઘણાંએક યુનાની શહેરોમાં બળવાની આગ સળગાવી હતી. હવે આ બળવાઓ દાબી દેવા માટે આર્તાફ્રનીસે વફાદાર ફીનીશ્યન પ્રજામાંથી વહાણોનો કાફલો તૈયાર કર્યો. આ કાફલાએ જુદાં જુદાં યુનાની શહેરો અને ટાપુઓના બળવાખોરોને દરિયાઇ લડાઇઓમાં હરાવી તાબે કીધા, અને સઘળે ઠેકાણે પાછી દારાયસની સત્તા સ્થાપી.

## યુનાનીઓની સરકશી માટે સજા કરવા ગ્રીસ દેશ ઉપર ૨) પારસી ચઢાઇઓ

(ઇ. સ. પૂર્વે ૪૯૨ થી ૪૯૦).

**કારણ :—**

આયોન્યનોના બળવા વેળાએ ગ્રીસ દેશની ૨) પ્રજાઓ ઇરીત્રીયનો અને એથીન્યનોએ સાર્દીસ ઉપર ચઢાઇ કરી તે શહેરને બાળી નાંખ્યું હતું. આથી આયોન્યન રાજ્યોનો બળવો સમાવી દીધા પછી દારાયસે ગ્રીસ ઉપર ચઢાઇ મોકલી બન્ને યુનાની પ્રજાઓને સજા કરવાનો નિશ્ચય કર્યો.

**બનાવ :—**

દારાયસે પોતાના જમાઇ **મર્દોન્યસ**ને જમીન તથા દરિયાઇ લશ્કર આપી ગ્રીસ તરફ રવાના કીધો. મર્દોન્યસ હેલેસ્પોંટ પસાર કરી થ્રાંસ તરફ આગળ વધ્યો. માર્ગમાં તેણે ઇજીયન (Ægean) સમુદ્રમાં આવેલો થેસોસ (Thasos) નો યુનાની ટાપુ તાબે કર્યો. જ્યારે ઇરાની કાફલો ગ્રીસ દેશના એથોસ (Athos) પહાડ નજદીક આવી પહોંચ્યો, ત્યારે તે એક પવનનાં મોટાં તોફાનમાં સપડાયો. આ

તોફાનમાં તેઓનાં પુષ્કળ વહાણો નાશ પામ્યાં, અને ઘણાંક માણસો માર્યાં ગયાં. વળી મર્દોન્યસનું જે લશ્કર જમીન ઉપર ઉતર્યું હતું તેની ઉપર રાતને વખતે તે તરફ વસ્તી એક જંગલી મૅસિડોન્યન પ્રજાએ હુમલો કરી મોટી કતલ ચલાવી. આ ખુનરેજીમાં મર્દોન્યસ પણ જખ્મી થયો. આવી અણધારેલી મુશ્કેલીઓને લીધે ઇરાનીઓને પાછા ફરવું પડયું, અને ગ્રીસ ઉપરની પહેલી ચઢાઇ નિષ્ફળ નિવડી.

મર્દોન્યસની ચઢાઇ નિષ્ફળ જવાથી દારાયસે **દાતીસ** નામના એક મીડ અને **આર્તાફ્રનીસ** નામના પોતાના ભત્રીજાની સરદારી હેઠળ બીજી ચઢાઇ મોકલવાનો નિશ્ચય કીધો. વહાણોના એક મોટા કાફલા સહિત તેઓ ગ્રીસ તરફ આવી પહોંચ્યા. પહેલાં ઇરીત્રીયનોને સજા કરવાને માટે ઇરાની લશ્કરને કિનારા પર ઉતારવામાં આવ્યું. આ લશ્કરે ઇરીત્રીયાનો કિલ્લો જીતી લઇ શહેરને આગ લગાડી બાળી નાંખ્યું. આ પછી ઇરાની લશ્કર એથીન્યનોને સજા કરવા આગળ વધ્યું. જ્યારે ઇરાની લશ્કર એથન્સ શહેરથી કેટલેક દૂર આવી પહોંચ્યું, ત્યારે તેઓએ મેરેથોન (Marathon) ના મેદાનમાં પડાવ નાંખ્યો. આ જગાએ ઇરાની લશ્કર લડાઇની સઘળી ગોઠવણો પુરી કરે તે અગાઉ એથીન્યનોએ તેઓ ઉપર હુમલો કીધો. બન્ને લશ્કરો વચ્ચે યુદ્ધ જામ્યું. એથીન્યનોએ ઇરાની લશ્કરમાં ભંગાણ પાડયું, અને મોટી કતલ ચલાવી. **મેરેથોનની લડાઇ** ઇ. સ. પૂર્વે ૪૯૦ માં થઇ. આ લડાઇમાં ઇરાનીઓની હાર થવાથી યુનાન ઉપરની બીજી વેળાની ચઢાઇ પણ અધુરે ગઇ.

## દારાયસના પાછલા દિવસો અને તેનું મરણ.

યુનાન ઉપરની બબ્બે ચઢાઇઓ નિષ્ફળ જવાથી દારાયસને મોટું દુઃખ ઉપજ્યું. હવે તેણે જાતે યુનાન ઉપર ચઢાઇ લઇ જઇ તે દેશને પોતાના તાબા હેઠળ લાવવાનો વિચાર કીધો. તેણે યુનાન ઉપર ચઢાઇ લઇ જવા માટે લશ્કર અને કાફલો તૈયાર કરવા તાબેની પ્રજાઓને હુકમ આપ્યો. દારાયસની યુનાન ઉપરની ચઢાઇની તૈયારીઓ વિષે યુનાનીઓ વાકેફ થયા. તેઓ દારાયસના ધાકથી ગભરાટમાં પડયા, અને તેનું ધ્યાન યુનાન ઉપરથી બીજી બાજુ રોકવા માટે તેઓએ **મીસર**માં કાવાદાવા કરી ત્યાં બળવાની આગ સળગાવી. મીસરના બળવાખોરોએ ઇરાની સેત્રપને પોતાના દેશમાંથી હાંકી કાઢયો, અને સ્વતંત્રાનો ઝુંડો ઉઠાવ્યો (ઇ. સ. પૂર્વે ૪૮૭). દારાયસની બુઝોગીના વખતમાં બનેલા આ બનાવથી તે નાઉમેદ થયો નહિ. તેણે મીસર અને યુનાન બન્ને ઉપર જાતે ચઢાઇ લઇ જવાનો ઠરાવ કરી પોતાનું રાજ્ય પોતાના બેટા **ઝર્કસીસ**ને સોંપ્યું, પણ તે બહાદુર અને કોઇપણ મુશ્કેલીથી ડરી નહિ જાય એવા શૂરવીર પાદશાહનું મરણ પોતે મનમાં યોજેલાં કામો પાર પાડે તે અગાઉ નિપજ્યું (ઇ. સ. પૂર્વે ૪૮૬).

# પ્રકરણ આઠમું.

## દારાયસની ફતેહમંદ કારકીર્દી અને તેના ઉત્તમ ગુણો નક્ષે-રૂસ્તમના ખીલાશેકી લેખોને આધારે.

આ ધરતી ઉપર થઇ ગએલા દુનિયાની જુદી જુદી પ્રજાઓના રાજકર્તાઓમાં પારસી પાદશાહ મહાવીર **દારાયસ** એક અતિ કીર્તિવંત, ફત્તેહમંદ અને બાહોશ રાજકર્તા હતો. એશિયા, યુરોપ અને આફ્રિકા મધેની પોતાની બહોળા વિસ્તારની શહેનશાહતનો કારોબાર અતિ ડહાપણભરી રીતે કરી તેણે પારસી પ્રજાની નામના અને કીર્તિમાં મોટો વધારો કર્યો હતો. યુરોપ ખંડના રશિયાના ભિત્તરમાં જ્યાં નેપોલીયન બોનાપાર્ટ જેવા લડવૈયાનાં લશ્કરો નિષ્ફળ થઇ નાશ પામ્યાં હતાં, ત્યાં વટીક દારાયસે મોટી ફત્તેહો મેળવી પારસી શૂરાતનનો એક અદ્‌ભુત દાખલો દુનિયાને પુરો પાડયો છે. એક મોટી શહેનશાહતનો નામવર અને કીર્તિવંત શહેનશાહ હોવા છતાં તેનામાં જે નમ્રતા, ખુદા ઉપરનો વિશ્વાસ, પોતાનાં પારસી નામ માટેની મગરૂરી, પોતાની કોમ માટેની લાગણી, પોતાના દેશ માટેની દાઝ, તથા ભલાઇ અને નેકી માટેની આતુરતા હતાં, તે આપણી નજર સમક્ષ પારસી ચારિત્રનો નકલ કરવાજોગ નમુનો રજુ કરે છે. **નક્ષે-રૂસ્તમના લેખમાં અહુરમજદની સેતાયશ** કરતાં દારાયસ જણાવે છે, કે

"અહુરમજદ તે મહાન સાહેબ છે, કે જેણે આ દુનિયા પેદા કીધી, જેણે પેલું આસ્માન પેદા કીધું, જેણે ઇન્સાનને સરજ્યું, જેણે ઇન્સાનને વાસ્તે નવાજેશો પેદા કીધી, જેણે હું દારયવહુશ (દારાયસ) ને શાહ બનાવ્યો; ઘણાંએક શાહોનો એકલો શાહ, ઘણાંએક ફરમાદારોનો એકલો ફરમાદાર."

નક્ષે-રૂસ્તમના લેખમાં દારાયસ **પોતાની ઓળખ** આપતાં કહે છે, કે

"હું છું દારયવહુશ (દારાયસ), મહાન શાહ, શાહોનો શાહ, સર્વ તરેહના લોકોના મુલકોનો શાહ, છેક દૂર વેરની આ બહોળી ભૂમિનો શાહ, વિશ્તાસ્પનો પુત્ર, હખામનીશી ખાનદાનનો, પારસી, પારસી નસલનો, આર્ય, આર્ય તોખમનો."

આ પછી નક્ષે-રૂસ્તમના લેખમાં **દારાયસે જીતેલા ૩૦) રાજ્યોનાં નામો** મળે છે, જે તેની ફત્તેહમંદ કારકીર્દી અને બહોળી મુલકગીરીનો ખ્યાલ આપણને આપે છે. દારાયસ જણાવે છે, કે

"અહુરમજદની મહેરથી (૧) પાર્સ ઉપરાંત નીચલા દેશોને મેં કબજે કીધા, તેઓ ઉપર મેં રાજ્ય કીધુ, તેઓ મારે માટે ખંડણી લાવ્યા, તેઓને મારા તર-



''નક્શે રુસ્તમ'' ઉપરના હખામની શહેનશાહોનાં અસ્તોદાનો, તથા સાસાની શહેનશાહોના કોતરકામો (શીરાઝ શહેરથી ૩૮ માઈલ દૂર).

ફથી જે કાંઇ ફરમાવવામાં આવ્યું તે તેઓ બજા લાવ્યા, અને તેઓમાં મારો કાયદો ચાલ્યો. (૨) મીડીયા, (૩) સુસ્યાના, (૪) પાર્થ્યા, (૫) આર્યા, (૬) બેક-ત્રીઆ, (૭) સોગડીઆના, (૮) ખોરેઝ્મીઆ, (૯) દ્રેન્જયાના, (૧૦) એરેખોશીઆ, (૧૧) થતગુશ, (૧૨) કન્દાર, (૧૩) હિંદ, (૧૪) સ્કીથ્યા હોમાવર્કા, (૧૫) સ્કીથ્યા તિગ્રખઉદા, (૧૬) બેબીલોન, (૧૭) એસિર્યા, (૧૮) અરેબ્યા, (૧૯) ઇજીપ્ટ, (૨૦) આર્મિન્યા, (૨૧) કેપેડોશીઆ, (૨૨) સ્પર્દ, (૨૩) આયોન્યા, (૨૪) દરીઆની પેલેપારનો (યુરોપ્યન) સ્કીથ્યા, (૨૫) સ્કુદ્ર, (૨૬) લાંબા બાલ-વાળા (યુરોપ્યન) યુનાનીઓનો મુલક, (૨૭) પુતિઆ, (૨૮) કુશિઆ, (૨૯) મચિઆ, અને (૩૦) કર્કા.



નવરૂઝ હેંગામે દારાયસની જીતેલી પ્રજાઓ ભેટ આપવા આવી છે તેનો પર્સીપોલીસ ખાતે ચિતાર.

નક્ષે-રૂસ્તમના લેખમાં દારાયસ પોતે જીતેલા ૩૦) રાજ્યોનાં નામો આપવા ઉપરાંત દુનિયાની ખાતરી કરવા પોતે **જીતેલી પ્રજાઓનો ચિતાર આપતાં** જણાવે છે, કે

"અહુરમજદે જ્યારે આ દુનિયાને મુસ્કેલીમાં જોઇ, ત્યારે તે મને સોંપી, અને મને શાહ બનાવ્યો. અહુરમજદનીજ મહેરબાનીથી હું શાહ છું. મેં તેમાં રાજ્યો સ્થાપ્યાં; જે કાંઇ મેં તેઓને ફરમાવ્યું તે મારી ખાહેશ મુજબ તેઓ બજા લાવ્યા. જો તું કવચિત વિચારે, કે શું આટલા બધા દેશો દારયવહુશ (દારાયસ) શાહ ધરાવતો હતો? તો જે પ્રજાઓ આ ચિતારમાં મારૂં તખ્ત ઉંચકી ઉભી છે તેઓ તરફ તું જો, કે તેઓને તું ઓળખી કાઢશે; ત્યારે તારી ખાતરી થશે, કે પારસી વીરનો ભાલો પાસથી છેક દૂર વેર પહોંચી ગયો હતો."

નક્ષે-રૂસ્તમના લેખમાં પોતાની ફત્તેહોનું વર્ણન કીધા પછી દારાયસ ખાક-

સારીથી પોતાની ફત્તેહો માટે **અહુરમજદની** જે **શુક્રગુજારી** કરે છે તે એ મહાન પાદશાહની મોટાઇ છતાં નકલ કરવાજોગ નમનતાઇનો તથા પોતાની કોમ તરફની ફીદાગીરીનો ઉત્તમ દાખલો પુરો પાડે છે. તે કહે છે, કે

"જે કાંઇ મેં કીધું તે સર્વે અહુરમજદની મહેરથી કીધું. અહુરમજદે મને મદદ આપી, તેથી મારૂં કામ હું બજા લાવ્યો. અહુરમજદ મારો, મારી કોમનો, અને મારી શહેનશાહતનો બચાવનાર થાઓ! અહુરમજદને આ મારી નમનતાઇ-ભરેલી અરજ છે તે અહુરમજદ બક્ષો!"

છેવટે, દારાયસ **માણસજાતને નસિહત** કરે છે, કે

"ઓ ઇનસાન! જે કાંઇ અહુરમજદનાં ફરમાનો છે તે તારી નજરે ખુલ્લાં થાઓ! સચ્ચાઇનો રસ્તો તું મા છોડતો! આડો મા ચાલતો! પાપ મા કરતો!

---

## પ્રકરણ નવમું.

### શહેનશાહતની સલામતી તથા આબાદી અર્થે દારાયસે દાખલ કીધેલા સુધારા.

#### (૧) શહેનશાહતનો વહિવટ કરવા રચેલું રાજ્યબંધારણ.

મહાન શહેનશાહો **સાઇરસ** અને **કમ્બાઇસીસે** હખામની સલતનતની હદ પોતાની ફત્તેહોથી ચોતરફ વધારી દીધી હતી. મહાવીર **દારાયસે** પોતાની બહોળી ફત્તેહોથી શહેનશાહતના વિસ્તારમાં વધુ ઉમેરો કર્યો હતો. એક બુલંદ શહેનશાહત સ્થાપવાનું કામ જેટલું બિકટ છે તે કરતાં વધુ બિકટ તે જાળવી રાખવાનું છે. સાઇરસે સ્થાપેલી અને તેના બેટા કમ્બાઇસીસે વધારેલી મહાન શહેનશાહતમાં કમ્બાઇસીસના મરણ પછી જગેજગ બળવાઓ ઉઠયા. મહાન દારાયસને આ સઘળા બળવાઓની સાંમે થઇ શાંતિ પાંથરતાં છ વર્ષો નિકળી ગયાં. તે બહાદુર યોદ્ધા અને કુશળ રાજદ્વારી શાહે જોઇ લીધું, કે શહેનશાહતને ટકાવી રાખવા માટે ઉત્તમ બંદોબસ્ત સાથનું રાજ્યબંધારણ જરૂરનું છે.

દારાયસે પોતાની મહાન શહેનશાહતને ૩૦) રાજ્યોમાં વહેંચી નાંખી, એમ નક્ષે-રૂસ્તમના પહાડ ઉપર કોતરાવેલા લેખ ઉપરથી માલમ પડે છે. તેણે દરેક રાજ્યમાં **ત્રણ મોટા અધિકારીઓ** નેમ્યા. દરેક રાજ્યનો પહેલો મોટો અધિ-કારી **સેત્રપ** યાને **વાઇસરોય** હતો. વાઇસરોયનું કામ પોતાને હસ્તકના પ્રાંતમાં

રાજ્ય વહિવટ ચલાવવાનું, મહેસુલ એકઠી કરવાનું, એકઠી થએલી મહેસુલમાંથી રાજ્ય વહિવટનો સઘળો ખર્ચ કરવાનું, અને બાકી રહેલી ફાજલ પુરાંત શહેનશાહને પહોંચાડવાનું હતું. વળી તેણે પોતાના રાજ્યમાં ઉપજતી કિમતી પેદાયશોનો અમુક ભાગ પણ વડી સરકાર તરફ મોકલવાનો હતો. દરેક રાજ્યનો બીજો મોટો અધિકારી **સેપેહસાલાર** યાને **રાજ્યમાંના લશ્કરનો વડો** હતો. સેપેહસાલારનું કામ પોતાને હસ્તકના રાજ્યમાં બંદોબસ્ત જાળવવાનું તથા દુશ્મન રાજ્યો તરફથી પોતાના રાજ્ય ઉપર આવતા હુમલા વખતે બચાવ કરવાનું હતું. લશ્કરના નિભાવ માટે જે ખર્ચ થાય તે તેણે સેત્રપ પાસે મેળવવાનો હતો. તેનાથી સેત્રપનાં કામની આડે અવાતું નહિ, તેમજ સેત્રપ પણ તેનાં કામ વચ્ચે માથું મારી શકતો નહિ. દરેક રાજ્યનો ત્રીજો મોટો અધિકારી **શહેનશાહી સેક્રેટરી** અથવા **મંત્રી** હતો. આ અધિકારીનું કામ પોતાને હસ્તકને રાજ્યના સેત્રપ અને સેપેહસાલારના કામ ઉપર નજર રાખી તેની હકીકત પાદશાહને પહોંચાડવાનું હતું.

રાજ્ય વહિવટની આવી ઉત્તમ ગોઠવણો છતાં રાજ્યના મોટા અધિકારીઓ ખોટી એકસંપી કરીને રૈયત ઉપર જુલમ ગુજારે નહિ, અથવા શહેનશાહત સાંમે માથું ઉંચકે નહિ, તેની સાવચેતી રાખવા દર વર્ષે એક શહેનશાહી કુટુંબના શાહજાદાને લશ્કર આપી અચણુચ કોઇપણ રાજ્યમાં મોકલવામાં આવતો. આ શાહજાદો રૈયત તરફની કોઈપણ જાતની ફરિયાદો હોય, તેની તપાસ કરી તે વિષે શહેનશાહને વાકેફ કરતો. નાના અધિકારીઓ સાંમે ફરિયાદ થઇ હોય, તો તુરત તેઓની તપાસ કરી, દોષિત માલમ પડતાં તેઓને સજા કરવામાં આવતી. પરંતુ જો કોઇ મોટા અધિકારીઓ સાંમે ફરિયાદ થતી, તો તેઓની તપાસ કરવા માટે ખાસ **Royal Commission** યાને **શહેનશાહી અદાલત** નેમવામાં આવતી. આ અદાલતમાં કામ કરવા માટે બાહોશ ન્યાયાધીશોની નેમણુંક થતી. આ ન્યાયાધીશો મોટા અધિકારીઓ સાંમેની ફરિયાદની તપાસ કરતા, અને ઘટતો ન્યાય આપતા. જો ન્યાય તોળવામાં આ ન્યાયાધીશો લાંચ રૂશ્વતને શરણ થઇ કાંઇ ખામી કરતાં પકડાતા, તો તેઓને મોતની સજા ફરમાવવામાં આવતી. આ પ્રમાણે પોતાના તાબા હેઠળની જુદી જુદી પ્રજાઓને વાજબી ઇન્સાફ મળે, અને શહેનશાહતના દરેક ભાગમાં ગેરઇન્સાફ કે જુલમ નહિ વર્તે તેની સંભાળ લેવા, આવી સુંદર ગોઠવણો કરવામાં દારાયસે અદ્ભુત બાહોશી અને ઉત્તમ રાજદ્વારી ડહાપણ દેખાડયું હતું.

## (૨) વ્યવહારનાં સાધનો અને ટપાલની ગોઠવણ.

હખામની શહેનશાહત એશિયા, યુરોપ અને આફ્રિકાના ત્રણ ખંડો ઉપર પંથરાએલી હતી. આવી એક બુલંદ શહેનશાહતના જુદા જુદા ભાગોમાં બનતા

બનાવોની ખબર પાયતખ્ત ખાતે મેળવવા માટે દારાયસે ઘણી સુંદર ગોઠવણો કરી હતી. પ્રથમ તેણે સાર્દીસ, સુસા અને પર્સીપોલીસનાં શહેરોને શહેનશાહતનાં ત્રણ પાયતખ્તો તરીકે ઠેરવ્યાં. દરેક પાયતખ્તની આસપાસ આવેલાં શહેરોને તે પાયતખ્ત સાથે રસ્તાઓ બાંધી જોડવામાં આવ્યાં, અને ત્રણે પાયતખ્તોને એક મોટા ધોરી રસ્તાથી એકત્ર કરવામાં આવ્યાં. રસ્તાઓ બાંધતી વેળા જ્યાં નદી નાળાં આવે ત્યાં પૂલો બાંધવામાં આવ્યા. મોટી નદીઓ પાર કરવાને માટે હોડીઓનો વ્યવહાર રાખવામાં આવ્યો. રસ્તાઓપર મુસાફરખાનાં અને કુવાઓ બાંધવામાં આવ્યા. મુસાફરી કરતી વેળા જાનમાલને હરકત નહિ થાય તે માટે બંદોબસ્ત કરવામાં આવ્યો.

શહેનશાહતના જુદા જુદા રસ્તાઓ ઉપર ચૌદ ચૌદ માઇલના અંતરે ટપ્પાઓ મુકરર કરવામાં આવ્યા. એક જગાએથી બીજી જગાએ ખબરઅંતર લાવલઇજા કરવા માટે દરેક ટપ્પા ઉપર એક ઘોડેસ્વાર તૈયાર રહેતો. આગલે ટપ્પેથી આવેલો ટપાલ લઇ આ ઘોડેસ્વાર તુરત ઉપડી ચૌદ માઇલને છેટેના બીજા ટપ્પા ઉપરના સ્વારને તે સોંપતો. એ પ્રમાણે જુદાં જુદાં શહેરો ખાતેથી પાયતખ્તો ખાતે અને પાયતખ્તોથી શહેરો ખાતે સામસામી ખબરો અતિ ઝડપથી પહોંચાડવાની ગોઠવણો કરવામાં આવી હતી.

## (૩) વેપારવણજનો વધારો અને ચલણી સિક્કાઓ.

હખામની શહેનશાહતને તાબેની જુદી જુદી પ્રજાઓ વચ્ચે વેપારવણજના વધારા તથા લેવડદેવડની સવળતાને માટે દારાયસે સોનાના તથા રૂપાના ચઢ ઉતર કિમતના સિક્કાઓ પડાવ્યા હતા. આ સિક્કાઓ ઉપર પાદશાહને શિકારબાજીની કે લડાઇગાહની તૈયારીમાં ઉભેલો ચિતારવામાં આવ્યો હતો. આ સિક્કાઓ યુરોપખંડમાં પણ જણાયલા હતા. દારાયસના સોનાના સિક્કામાં વપડાએલું સોનું એટલું ચોકખું અને સિક્કાની કિમત મુજબનું વાપડવામાં આવતું હતું, કે તે સિક્કાઓ દુનિયાના કોઇપણ બજારમાં વગર મુશ્કેલીએ ચાલી શકતા હતા. દારાયસના નામ ઉપરથી એ સિક્કાઓ **દેરીક** નામે જણાયલા હતા.

## (૪) દારાયસનાં લોકોપયોગી અને દબદબાભર્યાં બાંધકામો.

બુલંદ હખામની શહેનશાહતના તાબા હેઠળ જે અનેક રાજ્યો આવેલાં હતાં તેઓ તરફથી દર વર્ષે ખંડણી રૂપે મોટી રકમો શહેનશાહી તિજોરીમાં ભરાતી હતી. દારાયસે પોતાની આ મોટી આમદાનીનો ઉપયોગ લોકોપયોગી બાંધકામો તથા શહેનશાહતની જાહોજલાલી તથા દબદબાનો ખ્યાલ આપનાર ભવ્ય બાંધકામો ઉભાં કરવા પાછળ કીધો.

## લોકોપયોગી બાંધકામો.

**(ક) સુએઝની નહેર**—દારાયસે રાતા સમુદ્ર અને ઇજીપ્ટની નાઇલ નદીને જોડવા માટે એક નહેર ખોદાવી હતી. હાલમાં રાતા અને ભૂમધ્ય સમુદ્રો વચ્ચે જે સુએઝની નહેર આવેલી છે તે ગઇ સદીમાં એક ફ્રેંચ ઇજનેરે બાંધી હતી, અને આજે તે દુનિયામાં ઇજનેરી કળાના એક નાદર નમુના તરીકે જાણીતી છે. પારસીઓ વાજબી રીતે મગરૂરી લઇ શકશે, કે તેઓના પવિત્ર અને મહાન વડીલ દારાયસ હિસ્તાસ્પીસે આવી એક નહેર બાંધવાનું મહાભારત કામ આજથી અઢી હજાર વર્ષ પર પાર પાડ્યું હતું. રાતા સમુદ્ર અને નાઇલ નદીને જોડવાનું કામ મીસરના એક આગલા પાદશાહે માથે લીધું હતું, પણ તેમાં તે નિષ્ફળ નિવડ્યો હતો. દારાયસે હખામની શહેનશાહતનાં બહોળાં સાધનો અને તેના તાબા હેઠળની પ્રજાઓના કુશળ કારીગરોની મદદ સાથ આ મહાભારત કામ પાર પાડી, પુરાતન સુએઝની નહેર બંધાવી પ્રજા કલ્યાણનું એક મોટું કામ પાર પાડ્યું.



પર્સીપોલીસનાં મહેલમાનું એક કોતરકામ. રથમાં બેસી શહેનશાહ શીકાર કરે છે.



મહેલનો સ્થંભ.



પર્સીપોલીસનાં મહેલનો દાદર.

**(ખ) બીજાં બાંધકામો**—દારાયસે રૈયતનાં સુખને માટે રસ્તાઓ, પૂલો, મુસાફરખાનાં, કુવાઓ, તળાવો વગેરે અનેક બાંધકામો કર્યાં હતાં.

## શહેનશાહતનો દબદબો તથા જાહોજલાલી દાખવનારાં બાંધકામો, કોતરકામો અને લેખો.

**(ક) મહેલો અને કોતરકામો**—દારાયસે મોટા ભપકાદાર મહેલો અને દિવાનખાનાંઓ બંધાવ્યાં હતાં, જે હખામની શહેનશાહતની જાહોજલાલી અને દબદબાનો ખ્યાલ દુનિયાને આપતાં હતાં. આ મહેલો મુખ્યત્વે કરીને **સુસા** અને **પર્સીપોલીસ** ખાતે બાંધવામાં આવ્યા હતા. દારાયસના મહેલોનાં ખંડિએરો આજે

પણ પુરાતન પારસી શહેનશાહતની જાહોજલાલીનો ખ્યાલ આપતાં ઉભેલાં છે, અને દુનિયાના મુસાફરોને ઇરાની શિલ્પકળા અને ઇમારતબંદીના હુન્નર માટે અજાયબીમાં ગરકાવ કરે છે. આ મહેલોમાં સિંહ, ગોધા વગેરે જાનવરોનાં તથા બીજાં આંખને ઉડી વળગે એવાં કોતરકામો જોવામાં આવે છે.

(ખ) **અદ્દભુત કારીગરી સાથના ખીલારોકી લેખો**—પોતાનાં મહાભારત કામોની નોંધ જાળવનારા લેખો દારાયસે **બહિસ્તુન, પર્સીપોલીસ** અને **નક્ષે-રૂસ્તમ** ખાતે કોતરાવ્યા હતા. આ લેખો ગઇ સદીમાં જાહેરમાં



પર્સીપોલીસની હખામની પાદશાહનો મહેલ કેવો હશે તેનું Restoration

આવ્યા, ત્યારથી હખામની તવારીખ પર ઘણું અજવાળું પડ્યું છે. આ લેખો ઉપરાંત હાલમાં પર્સીપોલીસ ખાતે થએલાં ખોદકામ વેળા સેંકડો રૂપાંની તકતીઓ મળી છે, જે દુનિયાને પારસીઓની અને તેઓના મહાવીર દારાયસની જાહોજલાલીનો ખ્યાલ આપવા માટે ઉત્તમ સાધન પુરાં પાડશે. દારાયસે કોતરાવેલા લેખોમાં બહિસ્તુન પહાડ ઉપરના લેખો દુનિયાના તમામ લેખોમાં સર્વોપરિ જગા રોકે છે. બહિસ્તુનના લેખ એક મોટા રસ્તાની નજદીક આવેલા ૧૭૦૦) ફીટ ઉંચા પહાડ ઉપર કોતરવામાં આવ્યા છે. આ પહાડની તળેટીથી ૪૦૦) ફીટની ઉંચાઇએ પહાડનું પાસું સાફ કરી, તે ઉપર ત્રણ ભાષામાં ખીલારોકી હરફે ૨૦૦૦) લાઇનો કોતરવામાં આવી છે. લેખો કોતર્યા પછી તેઓની સાચવણીના અર્થે તે પર કોઇક રસાયણિક પદાર્થનું કાચના જેવું પડ કરી લેવામાં આવ્યું છે, કે જેથી તેઓ ઋતુની સખતાઇ સામે બચેલા રહે.

# પ્રકરણ દશમું.

## ગ્રીસ દેશ ઉપર ચઢાઇ લઇ જનાર પારસી શહેનશાહ ઝર્ક્સીસ (Xerxes)

(ઇ. સ. પૂર્વે ૪૮૬ થી ૪૬૫).

મહાન શહેનશાહ દારાયસના મરણ પછી તેનો બેટો **ઝર્ક્સીસ** (ક્ષયાર્શા) ઇરાનની ગાદીનો માલેક થયો. ઝર્ક્સીસે ગાદી ઉપર આવતાંજ પોતાના પિતાની મરવા પહેલાંની મીસર અને યુનાન ઉપર ચઢાઇ કરવાની ઇચ્છાઓ અમલમાં લાવવા ઠરાવ કીધો.

### ઝર્ક્સીસની બળવાખોર ઇજીપ્ટ ઉપર ચઢાઇ

(ઇ. સ. પૂર્વે ૪૮૫).

**કારણ:—**

દારાયસના છેલ્લા દિવસોમાં યુનાનીઓની ઉશ્કેરણીથી ઇજીપ્ટનાં લોકોએ બળવો જગાડી પોતાના દેશમાંથી ઇરાની હાકેમને હાંકી કાઢયો હતો. ઝર્ક્સીસે તખ્ત ઉપર ઠરીઠામ થતાં તુરતજ ઇજીપ્ટને તાબે કરવાનો નિશ્ચય કીધો.

**બનાવો:—**

ઝર્ક્સીસ એક મોટાં લશ્કર સાથ ઇજીપ્ટ ઉપર ચઢી ગયો, અને તેનાં પાયતખ્ત મેમ્ફીસને કબજે કર્યું. બળવાખોર ઇજીપ્શાયનોને તેણે સખત સજા કીધી. ઇરાનીઓનાં મહાભારત બળ આગળ ઇજીપ્શીયનો લાચાર થયા. ઇજીપ્ટને એકવાર પાછું ઇરાનની સર્વોપરિ સત્તા હેઠળ આણવામાં આવ્યું. ઝર્ક્સીસે પોતાના ભાઇ **હુખામનીશને** ઇજીપ્ટનો હાકેમ નેમ્યો, અને તે પોતે સુસા પાછો ફર્યો.

### યુરોપ ખંડ ઉપર બીજી મોટી પારસી ચઢાઇ. ઝર્ક્સીસની ગ્રીસ દેશની બળવાન સ્પાર્ટન અને એથીન્યન પ્રજાઓ સાથની લડાઇઓ.

(ઇ. સ. પૂર્વે ૪૮૫–૪૮૧).

**લડાઇની તૈયારી.**

દારાયસ હિસ્તાસ્પિસે પોતાની યુરોપ ઉપરની ચઢાઇ વેળા ઘણીએક પ્રજાઓને વશ કરી હતી, તેઓમાં ગ્રીસ દેશ મધેની કેટલીક યુનાની પ્રજાઓ પણ હતી. આટલું છતાં ગ્રીસ દેશની ૨) મોટી બળવાન પ્રજાઓ—**સ્પાર્ટનો** અને **એથોન્યનોને** તાબે કરવાનો પ્રસંગ દારાયસને હાથ આવ્યો હતો નહિ. **આથી**

મીસર ઉપર પોતાનો કાબુ બેસાડયા પછી ઝર્કસીસે તે પ્રજાઓને તાબે કરવા માટે તે દેશ ઉપર ચઢાઇ કરવાની મોટી તૈયારીઓ કરવા માંડી. તેણે પોતાને તાબેની સઘળી પ્રજાઓ ઉપર લડાઇ માટે માણસો, ખાધખોરાકી, લડાઇનાં ઓજારો, ભારબરદારી અને સવારીનાં જાનવરો વગેરે સામગ્રીઓ પુરી પાડવા હુકમ ફરમાવ્યો. વળી તેણે પોતાને તાબેની યુનાની અને ફીનીશ્યન પ્રજાઓને દરિયાઇ કાફલાઓ ભેગા કરવાનું કામ સોંપ્યું. પોતાનાં મહાભારત સૈન્યને યુરોપમાં ઉતારવા માટે એશિઆ અને યુરોપ ખંડને છૂટા પાડનાર હેલેસ્પોંટની ખાડી ઉપર વહાણોનો એક ગંજાવર પૂલ બાંધવાનો હુકમ ઝર્કસીસે બહાર પાડયો. ખાડીમાં વહાણોને મોટાં લંગરોથી સ્થિર કરીને, તે ઉપર પાટીઆંઓ જડી તથા મટોડું પાંથરી એક મોટો રસ્તો બનાવવામાં આવ્યો. આ રસ્તાની બન્ને બાજુએ ભારબરદારી જાનવરો તે ઉપરથી ચાલતાં પાણી જોઇને ભડકે નહિ તે માટે ઉભાં પાટીઆંની આડ કરવામાં આવી હતી. દારાયસ હિસ્તાસ્પિસના વખતમાં મર્દોન્યસની યુનાન ઉપરની ચઢાઇ વેળા મેસિડોનમાં આવેલા એથોસના પહાડ આગળના તોફાની દરિયાના સબબે તે જગાએ ઇરાની કાફલાનો નાશ થયો હતો તે ઉપરથી ચેતીને, ઝર્કસીસે એથોસના પહાડ નજદીકના જમીનના ફાંટાને કાપી નાંખીને, બે વહાણો આમાંનસામન પસાર થાય એવી નહેર બાંધવાનો હુકમ આપ્યો. આ સઘળી તૈયારીઓ કરવા પાછળ ચાર વર્ષો (ઇ. સ. પૂર્વે ૪૮૫ થી ૪૮૧) પસાર થઇ ગયાં.

**લડાઇની કૂચ** (ઇ. સ. પૂર્વે ૪૮૧-૪૮૦).

યુનાન ઉપરની ચઢાઇ માટે ઝર્કસીસ પોતાનાં પાયતખ્ત **સુસા** ખાતેથી ઇરાની લશ્કર સાથ ઉપડયો. તેની સાથે દશ હઝાર પારસીઓની એક ખાસ ફોજ હતી, જે ઇરાની લશ્કરમાં **અમર ફોજ** ને નામે પ્રખ્યાત હતી. આ ફોજને 'અમર' નામ એટલા માટે મળ્યું હતું, કે તે ફોજમાં કોઇપણ સેપાહ માર્યો જાય, કે તુરતજ તેની જગા પર બીજો સેપાહ મૂકી દશ હઝારની સંખ્યા કાયમ રાખવામાં આવતી હતી. ઝર્કસીસ જયારે કેપેડોશ્યામાં આવી પહોંચ્યો, ત્યારે અગાઉથી કીધેલી ગોઠવણ મુજબ **ક્રીટાલા** નામની જગા આગળ તેને તાબેની તમામ પ્રજાઓનું લાખોનું સૈન્ય તેને આવી મળ્યું. આ મહાભારત સૈન્યને લઇ તે હેલેસ્પોંટ જવા ઉપડયો. માર્ગમાં તેની મોટી સેના ફ્રીજ્યા પ્રાંતમાં આવી પહોંચી. આ પ્રાંતમાં વસ્તા એક કરોડપતી ઇરાની દેશભક્ત **પીથ્યાસે** પાદશાહને મોટો આવકાર આપ્યો. તેણે તમામ લશ્કરને મોટી જયાફત આપી. પોતાની દેશભક્તિ અને રાજભક્તિ દર્શાવવાને ખાતર તેણે પોતાની તમામ દોલત અને માલખજાનો ઝર્કસીસને નજર કીધો. તેની આવી દેશભક્તિ અને રાજભક્તિ જોઇને ઝર્કસીસ બહુ ખુશ થયો. ઝર્કસીસે

તેની તમામ દોલત તેને પાછી સપુરત કીધી એટલુંજ નહિ, પણ તેને વળતાં મોટાં ઇનામો આપી તેની વફાદારીની કદર કીધી. પીથ્યાસનું કુટુંબ પોતાની વફાદારી માટે પ્રસિધ્ધ હતું. તેના પિતાએ મહાન દારાયસને એક સોનાના પાંદડાંનું ઝાડ અને કિમતી ઝવાહીરોથી બનાવેલો એક દ્રાક્ષનો વેલો ભેટ કર્યો હતો. ફ્રીજ્યાથી ઇરાની સેના લીડયા પ્રાંતના **સાર્દીસ** શહેરમાં થઇને છેવટે **હેલેસ્પોંટ**ની ખાડી આગળ આવી પહોંચી. આ સ્થળે ઇરાની દરિયાઇ કાફલો પણ તૈયાર હતો. મોટાં ઇરાની સૈન્યએ હેલેસપોંટની ખાડી ઉપર બાંધેલા પૂલ ઉપરથી આગળ વધી **યુરોપ**માં પગ મૂકયો. સેંકડો માઇલની કૂચ કરીને ઝર્કસીસની મહાન સેના **થ્રેસ** અને **મેસિડોન**માં આવી પહોંચી. એજ વખતે ઇરાની કાફલો પણ દરિયા માર્ગે એથોસની નહેર પસાર કરી ઇરાની લશ્કરને આવી મળ્યો.

### લડાઇના બનાવોઃ—

## થર્મોપાઇલી (Thermopylae) ની લડાઇ અને તેમાં સ્પાર્ટનોની હાર

(ઇ. સ. પૂર્વે ૪૮૦).

ઝર્કસીસનું ઇરાની લશ્કર માર્ગમાં આવતી સઘળી યુનાની પ્રજાઓને તાબે કરી, **થર્મોપાઇલી**ના અતિ સાંકડા અને બિકટ પહાડી માર્ગ આગળ આવી પહોંચ્યું. આ જગોએ સ્પાર્ટાનો રાજા **લીઓનીડસ** એક નાનાં યુનાની લશ્કર સાથ પહાડી માર્ગનો બચાવ કરવા ઉભો હતો. ઝર્કસીસનાં લશ્કરને આ પહાડી માર્ગનો કબજો લેનાં ઘણી મુશ્કેલી નડી. થર્મોપાઇલીનો પહાડી માર્ગ અતિ સાંકડો હોવાને કારણે ઝર્કસીસનાં મોટાં લશ્કરને માટે તે જગોએ કોઇબી જાતની હિલચાલ કરવાનું અશક્ય થઇ પડયું. લીઓનીડસનું યુનાની લશ્કર પહાડી માર્ગને છેડે બાંધેલી દિવાલનાં રક્ષણ હેઠળ ઉભું રહી ઇરાની લશ્કરને હેરાન કરવા લાગ્યું. આખરે દશ હઝાર માણસનાં એક ઇરાની લશ્કરે પહાડો ઉપર ચઢી જઇ લીઓનીડસનાં યુનાની લશ્કરના પાછલા ભાગ ઉપર હુમલો કીધો. તેજ વેળા ઝર્કસીસનું ઇરાની લશ્કર પહાડી માર્ગે આગળ વધ્યું. આ જગોએ થએલી લડાઇમાં લીઓનીડસ તેનાં તમામ લશ્કર સાથ માર્યો ગયો (ઇ. સ. પૂર્વે ૪૮૦).

## ઝર્કસીસની એથન્સ (Athens) તરફ કૂચ. એથીન્યનોની નાસભાગ અને એથન્સનો નાશ.

હવે ઇરાની લશ્કરે **એથન્સ** તરફ આગળ વધવા માંડયું. માર્ગમાં જે યુનાની પ્રજાઓ ઝર્કસીસની સામે થઇ તેઓને તેણે મજબુત સજા કરી. સામે થનારાં યુનાનીઓનાં શહેરો અને કસ્બાઓને ઉજ્જડ કરતો, તથા યુનાનીઓનાં મૂર્તિપૂજાનાં

મંદિરોનો નાશ કરતો તે આગળ વધ્યો. ઘણાં નામીચાં યુનાની મંદિરોનો નાશ ઝર્કસીસની ચઢાઇ વેળા થયો. હવે ઝર્કસીસનું ઇરાની લશ્કર એથીન્યનોનાં પાયતખ્ત એથન્સમાં દાખલ થયું. મહાન ઇરાની સેનાને એથન્સ તરફ ધસી આવતી જોઇને એથીન્યનો શહેર છોડી ગયા. લશ્કરી માણસોએ વહાણો ઉપર આસરો લીધો, અને બીન-લશ્કરી માણસો સેલેમીસ વગેરે ટાપુઓમાં જઇ વસ્યા. ઝર્કસીસે એથન્સ કબજે કીધું. દારાયસના વખતમાં યુનાનીઓએ જગાડેલા બળવા વખતે એથીન્યનોએ લીડયાના પાયતખ્ત સાર્દીસને બાળી નાંખ્યું હતું તેની સજા તરીકે ઇરાનીઓએ એથન્સ શહેરને આગ લગાડી બાળી મૂક્યું.

---

# દરિયાઈ લડાઇઓ.

## ૧) આર્ટીમીશ્યમ (Artemisium) ની લડાઇ અને યુબાઇઆ અથવા યુબોયા (Eubœa) ના યુનાની ટાપુની ફત્તેહ

(ઇ. સ. પૂર્વે ૪૮૦).

એક બાજુથી જ્યારે ઇરાની લશ્કર ગ્રીસમાં ઉતરી જમીન માર્ગે પોતાની ફત્તેહો લંબાવ્યું જતું હતું, ત્યારે બીજી બાજુ ઇરાની કાફલો યુનાની કાફલાને ઘેરી લઇ દરિયાઇ લડાઇમાં તેને રોકવાની તજવીજ કરતો હતો. ઇરાનીઓનાં દરિયાઇ બળનો આધાર તેઓને તાબેની યુનાની પ્રજાના દરિયાઇ બળ ઉપર હતો. ઝર્કસીસે યુનાન ઉપરની ચઢાઇ વેળા પોતાને તાબેની ફીનીશ્યન, આયોન્યન તથા યુનાની પ્રજાઓમાંથી દરિયાઇ કાફલો ભેગો કર્યો હતો. આ રીતે ઇરાનીઓને પોતાના દરિયાઇ કાફલા માટે ઇરાની નહિ એવી પ્રજાઓ ઉપર આધાર રાખવાની ફરજ પડી હતી. ઇરાની કાફલામાં લગભગ તેરસો વહાણો હતાં. આ વહાણોનો કાફલો યુનાની કાફલા સાથે લડાઇમાં ઉતરે તે આગમચ તેઓમાંનાં ઘણાં વહાણો અનેકવાર થએલાં દરિયાઇ તોફાનોમાં સપડાઇ નાશ પામ્યાં હતાં. એટલું છતાં જ્યારે જમીન ઉપરનું ઇરાની લશ્કર થર્મોપાઇલીના પહાડી માર્ગ તરફ સ્પાર્ટનો સાથ લડાઈમાં રોકાયું હતું, તેજ વેળા **આર્ટીમીશ્યમ** ખાતે ભેગા થએલા ગ્રીસના યુનાની કાફલા ઉપર ઇરાની કાફલાએ હુમલો કીધો. ત્રણ દિવસો સુધી યુનાની અને ઇરાની કાફલા વચ્ચે દરિયાઇ યુદ્ધ જામ્યું. ઇરાની કાફલામાંના યુનાનીઓને ગ્રીકોએ અનેક રીતે સમજાવી, લાલચ આપી ડગમગતા કરવાની તજવીજ કીધી. ગ્રીકોએ યુબોયા (Eubœa) ના ટાપુ નજદીકના ખડકો ઉપર લેખો કોતરાવી, ઇરાની કાફલામાંના

યુનાનીઓને પોતાના ખેશાઓ સામે લડાઇ કરી, તેઓનો નાશ નહિ કરવાને વિનવ્યા. ગ્રીકોના અનેક કાવાદાવાઓને લીધે ઇરાની કાફલાની કેટલીક છૂપી હિલચાલની ખબર મેળવવામાં તેઓ ફત્તેહમંદ થયા. એટલું છતાં આર્ટીમીશ્યમ ખાતે થએલાં દરિયાઇ યુદ્ધમાં યુનાની કાફલાની હાર થઈ, અને તેઓને નાસી જવાની ફરજ પડી. આ લડાઇના પરિણામે યુબીયાનો મોટો ટાપુ ઇરાનીઓના હાથમાં આવ્યો.

## ૨) સેલેમીસ (Salamis) ની લડાઇ

(ઇ. સ. પૂર્વે ૪૭૯).

ઝર્કસીસનાં ઇરાની લશ્કરે એથન્સનો કબજો લીધા પછી એથીન્યનોનાં બીન લશ્કરી માણસોએ **સેલેમીસ**ના ટાપુ ઉપર આસરો લીધો હતો, અને લડાયક માણસો વહાણોના કાફલા ઉપર સવાર થયાં હતાં. આર્ટીમીશ્યમની દરિયાઇ લડાઇ પછી યુનાની કાફલાના સઘળાં વહાણો સેલેમીસના ટાપુ નજદીકના દરિયામાં ભેગાં થયાં હતાં. ઇરાની લશ્કરે એથન્સનો કબજો લીધા પછી ઇરાની કાફલો એથીન્યનોને વધુ સજા કરવા સેલેમીસના ટાપુ તરફ ધસ્યો. ઇરાની કાફલાએ યુનાની કાફલાને ઘેરી લીધો. આ દરિયાઇ લડાઇ વેળા ઇરાની કાફલાનાં વહાણોની ઉતાવળી હિલચાલથી મોટી સંખ્યાનાં ઇરાની વહાણો એકમેક સાથ અથડીને ભાંગી ગયાં, અને ઇરાનીઓને મોટું નુકસાન થયું. આ રીતે સેલેમીસની દરિયાઇ લડાઇમાં ઇરાનીઓ ફાવ્યા નહિ.

સેલેમીસની લડાઇ પછી પાદશાહ ઝર્કસીસ યુનાન ઉપરની ચઢાઇનું બાકીનું કામ ઇરાની સરદારો **મર્દોન્યસ** અને **અર્તબાઇઝસ (અર્દબાજુ)** ને સોંપી પોતે સુસા તરફ પાછો ફર્યો.

## ઝર્કસીસના એશિયામાં પાછા ફરવા પછી ગ્રીસમાં બનેલા બનાવો.

## પ્લેટીઆ (Platœa) ની લડાઈ

(ઇ. સ. પૂર્વે ૪૭૯).

શહેનશાહ ઝર્કસીસ પોતાનાં લશ્કર સાથ એશિયામાં પાછો ફર્યો તે બનાવથી યુનાનીઓમાં પાછી હિંમત આવી. એથીન્યનોએ પાછા એથન્સમાં આવી વસવા માંડયું. ઝર્કસીસે પોતાની ચઢાઇ દરમિયાન જીતેલા યુનાની પ્રાંતોએ પણ ઇરાનની સત્તા સામે ઠામઠામ બળવા જગાડયા. બહાદુર ઇરાની સરદાર **અર્દબાજુ**એ બધે પહોંચી વળી બળવાઓ દાબી દીધા. આ સઘળો વખત દરમિયાન **મર્દોન્યસ** પોતાની સાથનાં ઇરાની લશ્કર જોડે થીબ્સના પ્રાંતમાં હતો. શિયાળાની મોસમ પુરી થવે મર્દોન્યસે એથન્સ ઉપર હુમલો કરી તે પાછું જીતી લીધું. એથીન્યનો એક-વાર પાછા ઘરબાર વિનાના થયા. એથીન્યનોએ સ્પાર્ટનો તથા બીજા યુનાનીઓની

મદદ સાથ મોટું લશ્કર તૈયાર કરી, મર્દોન્યસ સાંમે લડવાની મજબુત તૈયારી કીધી. લડાઈની તમામ સામગ્રીઓથી સજ થઈને યુનાની લશ્કર **પ્લેટીઆ** શહેર નજદીક ભેગું થયું. ઇરાની સરદાર અર્દબાજુએ મર્દોન્યસને સલાહ આપી, કે યુનાનીઓની મજબુત તૈયારી જોતાં પ્લેટીઆ ખાતે તેઓ સાંમે લડવા જવું નહિ. શૂરો મર્દોન્યસ યુનાનીઓને મજબુત ફટકો મારવા આતુર બન્યો હતો, તેથી તેણે અર્દબાજુની સલાહ માન્ય રાખી નહિ. આથી અર્દબાજુ પોતાનાં લશ્કર જોડે યુનાન છોડી એશિયા તરફ પાછો ફર્યો. ઇરાની સરદારોમાં પડેલી મતફેરીની વાત જાણીને યુનાનીઓ વધુ હિંમતવાન બન્યા. હવે મર્દોન્યસનાં બહાદુર ઇરાની લશ્કરે પ્લેટીઆ ખાતે યુનાનીઓ ઉપર હુમલો કરી તેઓને નસાડયા. ઇરાનીઓએ નાસતા યુનાનીઓની પૂઠ પકડી. આ વખતે થએલી ઝપાઝપી દરમિયાન બહાદુર મર્દોન્યસ માર્યો ગયો. મર્દોન્યસના મરણથી લડાઇનું પાસું ઉલટાઇ ગયું. ઇરાની લશ્કર સરદાર વિનાનું થઇ પડયું, અને વેરવિખેર હાલતમાં નાસવા માંડયું. યુનાનીઓએ આ તકનો પુરેપુરો લાભ લીધો. તેઓએ નાસતાં ઇરાની લશ્કરમાં કતલ ચલાવી.

**પરિણામ :—**

ઝર્કસીસે સ્પાર્ટનો અને એથીન્યનોને સજા કરવા યુનાન ઉપર ચઢાઈ કીધી હતી, અને શરૂઆતમાં તે પોતાની નેમમાં પુરેપુરો ફત્તેહમંદ થયો હતો. તેણે ઇરાનથી સેંકડો માઇલ દૂરના મુલકમાં મોટી ફત્તેહો મેળવી, ઇરાનીઓની સર્વોપરિ સત્તા યુનાન દેશના મોટા ભાગ ઉપર અને દરિયા મચેના ટાપુઓ ઉપર બેસાડી હતી, પણ આ સત્તા લાંબો વખત સુધી કાયમ રહી નહિ. મર્દોન્યસના મરણથી યુનાન ઉપર કાબુ રાખનાર કોઇપણ ઇરાની સરદાર રહ્યો નહિ. ઝર્કસીસે જીતેલા પ્રાંતોમાં બળવાઓ જાગ્યા એટલુંજ નહિ, પણ દારાયસના વખતમાં જીતેલા થ્રેસ અને મેસિડોન્યન પ્રાંતોએ પણ સ્વતંત્રતા જાહેર કીધી. એથીન્યનોએ કાવાદાવાઓ કરી આયોન્યન તથા બીજા યુનાની ટાપુઓમાં પણ ઝર્કસીસ સાંમે ઉશ્કેરણી ચલાવી. ઇ. સ. પૂર્વે ૪૬૬) સુધી આ ઉશ્કેરણી ચાલુ રહી. આ ઉશ્કેરણીનાં પરિણામે યુરોપમાં બાઇઝેન્શ્યમ, ઇયોન અને ડોરીસ્કસનાં બંદરો સિવાયનાં સઘળાં શહેરો અને બંદરો ઇરાનથી લગભગ સ્વતંત્ર જેવાં થઇ ગયાં.

## ઝર્કસીસનું મરણ અને તેના ગુણો.

ઇ. સ. પૂર્વે ૪૬૫ માં **અર્દવાન** (અર્તબાનુસ) નામના એક લશ્કરી અમલદારે રાતને વખતે ખાબગાહમાં દાખલ થઇ ઝર્કસીસનું ખૂન કીધું.

ઝર્કસીસ પોતાના પેદર જેવો બહાદુર અને પરાક્રમી હતો, પણ તેનામાં તેના બાપ જેવાં ડહાપણ અને બુદ્ધિબળ ન હતાં. પોતાને મળેલી બહોળી શહેનશાહતને

પરિણામે તે લગાર ગર્વિષ્ટ બન્યો હતો. તે ભપકાસપકાનો શોખીન હતો. યુનાન ઉપર ચઢાઇ વેળા પોતાનો ભારે ઠાઠમાઠ દેખાડવા તે એક એવું મોટું સૈન્ય પોતા સાથ લઇ ગયો હતો, કે જે લડાઇ જીતવામાં તેને ફાયદો કરવાને બદલે ઉલટું હરકતકર્તા થઇ પડયું હતું. તે ઇમારતબંદીનો શોખીન હતો, અને પર્સીપોલીસના ખંડિયેરોમાં માલમ પડતા ચેહલમિનાર વગેરે અનેક મોટા મહેલો તેણે બંધાવ્યા હતા. દારાયસ હિસ્તાસ્પિસ જ્યારે પોતાની શહેનશાહતની હદ વધારીને તે નિભાવી રાખવા જેવી કાર્યકુશળતા ધરાવતો હતો, ત્યારે ઝર્કસીસમાં તેવી શકિત હતી નહિ, અને એ કારણે યુરોપનાં શહેરો અને ટાપુઓ મધેનો હખામની શહેનશાહતનો કાબુ ઝર્કસીસના વખતમાં નબળો પડયો હતો.

---

# પ્રકરણ અગિયારમું.

## શાહેનશાહી કુટુંબમાં કુસંપના સડાની શરૂઆત.

## અર્તાઝર્કસીસ લોનજીમાનસ (અર્દશીર દરાઝદસ્ત અથવા બહમન)

(ઇ. સ. પૂર્વે ૪૬૫ થી ૪૨૫).

### ઝર્કસીસના ત્રણ બેટાઓ વચ્ચે તખ્તને માટે મારામારી.

ઇ. સ. પૂર્વે ૪૬૫ માં અર્દવાન નામના માણસે પાદશાહ ઝર્કસીસનું છુપું ખુન કીધું. પાદશાહ ઝર્કસીસના ત્રણ બેટા હતા—૧) દારા, ૨) ગુસ્તાસ્પ અને ૩) અર્દશીર. અર્દવાનના ભમાવવાથી નાના બેટા **અર્દશીરે** પોતાના મોટા ભાઇ **દારાનું** ખૂન કીધું. તખ્તે આવ્યા પછી અર્દશીરને માલમ પડયું, કે તેના બાપનું ખૂન કરનાર અર્દવાન હતો. આથી તેણે તેને પણ મારી નખાવ્યો. તેનો બીજો ભાઇ **ગુશ્તાસ્પ** જીવતો હતો, અને બેકત્રીયા અથવા બલ્ખમાં હાકેમી કરતો હતો, એટલું છતાં તેનો પણ હક ડુબાડીને અર્દશીર પોતાના બાપ પછી ગાદી ઉપર આવ્યો. બેકત્રીયાનો હાકેમ ગુશ્તાસ્પ પોતાના નાના ભાઇ સાંમે લડવા આવ્યો, પણ તે લડાઇમાં હાર્યો, અને ત્યારપછી તેનું શું થયું તે જણાયું નથી.

### એથીન્યનોની મદદ સાથ ઇજીપ્ટે ઇરાનની સત્તા સાંમે જગાડેલો બળવો

(ઇ. સ. પૂર્વે ૪૬૦ થી ૪૫૫).

જ્યારે ઇરાનમાં તખ્તને માટે મારામારી ચાલતી હતી, ત્યારે મીસરમાં બળવો જાગ્યો, અને ત્યાંના ઇરાની હાકેમ **હખામનીશનું** એ બળવામાં મરણ નિપજ્યું. અર્દશીરે એ બળવો દાબી દેવા **મહેરબાજુ** (મગ્બાઇઝસ) નામના સરદારને

મોકલ્યો. ઝર્કસીસની ગ્રીસ ઉપરની ચઢાઇનું વેર લેવા એથીન્યનો બળવાખોર ઇજીપ્ટને મદદ આપી રહ્યા હતા. ઇરાની સરદાર મહેરબાજુએ ઇજીપ્શીયનોની મદદે આવેલા એથીન્યન કાફલાનાં અઢીસો વહાણોનો દરિયાઇ લડાઇમાં નાશ કીધો (ઇ. સ. પૂર્વે ૪૫૪). આ પછી તેણે ઇજીપ્શીયનોને જમીન ઉપરની લડાઇમાં પુરેપુરી હાર આપી તાબે કીધા. આ રીતે એથીન્યનોની મદદ છતાં ઇજીપ્ટનો બળવો દાબી દેવામાં આવ્યો, અને એકવાર પાછું ઇજીપ્ટને ઇરાનની સર્વોપરિ સત્તા હેઠળ લાવવામાં આવ્યું.

ઇજીપ્ટના બળવામાં તેઓની જે હાર થઇ હતી તેનું વેર લેવા એથીન્યનોએ ભૂમધ્ય સમુદ્રના કાંઠા ઉપરનાં ઇરાની શહેરોમાં ત્રાસ વર્તાવવા માંડ્યો. તેઓએ સાઇપ્રસનો ટાપુ અને બાઇઝેન્શીયમ શહેર ઇરાનીઓ પાસેથી પડાવી લીધાં. ત્યાર પછી એથીન્યનો અને સ્પાર્ટનો વચ્ચે ગ્રીસમાં એક મોટી લડાઇ થઇ, જેમાં બન્ને પ્રજાઓએ અર્દશીરની મદદ ચાહી. અર્દશીરે બન્ને ગ્રીક પ્રજાઓને માહોમાંહે લડી નબળી પડવા દીધી, અને પોતે વચ્ચે પડવા સાફ ના પાડી.

## દુશ્મનને વટીક પોતે આપેલા કોલનો ભંગ થવાથી શહેનશાહ સાંમે રીસે ચઢેલો સત્યપ્રેમી પારસી હાકેમ.

## સિરિયાના હાકેમ મહેરબાજુનો બળવો

(ઇ. સ. પૂર્વે ૪૪૭).

મીસરના બળવા વખતે ઇરાન તરફથી લડી, મીસરને તાબે કરનાર શૂરો પારસી સરદાર **મહેરબાજુ** સિરિયા પ્રાંતનો હાકેમ હતો. મીસરને તાબે કરતી વેળા ત્યાંના ઇનારસ નામે બળવાખોરને તેણે કેદ કરી, તેને જીવતદાન બક્ષવાનું વચન આપી પાદશાહ આગળ મોકલ્યો હતો. ઇનારસે પાદશાહ અર્દશીરના કાકા હખામનીશનું બળવા વખતે મરણ નિપજાવ્યું હતું. ઇનારસને જીવતદાન બક્ષવાનું વચન આપેલું હોવા છતાં અર્દશીરે પોતાની બપઇની અરજ ઉપરથી તેને (ઇનારસને) તેણીને સ્વાધીન કીધો. આ બાનુએ પોતાના દીકરા હખામનીશના વેરમાં ઇનારસને મારી નખાવ્યો. પોતે આપેલા કોલનો આ પ્રમાણે ભંગ થવાથી મહેરબાજુએ પાદશાહ સાંમે બળવો જગાડ્યો. મહેરબાજુ પાદશાહનો બનેવી થતો હતો, અને તેણે શહેનશાહતની મોટી સેવાઓ બજાવી હતી. કેટલીક લડાઇઓ પછી શહેનશાહી કુટુંબનાં કેટલાંક માણસોએ વચ્ચે પડી સમાધાની કરાવી. મહેરબાજુનો આ બળવો સચ્ચાઇ અને કોલ ઉપરની ઉસ્તવારી માટેના હખામની પારસીઓના કિમતી સદ્ગુણનો એક ઉત્તમ દાખલો પુરો પાડે છે.

### અર્દશીરનું મરણ અને તેના ગુણો.

અર્દશીર ૪૦) વર્ષ રાજ્ય કરી ઇ. સ. પૂર્વે ૪૨૫) માં મરણ પામ્યો. નામીચા એથીન્યન સરદાર **થેમિસ્ટોકલીસ**ને જ્યારે તેના વતનીઓએ દેશપાર કર્યો, ત્યારે અર્દશીરે તેને પોતાની દરબારમાં આસરો આપ્યો હતો. એ પાદશાહને 'લોનજીમાનસ' અથવા 'દરાઝદસ્ત' કહેવાનું કારણ એ છે, કે એ સખી દીલનો હતો. એની એક નસિહત એ હતી, કે પાદશાહના દરવાજા સદા ખુલ્લા હોવા જોઇએ. યાહુદીઓનાં ધર્મ-પુસ્તકમાં અર્દશીરને **અહસુએરસ** નામે ઓળખી બહુ વખાણ્યો છે, કારણ કે સાઇરસની માફક એણે પણ યાહુદીઓને કેટલીક મદદ કીધી હતી. તેણે તેઓને જેરૂસલેમની દિવાલ બાંધવા તથા તેઓના ખુદા જેહોવાનું મંદિર બાંધવાની પરવાનગી આપી હતી. એ પાદશાહની એક રાણી **ઇસ્થર** નામે યાહુદી જાતની એક ઓરત હતી.

---

## પ્રકરણ બારમું.

### સ્પાર્ટનોને ઇરાની પૈસાની મદદ આપી એથીન્યનોને સજાએ પહોંચાડનાર પારસી શહેનશાહ દારાયસ નોથસ

(ઇ. સ. પૂર્વે ૪૨૫ થી ૪૦૪).

### તખ્ત માટે ભાઇભાડુંઓની કતલ અને દારાયસ બીજાનું ગાદી ઉપર આવવું.

અર્દશીરના મરણ પછી તેનો બેટો **ઝર્કસીસ બીજો** ઇરાનની ગાદી ઉપર આવ્યો. દોઢ માસમાં તેનું ખૂન તેના સાવકા ભાઇ **સોગદીયાનસે** કીધું, અને પોતે ગાદી ઉપર બેઠો. સોગદીયાનસ પણ લાંબો વખત તખ્ત ઉપર બેસી શકયો નહિ, કારણ કે તેનું ખૂન સાડા છ મહિના પછી તેના સાવકા ભાઇ **નોથસે** કીધું, અને તે 'દારાયસ' નામ ધારણ કરી ગાદી ઉપર બેઠો. યુનાનીઓ એને દારાયસ હિસ્તાસ્પિસથી જુદો દેખાડવાને માટે **દારાયસ નોથસ** એટલે હલકી બુન્યાદનો દારાયસ એવે નામે ઓળખાવી ગયા છે.

### દારાયસ નોથસ સામે ઉઠેલા બળવાઓ અને ઇજીપ્ટનું ઇરાનથી સ્વતંત્ર થવું.

દારાયસનો આખો અમલ લડાઇ અને બળવાઓથી ભરપુર હતો. લીડયાના **હાકેમ પેશોતને** નોથસ સામે બળવો જગાડયો. પાદશાહ તરફથી **ચેહરબોરેહ**

નામના એક સરદારે એ બળવો દાબી દીધો. ત્યાર પછી મીડીયાના અને મીસરના લોકોએ બળવા જગાડયા. મીસરના બળવામાં ઇજીપ્શીયનો ઇરાનથી સ્વતંત્ર થવામાં ફતેહમંદ થયા.

## ઇરાનની સત્તા સાંમે માથું ઉંચકી કામ કરનારા એથીન્યનોને થએલી સજા.

અર્દશીર દરાઝદસ્તના વખતમાં એથીન્યનો અને સ્પાર્ટનો વચ્ચે જે લડાઇ શરૂ થઇ હતી તે નોથસના વખત સુધી ચાલુ રહી. એથીન્યનો ઇરાનના કટ્ટા શત્રુઓ હતા, અને તેથી નોથસે સ્પાર્ટનોને મદદ આપી, એથીન્યનોને સજા કરવાનો નિશ્ચય કીધો. આ કામ માટે તેણે પોતાના બેટા શાહજાદા **કુરૂશને** સાર્દીસ ખાતે મોકલ્યો. કુરૂશે સ્પાર્ટનોને પૈસાની મોટી મદદ આપી. આ મદદ વડે સ્પાર્ટનોએ એથીન્યનોને હરાવી એથન્સને સ્પાર્ટાને તાબેનો પ્રાંત બનાવ્યો. આ પ્રમાણે એથન્સ ઇરાનની સાંમે સરકશી કરતું હતું તેને ઘટતી સજા થઇ. નોથસ ઇ. સ. પૂર્વે ૪૦૪ માં મરણ પામ્યો.

---

# પ્રકરણ તેરમું.

## યુનાની રાજ્યોની માહોમાંહેની ખટપટનો છેડો લાવવા માટે સત્તા અને લાગવગનો ઉપયોગ કરનાર પારસી શાહેનશાહ અર્તાઝર્કસીસ નીમન

(ઇ. સ. પૂર્વે ૪૦૪ થી ૩૫૯).

## અર્તાઝર્કસીસનું તખ્ત ઉપર આવવું અને તેના ભાઇ કુરૂશનું તેનો જાન લેવા માટે કાવતરૂં.

દારાયસ નોથસના મરણ પછી તેનો બેટો **અરક** અર્તાઝર્કસીસ નામ ધારણ કરી ઇરાનની ગાદી ઉપર આવ્યો. દારાયસની રાણી પરીઝાતીશનું પોતાના નાના બેટા **કુરૂશ** ઉપર બહુ હેત હતું. તેણીએ આ શાહજાદાને ગાદી આપવા દારાયસને બહુ સમજાવ્યો, પણ દારાયસે પોતાના વડા બેટા અરકનો હક ડુબાડવા ના પાડી, અને પોતાની પાછળ ઇરાનની ગાદીનો વારસ તેને ઠેરવ્યો. પાદશાહ દારાયસની માંદગીની ખબર સાંભળીને શાહજાદો કુરૂશ જે એશિયા-માઇનરનો હાકેમ હતો તે સાર્દીસથી સુસા તરફ આવ્યો. કુરૂશે પોતાના ભાઇ અર્તાઝર્કસીસનું ખૂન કરી ઇરાનની ગાદી મેળવવાનો પ્રયત્ન કર્યો. જ્યારે અર્તાઝર્કસીસને તખ્તે-

નશીન કરવાની ક્રિયા પાર્સાગર્દના આતશકદેહમાં થનાર હતી, ત્યારે કુરૂશે પોતાના ભાઇનો જાન લેવાનો પ્રપંચ રચ્યો. કુરૂશનું કાવતરૂં પકડાઇ આવવાથી પાદશાહે તેને ગરદન મારવાનો હુકમ ફરમાવ્યો, પણ રાણી માતા પરીઝાતીશના વચ્ચે પડવાથી કુરૂશનો જાન બચ્યો. મોટા દીલના અર્તાઝર્કસીસે કુરૂશને પાછી એશિયા-માઇનરની હાકેમી સોંપી.

## કુનેકસાના મેદાનમાં અર્તાઝર્કસીસ અને કુરૂશ વચ્ચે મોટી લડાઇ.

**કારણ :—**

અર્તાઝર્કસીસની ઉદારતા છતાં કુરૂશે ઇરાનના તખ્ત ઉપર બેસવાનો લોભ છોડયો નહિ, અને પોતાના ભાઇ સાંમે લડાઇ કરવા માટે એશિયા–માઇનરમાં છુપી તૈયારી કરવા માંડી. તેણે એશિયા–માઇનરમાંના કેટલાક પારસી હાકેમોને પોતાની પક્ષમાં ખેંચ્યા. વળી તેણે લગભગ ૧૩,૦૦૦) યુનાનીઓનું ભાડુતી લશ્કર ઉભું કીધું, અને તેઓની સાથે મોટું ઇરાની લશ્કર લઇને ઇ. સ. પૂર્વે ૪૦૧ ના એપ્રિલ માસમાં ઇરાન તરફ કૂચ શરૂ કીધી.

**બનાવ :—**

કુરૂશની ફોજ જ્યારે બેબીલોન શહેરથી આસરે ૬૦) માઇલ દૂર આવેલાં **કુનેકસા**ના મેદાનમાં આવી પહોંચી, ત્યારે પાદશાહ અર્તાઝર્કસીસ પોતાનાં લશ્કર સાથે તેની સાંમે થયો. આ જગાએ બન્ને ભાઇઓનાં લશ્કરો વચ્ચે મોટી લડાઇ થઇ, જેમાં કુરૂશ માર્યો ગયો. જે યુનાનીઓ તેની મદદે આવ્યા હતા, તેઓને **આર્યઓશ** નામનો ઇરાની સરદાર પાછો એશિયા–માઇનર ખાતે લઇ ગયો, પણ નીમનના વફાદાર સરદાર **તીસફર્નીસે** (ચેહરબોરેહે) નાસતાં લશ્કરની પૂઠ પકડીને તેને બહુ હેરાન કીધું.

**પરિણામ :—**

પાદશાહે હવે ચેહરબોરેહને એશિયા માઇનરનો હાકેમ બનાવ્યો.

## સ્પાર્ટનોને સજા.

**કારણો :—**

પાદશાહ અર્તાઝર્કસીસની સાંમે કુરૂશને મદદ કરવા કુનેકસાની લડાઇમાં જે યુનાનીઓએ ભાગ લીધો હતો તેઓમાં **સ્પાર્ટનો** મુખ્ય હતા. આથી કુનેકસાની લડાઇમાં કુરૂશના માર્યા જવા પછી સ્પાર્ટનોને સજા કરવાનો પાદશાહે ઠરાવ કીધો. વળી સ્પાર્ટનોએ દારાયસ નોથસના વખતમાં ઇરાની પૈસાની મદદ વડે એથીન્યનો ઉપર જે જીત મેળવી હતી તેથી તેઓની સત્તા વધી ગઇ હતી, અને તેઓ ઇરાન સાંમે પણ માથું ઉચકી કામ કરતા હતા. તેઓએ એશિયા–માઇનરના કાંઠા ઉપર તોફાનો જગાડયાં, અને બળવાખોર ઇજીપ્ટે તેઓને એ કામમાં મદદ આપી.

બનાવ:—

પાદશાહના હુકમથી હેલેસ્પોંટના પારસી હાકેમ **ફર્નબાઇઝસે** એથીન્યનોને પોતાની પક્ષમાં લઇને સ્પાર્ટનોના રાજા **એગેસીલેઅસને** મોટી હાર આપી (ઇ. સ. પૂર્વે ૩૯૪).

## એશિયા–માઇનરમાં ઉઠેલા બળવાઓ દાબી દેવામાં તથા બીજી લડાઇઓમાં અર્તાઝર્કસીસે લીધેલો ભાગ.

કુનેકસાની લડાઇમાં કુરૂશની હાર પછી આખા એશિયા–માઇનરના જુદા જુદા પ્રાંતોના હાકેમોએ પાદશાહ સામે બળવા જગાડયા. એ બળવાની આગ સાઇપ્રસના ટાપુથી શરૂ થઇને એશિઆ–માઇનરના ફ્રીજ્યા, કાર્યા, કેપેડોશીઆ વગેરે પ્રાંતોમાં ફેલાઇ, પણ પાદશાહે એક પછી એક સઘળા બળવાઓ દાબી દીધા.

વળી પાદશાહે અલ્બુર્ઝ પર્વત અને કાસ્પિઅન સમુદ્ર વચ્ચે આવેલા મુલકની કેદુશ્યન પ્રજાને તાબે કરી તેઓની સાથે સુલેહ કીધી.

દારાયશ નોથશના વખતમાં ઇજીપ્ટ બળવો કરી ઇરાનથી સ્વતંત્ર થયું હતું. અર્તાઝર્કસીસે એ દેશ ઉપર ચઢાઇ કરી, તેને એકવાર પાછો હખામની સલ્તનતની સર્વોપરિ સત્તા હેઠળ લાવવા તજવીજ કરી, પણ એ કોશેષમાં તે ફાવ્યો નહિ.

## યુનાની રાજ્યો ઉપર અર્તાઝર્કસીસનો લાગવગ અને કાબુ.

લાંબો વખતથી યુનાનીઓની જુદી જુદી પ્રજાઓ વચ્ચે માહોમાંહે કુસંપ અને મારામારી ચાલ્યા કરતાં હતાં. તેઓમાં સમાધાની ફેલાવવાને યુનાની રાજ્યોએ એલચીઓ મોકલીને પાદશાહ નીમનને અરજ કીધી. પાદશાહના હુકમથી લીડયાના પારસી હાકેમ **તીરીબાઇઝસે** સાર્દીસ ખાતે ઇ. સ. પૂર્વે ૩૮૭ માં સઘળાં યુનાની રાજ્યોના પ્રતિનિધિઓની એક કોન્ફરન્સ બોલાવી. તીરીબાઇઝસના પ્રમુખપણાં હેઠળ સઘળી યુનાની પ્રજાના પ્રતિનિધિઓ ભેગા થયા, અને તેઓએ પોતપોતાની માહોમાંહેની ખટપટનો ઇરાનના પાદશાહના ફરમાન મુજબ છેડો લાવવા કબુલ્યું. આ પછી તેઓ સન્મુખ એક પાદશાહી ફરમાન વાંચવામાં આવ્યું, જેમાં એમ જાહેર કરવામાં આવ્યું, કે જે પણ યુનાની રાજ્ય સાર્દીસ ખાતે થએલાં લખતનો ભંગ કરશે, તેને ઇરાનનો શાહ જમીન અને દરિયા માર્ગે લશ્કર મોકલી સજા કરશે. સાર્દીસ ખાતે થએલાં લખતથી યુનાની પ્રજાઓએ ઇરાનના શાહનું વડપણ કબુલ રાખ્યું. હખામની તવારીખમાં આ એક અપૂર્વ બનાવ હતો.

## અર્તાઝર્કસીસનું મરણ અને તેના સદ્‌ગુણો.

અર્તાઝર્કસીસ ૯૪) વર્ષની ઉમરે ૪૬) વર્ષ રાજ્ય કરી ઇ. સ. પૂર્વે ૩૫૯)માં મરણ પામ્યો. તે ભલો, દયાળુ, નરમ ખવાસનો તથા ઉદાર દીલનો

પાદશાહ હતો. તેના ભાઇ કુરૂશે તેને મારી નાખવાની તજવીજ કીધી તે છતાં તેણે મોટા દીલે તેનો ગુનાહ માફ કર્યો, અને તેને એશિયા–માઇનરની હાકેમી પાછી બક્ષી. તે નરમ ખવાસનો હોવા છતાં વખત આવવે મોટી હિંમત અને મક્કમપણું દેખાડતો હતો. કુનેક્સાની લડાઇ વેળા તથા એશિયા–માઇનરમાં જાગેલા બળવા વખતે તેણે આ ગુણો દેખાડયા હતા. તે એક અતિ ઉમદા ખવાસનો અને સહનશીલ પાદશાહ હતો. તે કદી પણ અભિમાન કે ગુસ્સો કરતો નહિ. તેની દરબારમાં આવતા યુનાની એલચીઓની તુંડાઇ કે સરકશી તે મોટા દીલે માફ કરતો, અને તે સઘળાને ડહાપણ અને નરમાશથી વશ કરતો. તેની આવી ઉમદા વર્તણુંકને લીધે યુરોપમાં લડી મરતાં જુદાં જુદાં યુનાની રાજ્યો તેની આગળ ઇન્સાફ માટે આવતાં, અને તેઓ સર્વેને તે પોતાના વાજબી અને ડહાપણભર્યા ઠરાવોથી ખુશ કરતો. વળી તે અદ્‌ભૂત યાદદાસ્ત શકિત ધરાવતો હતો, અને તેથી યુનાનીઓ તેને **નીમન** યાને સારી યાદદાસ્ત રાખનાર કહેતા. તે પોતાની પ્રજાને બહુ વહાલથી ચહાતો. રૈયતનાં ગરીબ માણસો તરફની નજીવી ભેટ તે મોટી ખુશી સાથ સ્વિકારતો. એક વખત તે પોતાની રાણી **સ્ટેતીરા** સાથે ફરવા નિકળ્યો. એક ગરીબ ખેડુતે પાદશાહને નજર કરવા માટે કશું નહિ હોવાથી ઝરામાંથી ખોભળીમાં પાણી લઇ પાદશાહ આગળ ધર્યું. પાદશાહે પોતાની આંગળી બોળી પાણીનાં ટીપાં મોંહમાં મૂકયાં, અને ખેડુતની રાજ ભકિતને માટે ખૂશ થઇ તેને કિંમતી બદલો આપ્યો.

## અર્તાઝર્કસીસની રાણી સ્ટેતીરા.

અર્તાઝર્કસીસ નીમનની રાણીનુ નામ **સ્ટેતીરા** હતું. તેણી પોતાના ધણીની માફક નરમ તથા દયાળુ ખવાસની હતી. પોતાની ગરીબ તેમજ તવંગર સઘળી રૈયત તરફ તે અતિશય માયાથી વર્તતી. વારંવાર તેણી બહાર ફરવા નિકળતી, અને જાતે રૈયતનાં દુ:ખો તથા મુશ્કેલીઓથી વાકેફ થતી. નીમન અને તેની રાણી સ્ટેતીરા વચ્ચે ભારે પ્રેમ અને એકસંપી હતાં. આ ભલી અને હેતવંતી રાણીને તેણીની સાસુ **પરીઝાતીશે** ઝેર આપી મારી નખાવી હતી.

## રાણીમાતા પરીઝાતીશ.

**પરીઝાતીશ** દારાયસ નોથસની બાયડી અને અર્તાઝર્કસીસ નીમનની માતા થતી હતી. તેણી દ્રઢ મનની, કરડા સ્વભાવની અને સખત હૈયાંની સ્ત્રી હતી. પોતાના નાના બેટા કુરૂશના મનમાં ઇરાનની ગાદી માટેનો લોભ ઉત્પન્ન કરી શહેનશાહી કુટુંબમાં કજીયા કંકાસનાં બી તેણીએ વાવ્યાં હતાં. કુનેકસાની લડાઇમાં પોતાના

વહાલા બેટા કુરૂશનું મોત નિપજવાથી તેણી વેરભાવી બની હતી. શહેનશાહ અર્તાઝર્કસીસ નીમન ઉપર લાગવગ અને દબાણ ચલાવીને તેણી કુરૂશની સાંમે લડાઇમાં ભાગ લેનાર વફાદાર પારસી સેત્રપોને અને તેઓના કુટુંબીઓને તક મળતાં હેરાન કરવા ચૂકતી નહિ. વળી તેણીએ પોતાની વહુ સ્ટેતીરાને ઝેર આપી મારી નખાવી, અને એ રીતે અર્તાઝર્કસીસ નીમનનો સંસાર પણ તેણીએ બહુ દુ:ખી બનાવી દીધો હતો.

---

## પ્રકરણ ચૌદમું.

### યુરોપ અને આફ્રિકામાં મોટી ફ-તેહો મેળવનાર બહાદુર પણ અતિ કરડો પારસી શહેનશાહ દારાયસ ઓખસ

(ઇ. સ. પૂર્વે ૩૫૯ થી ૩૩૮).

### દારાયસ ઓખસનું ગાદી ઉપર આવવું અને તેની પોતાના ખેશીઓ તરફની નિર્દયતા.

અર્તાઝર્કસીસ નીમનના મરણ પછી તેનો બેટો **દારાયસ ઓખસ** નામ ધારણ કરી ગાદી ઉપર આવ્યો. તેણે ગાદી ઉપર આવનાર બીજા હકદાર શાહ-જાદાઓનું ખૂન કરી તખ્ત મેળવ્યું હતું. ગાદી ઉપર આવ્યા પછી તેણે પોતાના ભાઇઓને, કાકાને તથા તેના છોકરાઓને, પાદશાહી ખુન્યાદના બીજા સઘળા ખેશીઓને તથા ઘણાંએક અમીર-ઉમરાવોને કતલ કરાવ્યા.

### દારાયસની સ-તા સાંમે એશિયા-માઇનરમાં ઉઠેલા બળવાઓ અને તે દાબી દેવામાં તેણે વાપરેલી અતિ ઘણી સખ્તાઇ.

દારાયસ ઓખસની નિર્દય વર્તણુંકને લીધે એશિયા-માઇનરમાં ઠેરઠેર બળવાઓ જાગ્યા. બળવાખોરોને એથીન્યનો અને થીબનોએ મોટી મદદ આપી. ફીજ્યા, સાઇપ્રસ, સાર્ડીસ અને ફીનીશ્યાના લોકોએ પાદશાહની સત્તા સાંમે માથું ઉંચક્યું, અને ઠેકાણે ઠેકાણે ઇરાની અમલદારોનું લોહી રેડાયું. દારાયસ ઓખસ બળવાખોરોને સજા કરવા માટે એક મોટું લશ્કર લઇ એશિયા-માઇનરમાં દાખલ થયો. તેણે ઘણાંએક વર્ષો સુધી બળવાખોરો સાથે લડી ઇ. સ. પૂર્વે ૩૪૬ માં સઘળા બળવા દાબી દીધા. આ બળવા વેળા એક ઘણો કરૂણાજનક બનાવ સાર્ડીસ શહેર ખાતે બન્યો. ત્યાંના રહેવાસીઓએ ઓખસની સખ્તાઇથી બીહી જઇને તેના હાથમાં કેદ પકડાવા કરતાં પોતાનાં ઘરોને આગ લગાડી તેમાં બળી મરવાનું પસંદ કર્યું.

એમ કહેવામાં આવે છે, કે એ શહેરના ૪૦,૦૦૦) રહેવાસીઓ એ પ્રમાણે પોતે લગાડેલી આગમાં બળી મુવા.

## દારાયસ ઓખસની મીસર ઉપર ચઢાઈ અને તે દેશને એકવાર પાછો ઇરાની સલ્તનત હેઠળ લાવવો.

હખામની વંશના બીજા પાદશાહ કમ્બાઇસીસે આફ્રિકા ઉપર પહેલી પારસી ચઢાઇ કરી મીસર તાબે કર્યું હતું. દારાયસ નોથસના વખતમાં મીસર ઇરાનથી સ્વતંત્ર થયું હતું. અર્તાઝર્કસીસ નીમને મીસરને તાબે કરવા તજવીજ કીધી, પણ તેમાં તે ફાવ્યો નહિ. દારાયસ ઓખસે ઇરાનની ગાદી ઉપર આવતાં મીસર જીતવાનો કસદ કીધો. મીસરનાં લોકો ઇરાનીઓ તરફની શત્રુવટને લીધે એશિયા-માઇનરમાં થતા બળવાઓમાં બળવાખોરોને મદદ આપતા હતા. આથી ઇ. સ. પૂર્વે ૩૫૧ માં દારાયસ ઓખસે મીસર ઉપર ચઢાઇ કીધી. આ વેળા એશિયા-માઇનરમાં ઠેરઠેર બળવાઓ જાગેલા હતા, તેથી દારાયસ ઓખસ મીસરને જીતવામાં ફત્તેહમંદ થયો નહિ. ઇ. સ. પૂર્વે ૩૪૬ માં એશિયા-માઇનરના સઘળા બળવાઓ દાબી દઇને તેણે બીજીવાર મીસર ઉપર ચઢાઇ કીધી. મીસરના પાદશાહ **નેક્ટેનીબસે** દારાયસ ઓખસ સામે થવા માટે મોટી તૈયારીઓ કરી રાખી હતી. એટલું છતાં ઓખસે પેલ્યુશીયમ બંદર અને મેમ્ફીસનાં શહેર ઉપર ઘેરો ઘાલી ઇજીપ્શયનોને હરાવ્યા. ઇરાનીઓએ આખા મીસરમાં મોટી ફત્તેહો મેળવી તે દેશને એકવાર પાછો ઇરાનનાં તાબા હેઠળ આણ્યો.

## દારાયસ ઓખસની મેસિડોન ઉપર ચઢાઇ અને ત્યાંના પાદશાહ ફીલીપને તાબે કરવું.

**કારણો:—**

દારાયસ હિસ્તાસ્પિસના વખતથી મેસિડોનના પાદશાહો ઇરાનને ખંડણી આપતા હતા. ઇરાનમાં જ્યારે દારાયસ ઓખસ રાજ્ય કરતો હતો, ત્યારે મેસિડોનમાં **ફીલીપ** નામે એક બળવાન રાજા રાજ્ય કરતો હતો. તેણે ઇરાનને ખંડણી આપવાનું બંધ કીધું. તેણે સઘળા યુનાની રાજ્યોને એકત્ર કરી ઇરાન સામે લડાઇ જગાડવાનો કસદ કર્યો. દારાયસ ઓખસના ધાકથી બીજા યુનાની રાજ્યોએ ફીલીપ સાથે જોડાવા ના પાડી. વળી એ ઉપરાંત ફીલીપે એશિયા-માઇનરનાં ઇરાની બંદરો પર પણ હુમલો કર્યો હતો.

**બનાવ:—**

દારાયસ ઓખસે મેસિડોનના પાદશાહ ફીલીપને તેની સરકશી માટે સજા કરવા નિશ્ચય કર્યો. તેણે મેસિડોન પર ચઢાઇ કીધી. ફીલીપ તાબે થયો, અને સુલેહ માટે માંગણી કીધી.

**પરિણામ:—**

ફીલીપે પોતાની બેટી **નાહીદને** દારાયસ ઓખસને શાદીમાં આપી. વળી તેણે ઘણુંએક જર–ઝવેરાત લડાઇના દંડ તરીકે આપીને દર વર્ષે એક લાખ સોનાનાં છીડાં ખંડણી તરીકે આપવા કબુલ્યું.

### દારાયસ ઓખસના ગુણો અને મરણ.

દારાયસ ઓખસ એક બહાદુર અને પરાક્રમી પાદશાહ હતો, એટલું છતાં તે અતિ કરડો અને સખત હતો. તેનાં નામથી ઇરાનના દુશ્મનો ધ્રુજતા હતા. ઇરાનના સઘળા દુશ્મનોને તેણે જેર કીધા હતા. એ બહાદુર પાદશાહનું ખૂન **બગવાસ** નામના તેના માનીતા અમલદારે કીધું (ઇ. સ. પૂર્વે ૩૩૮).

---

## પ્રકરણ પંદરમુ.

## આર્સિસ (અર્ષ)

(ઇ. સ. પૂર્વે ૩૩૮–૩૩૬).

### આર્સિસનું ગાદી ઉપર આવવું અને તેનું ખૂન.

ખૂની બગવાસે દારાયસ ઓખસને મારી નાંખ્યા પછી **આર્સિસ** નામના તેના બેટાને ઇરાનની ગાદી આપી. બગવાસે રાજ્ય કારોબાર ચલાવવાની સઘળી સત્તા પોતાના હાથમાં લીધી. આર્સિસે તખ્ત ઉપર દરીહામ થવા પછી રાજ્ય–કારોબારની સઘળી માહેતી મેળવીને બગવાસથી સ્વતંત્રપણે અમલ કરવાનો ઠરાવ કર્યો. આથી બગવાસે તેનું છુપું ખૂન કરાવ્યું, અને **દારાયસ કોડોમાનસ** નામના શહેનશાહી કુટુંબના એક શાહજાદાને ઇરાનની ગાદી આપી.

### હખામની શહેનશાહતની પડતીનાં કારણો.

### ૧) શહેનશાહી કુટુંબોમાં કજીયા કંકાસો.

બુલંદ હખામની શહેનશાહત જેની આણ એશિયા, યુરોપ અને આફ્રિકાના ત્રણ ખંડો ઉપર હતી તેની પડતી હવે નજદીક આવતી ગઇ. મહાન શહેનશાહ ઝર્કસીસના ખૂનથી હખામની શહેનશાહતને સડો લાગવા માંડયો હતો. ઝર્કસીસ પછી ગાદીએ આવનાર શહેનશાહો અર્તાઝર્કસીસ લૉનગીમાનસ, દારાયસ નોથસ, તથા દારાયસ ઓખસે શહેનશાહી કુટુંબના બીજા શાહજાદાઓને મારી ઇરાનની ગાદી મેળવી હતી. વળી **અર્તાઝર્કસીસ નીમનના** વખતમાં તેના ભાઇ કુરૂશે તેની સામે લડાઇ જગાડી શહેનશાહી કુટુંબના કડવાસમાં વધારો કર્યો હતો. માહોમાંહેનો

કુસંપ તથા કડવાસ છતાં દારાયસ ઓખસના વખત સુધી શહેનશાહતનું બળ એટલું ભારે હતું, કે કોઇપણ દુશ્મનો તેની સામે ટકી શકતા હતા નહિ. ખૂની બગવાસે દારાયસ ઓખસનું ખૂન કરાવ્યું, ત્યારે તો હખામની શહેનશાહતનો અંત બહુ નજદીક આવી ગયો. ઓખસનાં ખૂન પછી તેના બાહોશ બેટા આર્સિસનું પણ ખૂન થયું. આ પ્રમાણે શહેનશાહ ઝર્કસીસ પછી ઇરાનની ગાદી માટે શહેનશાહી કુટુંબમાં થએલી મારામારી અને કાપાકાપીના પરિણામે બુલંદ પારસી હખામની શહેનશાહત નબળી પડતી ગઇ.

## ૨) હાકેમોની બેદીલી.

શહેનશાહી કુટુંબના માહોમાંહેના ઝગડા અને કડવાસના પરિણામે શહેન-શાહતના દૂરના ભાગોમાં બેદીલી ફેલાઇ. શહેનશાહી તખ્તને માટે ચાલેલી ખૂનરેજીથ એશિયા-માઇનરના પારસી હાકેમોએ અનેકવાર પાર્સ ખાતેની વડી સરકાર સામે બળવાઓ જગાડયા. જો કે આવા બળવાઓ વફાદાર પારસી હાકેમો દબાવી દઈ શહેનશાહતની ઐક્યતા જાળવી રાખવાને તજવીજ કરતા હતા, પરતું જ્યારે કુરૂશે અર્તાઝર્કસીસ નીમન સામે લડાઇ જગાડી, ત્યારે એશિયા-માઇનરના ઇરાની હાકેમો બે પક્ષમાં વહેંચાઇ ગયા. કુરૂશના મરણ પછી તેની તરફથી લડવા આવેલ પારસી હાકેમોને નીમન તરફથી સજા કરવામાં આવી. વળી નીમનની તરફેણમ જે પારસી હાકેમો વફાદાર રહ્યા હતા, તેઓની સામે રાણીમાતા પરીઝાતીસે કાવા દાવા કરી તેઓને પણ હેરાન કીધા. આ રીતે શહેનશાહતની પાયદારીને મા દારાયસ હિસ્તાસ્પિસે રચેલું રાજ્ય બંધારણ છિન્ન-ભિન્ન થઇ ગયું. ઠેકાણે ઠેકાણે હાકેમો સ્વતંત્રપણે અને પોતાના ફાંટા મુજબ પ્રાંતોનો વહિવટ કરવા લાગ્યા.

## ૩) યુધ્ધકળાની ખામીઓ.

ઇરાની લશ્કરની મોટી સંખ્યા અને બળ છતાં તેની ગોઠવણમાં અનેક ખામીઓ હતી. લડાઇ દરમિયાન શહેનશાહ પોતે લશ્કર દોરવતો, પછી તેને લશ્કર દોરવવાન સમજણ હોય યા નહિ. લડાઇ વેળા લશ્કરની ગોઠવણ, જે બાહોશાથી થવી જોઇએ તે ઘણીક વેળા થતી હતી નહિ. વળી લશ્કરનો સરદાર માર્યો જાય, તો લશ્કર છતમ હોય, તોપણ લડાઇ બંધ કરી દેવાનો ખોટો ચાલ હતો. આવી યુદ્ધકળાની અને ખામીઓ સિકંદર સાથની લડાઇઓમાં ખુલ્લી માલમ પડી આવી, અને પરિણા ઇરાની લશ્કરનાં અખૂટ બળ અને સાધનો છતાં સિકંદરના હાથે તેઓને હાર મળ

## ૪) વિરૂધ્ધ પડેલા કુદરતની સંજોગો.

### (ક) ઇરાનમાં દારાયસ ઓખસ અને મેસિડોનમાં ફીલીપનાં ખૂનો.

દારાયસ કોડોમાનસ (દારા) ના ગાદી ઉપર આવવા પછી થોડાક માસ મેસિડોન ખાતે મોટા ફેરફારો થયા. મેસિડોનના પાદશાહ ફીલીપનું ખૂન થ

ઓખસ અને આર્સિસ ખૂનેથી ઇરાનના તખ્તનો માલેક દારાયસ કોડોમાનસ (દારા) બન્યો, જે ઓખસ સાથની સરખામણીમાં નબળો પાદશાહ હતો. ફીલીપનાં ખૂનથી સિકંદર મેસિડોનનાં તખ્તનો માલેક થયો, જે ફીલીપ સાથની સરખામણીમાં વધુ બળવાન અને શૂરવીર હતો. આ કુદરતી સંજોગો પણ હખામની શહેનશાહતની પડતીનું એક કારણ હતું.

### (ખ) પારસી હાકેમોનું નભરવશપણું.

સિકંદરની ચઢાઇ વેળા એશિયા-માઇનરના પારસી હાકેમો નભરવશ રહ્યા હતા. મેસિડોનના પાદશાહ ફીલીપના વખતમાં એશિયા-માઇનરના કાંઠા ઉપર તેના સરદારો એટલાસ અને પાર્મીન્યોએ જ્યારે હુમલા કીધા, ત્યારે તે હુમલાઓને પારસી હાકેમોએ સહેલાઇથી મારી હઠાવ્યા. વળી એજ પ્રમાણે અનેક વેળા તેઓએ એથીન્યનો, સ્પાર્ટનો વગેરે યુનાની પ્રજાઓએ એશિઆ-માઇનરના કાંઠા ઉપર તથા શહેરોમાં જગાડેલાં તોફાનો સહેલાઇથી સમાવી દીધાં હતાં. આથી જ્યારે સિકંદરે તમામ યુનાની પ્રજાઓને એકત્ર કરીને એશિયા-માઇનર ઉપર ચઢાઇ કીધી, ત્યારે પારસી હાકેમો તેના હુમલાની ગંભીરતા સમજી શકયા નહિ, અને તેઓએ તેની જોઇતી દરકાર કીધી નહિ. શહેનશાહતના નાશનું આ પણ એક કારણ હતું.

### (ગ) સિકંદરની બુન્યાદ માટે તથા દારાયસ કોડોમાનસના ઇરાનનાં તખ્ત ઉપરના હક માટે પ્રજાનાં દીલમાં વસ્વસો.

યુનાની લખનારાઓ સિકંદરને ફીલીપની રાણી ઓલીમ્પ્યાસને પેટે અવતરેલા ફીલીપના બેટા તરીકે ઓળખાવે છે, પણ મુસલમાન લખનારાઓ સિકંદરને દારાયસ ઓખસના બેટા તરીકે ઓળખાવે છે. તેઓ કહે છે, કે ઓખસે જ્યારે મેસિડોન ઉપર ચઢાઇ કીધી અને ફીલીપને હરાવ્યો, ત્યારે ફીલીપે ઓખસને પોતાની બેટી નાહીદને શાદીમાં આપી. એમ કહેવામાં આવે છે, કે નાહીદના મોંહમાંથી બદબો નિકળતી હતી, તેથી ઓખસે તેણીને પાછી મેસિડોન મોકલાવી દીધી. આ વેળા તેણી ગર્ભવંતી હાલતમાં હતી, અને મેસિડોનમાં તેણીને પેટે સિકંદરનો જન્મ થયો. ફીલીપે સિકંદરને પોતાનો દીકરો કરી લઇ પોતાની પાછળ મેસિડોનની ગાદીનો વારસ ઠેરવ્યો. બીજી બાજુ ઇરાનમાં ઓખસ અને તેના બેટા આર્સિસનાં ખૂન પછી દારાયસ કોડોમાનસને ઇરાનની ગાદી મળી. કોડોમાનસ ઇરાની તખ્તનો સીધો વારસ ન હતો, અને મુસલમાની લખનારાઓ મુજબ સિકંદર જો ઓખસનો બેટો હોય, તો ઇરાનનાં તખ્ત ઉપર તેનો હક હતો. એટલા માટે જ્યારે સિકંદરે ઇરાન ઉપર ચઢાઇ કીધી, ત્યારે પ્રજાનાં મનમાં ઇરાની તખ્તના હકદાર વારસ માટે જે વસ્વસાની લાગણી હતી, તેથી ચઢાઇ લાવનારાઓ સાંમે એક દીલીથી કામ લેવાયું નહિ.

# પ્રકરણ સોળમું.

## હખામની શહેનશાહતનો છેલ્લો શૂરવીર પણ કમનશીબ પારસી શહેનશાહ દારાયસ કોડોમાનસ (દારા)

(ઇ સ. પૂર્વે ૩૩૬–૩૩૦).

### દારાનું ગાદી ઉપર આવવું અને તેનો જાન લેવા માટે બગવાસનું કાવતરૂં.

બગવાસે આર્સિસનું ખુન કરાવ્યા પછી **દારા** નામના પાદશાહી કુટુંબના એકપુરા બચી રહેલા શાહજાદાને ઇરાનની ગાદી આપી. યુનાની લખનારાઓ મુજબ નવો પાદશાહ દારાયસ નોથસના દીકરા ઉસ્તાનીસનો દીકરો હતો. મુસલમાન લખનારાઓ મુજબ નવો પાદશાહ દારાયસ બેઆખસનો દીકરો થતો હતો. બગવાસે દારાને નામનીજ ગાદી આપી હતી. તેણે સઘળો રાજ્યકારોબાર પોતાના હાથમાં રાખ્યો. જ્યારે દારાએ રાજ્ય–કારોબારમાં બગવાસની દખલગીરી નાપસંદ કીધી, ત્યારે તેણે (બગવાસે) શરાબની જામમાં ઝેર ભેગી તેને મારી નાંખવાનો પ્રપંચ રચ્યો. દારા બગવાસનાં પાપી કૃત્યોથી વાકિફગાર હતો, તેથી તે સહેલથી ઠગાયો નહિ. બગવાસે શરાબની જે જામ પાદશાહને માટે તૈયાર કીધી હતી તે પાદશાહે તેનેજ પી જવા ફરમાવ્યું. બગવાસને તેમ કરવા વિના છૂટકો રહ્યો નહિ, અને તે ખૂની પોતાનાં પાપી કૃત્યોનો પોતેજ ભોગ થઇ પડયો. આ રીતે પોતાના માર્ગમાંથી બગવાસ દૂર થયા પછી દારાએ શાંતિથી રાજ્ય ચલાવવાનો વિચાર કીધો, પણ તે કમતાલેના શહેનશાહની સરજત જુદીજ હતી. તેની સાંમે એક બળવાન દુશ્મન ઉભો થયો, જેની સાંમે લડવામાં શહેનશાહ અને શહેનશાહત બન્નેનો નાશ થયો.

### સિકંદરની ઇરાની મુલક ઉપર ચઢાઇ.

**કારણો:—**

જ્યારે **સિકંદર** મેસિડોનની ગાદી ઉપર આવ્યો, ત્યારે તેની ઉંમર ૨૦ વર્ષની હતી. તે એક લડાયક અને શૂરવીર યોદ્ધો હતો. ગાદી ઉપર આવ્યા પછી તેણે ઇરાનને અપાતી એક લાખ સોનાનાં ઇંડાંની ખંડણી બંધ કીધી. દારાએ સિકંદર ઉપર એક નામું લખી તે માટે માંગણી કીધી. સિકંદરે જવાબ વાળ્યો, **કે ઇંડા મૂકનાર મરઘી મરણ પામી છે, અને તેથી મેસિડોન તરફથી મળતાં સોનાનાં ઇંડાં ઇરાનને હવે વધુવાર મળશે નહિ.** તેણે ઉલટું દારાને કહેવડાવ્યું, કે જો તે (દારા) સિકંદરને ખંડણી નહિ આપશે, તો તે તેના દેશ ઉપર ચઢાઇ લાવશે.

દારાએ સિકંદરને નીચું લગાડવા થોડાંક રમતો મોકલી આપ્યાં અને કહેવડાવ્યું, કે હજુ તે નાદાન છે અને હાલમાં તેનો વખત ઇરાન પાસે ખંડણી લેવાનો નથી, પણ આ રમતો સાથે રમવાનો છે. આ પછી સિકંદરે પ્રથમ યુરોપમાં મોટી ફત્તેહો મેળવી, સઘળી યુનાની પ્રજાઓને એકત્ર કરી ઇરાન ઉપર ચઢાઇ કરવાની તૈયારી કીધી.

**બનાવો:—**

**ગ્રેનાઇકસની લડાઇ** (ઇ. સ. પૂર્વે ૩૩૪).

સિકંદર ૩૦,૦૦૦ પાયદળ તથા ૫૦૦૦ ઘોડેસ્વાર લશ્કર લઇ, હેલેસ્પોંટની ખાડી પસાર કરી એશિયા–માઇનરમાં દાખલ થયો. તેનું લશ્કર મારમોરાના સમુદ્રમાં પડતી **ગ્રેનાઇકસ** નામે એક નાની નદી આગળ આવી પહોંચ્યું. સિકંદરની ચઢાઇની ખબર સાંભળીને એશિયા–માઇનરના ફ્રીજ્યા, કેપેડોશીઆ અને લીડયા પ્રાંતોના પારસી હાકેમો **અર્ષીત, મિત્રોબર્ઝનીસ** અને **સ્પિથ્રિદાતીસ** પોતાથી બની શકતું લશ્કર ભેગું કરી સિકંદર સામે લડવાની તૈયારી કીધી. ઇરાની ફોજ ગ્રેનાઇકસ નદીના પૂર્વ કિનારા પર ભેગી મળી.

એશિયા–માઇનરના ઇરાની લશ્કરમાં **મેમ્નોન** નામે વફાદાર યુનાની રોહદીયન અમલદાર હતો. તેણે પારસી હાકેમોને સલાહ આપી, કે ઇરાની ફોજની સંખ્યામાં વધારો થાય નહિ, ત્યાંસુધી તેઓએ લડાઇમાં ઉતરવું નહિ, પણ આસપાસનો મુલક વેરાન કરી સિકંદરના લશ્કરને ખોરાક તથા અસ્બાબ મેળવવામાં મુશ્કેલી ઉભી કરવી. વળી મેમ્નોને સૂચવ્યું, કે એક મોટું લશ્કર વહાણો ઉપર સવાર કરી મેસિડોન ઉપર ચઢાઇ લઇ જવી, જેથી સિકંદરને પોતાના દેશના બચાવ માટે પાછું ફરવું પડે. પારસી હાકેમોએ મેમ્નોનની આ અગત્યની સલાહ ઉપર ધ્યાન આપ્યું નહિ, અને સિકંદર સામે લડવા તૈયાર થયા. તેઓ સિકંદરનાં લશ્કર ઉપર હુમલો કરવા ઉતાવળા બન્યા.

જ્યારે સિકંદરનું યુનાની લશ્કર ગ્રેનાઇકસ નદી ઓળંગવાની તજવીજ કરતું હતું, ત્યારે ઇરાની ઘોડેસ્વારોએ નદીના કાંઠા ઉપરથી તેઓ ઉપર હુમલો કીધો. નદી ઓળંગતાં સિકંદરનાં યુનાની લશ્કરને ઘણું ખમવું પડયું, છતાં યુનાની લશ્કરીઓએ પોતાના લાંબા ભાલાઓની મદદથી ઇરાનીઓ ઉપર મજબુત હુમલો કીધો, અને તેઓ કાંઠા ઉપર ઉતરવામાં ફત્તેહમંદ થયા.

હવે એક મોટી લડાઇ ઇરાની ઘોડેસ્વારો અને યુનાની લશ્કર વચ્ચે ખુલ્લા મેદાનમાં થઇ. યુનાની લશ્કરે ઇરાની લશ્કર ઉપર મજબુત હુમલો કીધો. બન્ને બાજુનાં લશ્કરો વચ્ચે એક ઝનુની લડાઇ થઇ. આ લડાઇમાં સિકંદરનો જાન

જોખમમાં આવી પડયો. ઇરાની ઉમરાવો સિકંદરને પિછાની, તેનો જાન લેવા તેનાં આંગ ઉપર ધસ્યા. મેસિડોન્યન અમલદારો સિકંદરની મદદે પહોંચ્યા. આ જગાએ થએલી લડાઇમાં પણ યુનાનીઓ પોતાના લાંબા ભાલાને સબબે ઇરાનીઓ ઉપર ફાવ્યા. ઘણાંક ઇરાની ઉમરાવો તથા પારસી હાકેમો મિત્રોબઝૅનીસ અને સ્પિથ્રિદાતીસ માર્યા ગયા. આ લડાઇમાં ફ્રીજ્યાનો પારસી હાકેમ અર્ષીત બચી ગયો હતો, પણ લડાઇમાં હાર મળવાની નામોશીના સબબે તે આપઘાત કરી મરણ પામ્યો. આ લડાઇમાં સિકંદરની જીત થઇ (ઇ. સ. પૂર્વે ૩૩૪).

**પરિણામો:—**

એશિયા–માઇનરના ત્રણ મોટા હાકેમોના જાન જવાથી તે બાજુનો ઘણોએક મુલક વગર મુશ્કેલીએ સિકંદરના કબજામાં આવ્યો. લીડયા, આયોન્યા, કેરીઆ, લાઇસીઆ, પેમ્ફીલીઆ, પીસીડયા અને ફ્રીજ્યાના પ્રાંતોએ સિકંદરની સત્તા કબુલ રાખી. ફકત માઇલીટસ અને હેલીકાર્નાસસ શહેરોનાં લોકો સિકંદરની સાંમે થયાં, પણ આખરે તેઓને પણ સિકંદરને તાબે થવાની ફરજ પડી. આ રીતે સિકંદર ગ્રેનાઇકસની લડાઇનાં પરિણામે એક મોટા મુલકનો માલેક થયો.

## ગ્રેનાઇકસની લડાઇ પછી માઇલીટસ અને હેલીકાર્નાસસ શહેરોનો બહાદુરીભર્યો બચાવ.

ગ્રેનાઇકસની લડાઇ પછી એશિયા–માઇનરમાંના હખામની શહેનશાહતના તાબા હેઠળનાં ઘણાંએક મોટાં શહેરો સાંમા થયા વિના સિકંદરને તાબે થયાં. શહેનશાહત તરફ બેદીલી, બેવફાઇ અને બેપરવાહી એટલી બધી વધી ગઇ હતી, કે સિકંદરને તે બાજુના તમામ મુલકને હાથ કરતાં સહેજ પણ મુશ્કેલી જણાઇ નહિ. એશિયા–માઇનરમાંના કેટલાક પ્રાંતો જેમ પારસી હાકેમોના તાબા હેઠળ હતા, તેમ બીજા કેટલાક પ્રાંતો યુનાની હાકેમોના તાબા હેઠળ હોઇ હખામની શહેનશાહતનું વડપણ કબુલ રાખતા હતા. ગ્રેનાઇકસની લડાઇ પછી એશિયા–માઇનરમાં હખામની શહેનશાહનો કાબુ રહ્યો નહિ, એટલું છતાં માઇલીટસ અને હેલીકાર્નાસસનાં યુનાની શહેરોએ સિકંદરને તાબે થવા પહેલાં હખામની શહેનશાહત તરફની પોતાની વફાદારી દેખાડી આપી.

**માઇલીટસ**ના ટાપુ ઉપર જ્યારે સિકંદરે હુમલો કીધો, ત્યારે ત્યાના યુનાની લોકો તેની સાંમે ઝનુનથી લડયા. સિકંદરે કેટલીક મુશ્કેલી પછી તે ટાપુ તાબે કર્યો.

કાર્યા પ્રાંતમાં આવેલાં **હેલીકાર્નાસસ**નાં યુનાની શહેરે તો સિકંદરને તાબે થવા પહેલાં બહુ મહેનત આપી. શુરવીર અને વફાદાર રોહદીયન સરદાર મેમ્નોને

હેલીકાર્નાસસના લોકોને સિકંદર સાંમે થવામાં અસરકારક મદદ પહોંચાડી. સિકંદરે જ્યારે તે શહેરના કિલ્લાને ઘેરો ઘાલ્યો, ત્યારે તેના ઘણાંએક હુમલાઓને મારી હઠાવવામાં આવ્યા. દહાડાઓ સુધી તે શહેરે સિકંદરને તાબે થવા ના પાડી. સિકંદરનો એક મેસિડોન્યન સરદાર અને ઘણુંએક લશ્કર એ ઘેરા દરમિયાન માર્યું ગયું. કિલ્લાનો બચાવ કરનાર એથીન્યન સરદાર એફીયાલ્ટીસે જ્યારે જોયું, કે હવે કિલ્લો વધુવાર ટકી શકશે નહિ, ત્યારે ૨૦૦૦) માણસનું લશ્કર લઇ, કિલ્લો છોડી ખુલ્લા મેદાનમાં લડવા બહાર પડયો, અને તેણે મેસિડોન્યન લશ્કરમાં મોટી ખુવારી કીધી. મેમ્નોન હેલીકાર્નાસસના લોકોને વહાણો પર ચઢાવીને સલામત જગાએ લઇ ગયો. આ પછી શહેરને આગ લગાડવામાં આવી, અને બળતી હાલતમાં તે સિકંદરના કબજામાં આવ્યું.

હવે **મેમ્નોને** પાદશાહ દારાની પરવાનગીથી મેસિડોન ઉપર ચઢાઇ લઇ જવાની તૈયારી કરવા માંડી. તેણે ખીયોસ અને લેસ્બોસના ટાપુઓ જીતી લીધા, અને ત્યાંના મેસિડોન્યનોને હાંકી કાઢયા. આ પછી તેણે તૈયાર કરેલા વહાણોના કાફલા અને તે ઉપરનાં લશ્કર સાથ મેસિડોન ઉપર ચઢાઇ લઇ જવા સ્પાર્ટાના રાજા સાથે ગોઠવણ કરવા માંડી, એટલામાં તેનું મરણ નિપજ્યું. તેનાં મરણથી પાદશાહ દારાએ પોતાનો એક અતિ વફાદાર બાહોશ દરિયાઇ અમલદાર ગુમાવ્યો.

આ મેમ્નોનનો એક ભાઇ **મેન્ટર** નામે હતો, જેણે પણ ઇરાની લશ્કર અને કાફલામાં તારીફલાયક સેવા દારાયસ ઓખસના વખતમાં બજાવી હતી. ઓખસને મીસર જીતવામાં મેન્ટરે મદદ આપી હતી, તેના બદલામાં પાદશાહે તેને એશિયા-માઇનરના કાંઠા નજદીકના ટાપુઓ અને બંદરોનો સરદાર બનાવ્યો. મેન્ટરે પોતાના આ ઓધ્ધાની રૂએ ઇરાનીઓનાં દરિયાઇ બળમાં બહુ વધારો કીધો. તે પોતાનાં મરણની છેલ્લી ઘડી સુધી હખામની શહેનશાહતનો એક વફાદાર નોકર હતો.

## **ઇસસની** લડાઇ (ઇ. સ. પૂર્વે ૩૩૩).
## **ઇરાની લશ્કરની તૈયારી અને કુચ.**

ગ્રેનાઇકસની લડાઇમાં ઇરાનીઓની હાર થયા પછી દારાએ સિકંદરની સાંમે થવા માટે મોટી તૈયારીઓ કીધી. તેણે ઇરાનની ઉગમણ તરફના પ્રાંતોમાંથી મોટું લશ્કર જમા કીધું. આ લશ્કરની સરદારી તેણે પોતે લીધી. તે એક અતિ ગંજાવર લશ્કર તથા મોટા ઠાઠમાઠ અને દરબારી વૈભવ સાથે સિકંદર સાંમે લડવા એશિયા-માઇનરમાં આવ્યો. આ વેળા સિકંદર એશિયા-માઇનરના જુદા જુદા પ્રાંતોમાં પોતાની સત્તા જમાવતો હતો.

## લડાઇની ગોઠવણો કરવામાં દારાએ દેખાડેલી ખામીઓ.

દારાએ સિકંદરને આગળ વધતો અટકાવવાને જુદા જુદા પહાડી માર્ગો રોકવા માટે લશ્કરી ટુકડીઓ મોકલી હોત, તો તે સિકંદરના આગળ વધવામાં અસરકારક રીતે અટકાવ નાંખી શકત. વળી તે પોતાનાં મોટાં લશ્કરના અનેક ભાગો કરી, જુદે જુદે સ્થળેથી સિકંદર ઉપર હુમલો કરી તેને ઘેરવાની તજવીજ કરત, તો તે સિકંદરને મુશ્કેલીમાં લાવી નાંખત. પણ જે પ્રમાણે ગ્રેનાઇકસની લડાઇ વેળા ઇરાની હાકેમો સિકંદરના હુમલાની ગંભીરતા સમજ્યા વિના તેની સાંમે વ્યવસ્થિત લડાઇમાં ઉતરવાને નિષ્ફળ નિવડયા, તે પ્રમાણે આ વેળા દારા પણ સિકંદરની બહાદુરી અને લડાયક કુનેહ સમજ્યા વિના તેની સાંમે લડવા ધસ્યો ગયો. તે પોતાનાં લશ્કર સાથે સિરિયામાં આવી પહોંચ્યો. જ્યારે તેણે જોયું, કે સિકંદર તેની સાંમે થવા આવતો નથી, ત્યારે તે સિકંદરનાં લશ્કર ઉપર હુમલો કરવા ઉતાવળો બન્યો. તેણે પોતાનાં લશ્કરને કૂચ કરાવી **ઇસસ** નામની એક સાંકડી અને અગવડભરી જગાએ છાવણી નાંખી.

**બનાવો:—**

ઇસસનાં મેદાનમાં સિકંદર દારા સાંમે થયો. તે મેદાન અતિ મોટાં ઇરાની લશ્કરની હિલચાલ માટે તથા તેના બળની અજમાયેશ માટે બહુ નાનું હતું. મેદાનના નાના વિસ્તારને સબબે મોટું ઇરાની લશ્કર આ જગાએ નકામું થઇ પડયું, અને માત્ર ઇરાની લશ્કરના એક નાના ભાગેજ આ લડાઇમાં ભાગ લીધો. દારા અને સિકંદર લડાઇ દરમિયાન એકમેકની સાંમે થઇ ગયા. દારા શૂરવીરતાથી લડતો હતો, અને તેણે સિકંદરને જાંગ ઉપર એક જખમ કીધેલો પણ કહેવાય છે. લડાઇ દરમિયાન દારાનાં રથના ઘોડાઓ તોફાન પર ચઢયા, અને તેનો જાન જોખમમાં આવી પડયો. તે રથમાંથી ઉતરી ઘોડા ઉપર સવાર થયો. ઇરાની લશ્કરે પોતાના પાદશાહને રથમાં નહિ જોતાં તેને માર્યો ગએલો માની નાસવા માંડયું. આ વેળા દારા પણ મુશ્કેલીથી પોતાનો જાન બચાવી નાસી ગયો. આ નાસભાગ દરમિયાન મોટાં ઇરાની લશ્કરનો કચડઘાણ નિકળી ગયો. સેંકડો માણસો માર્યાં ગયાં, અને સેંકડો કેદ પકડાયાં.

**પરિણામ:—**

ઇરાની છાવણીમાંથી સિકંદરને પુષ્કળ લુંટ મળી. દારા લડાઇના મેદાનમાં મોટા દાઠમાઠ સાથ આવ્યો હતો, તેથી તેનો ઘણોએક ખજાનો તથા કિમતી રાચ-રચીલું સિકંદરના હાથમાં આવ્યાં. વળી દારાના કુટુંબની ઓરતો તથા બૈરી–છોકરાં પણ સિકંદરના હાથમાં કેદ પકડાયાં. આ લડાઇનાં પરિણામે સિરિયા, પેલેસ્ટાઇન,

ઇડયુમીઆ અને ફીનીશ્યાના મુલકો તેના કબજામાં આવ્યા. સિકંદરની ઇરાની મુલક ઉપરની ચઢાઇનું વેર લેવા મેસિડોન ઉપર ચઢાઇ કરવા માટે જે ઇરાની કાફલો અને લશ્કર મેમ્નોનની સલાહથી તૈયાર કરવામાં આવ્યાં હતાં તે વિખેરી નાંખવાં પડયાં, અને મેસિડોન ઉપર ચઢાઇ લઇ જવાની ઇરાનીઓની તમામ ઉમેદ ભ્રષ્ટ થઇ.

## ઇસસની લડાઇ પછી સિકંદરની બીજી ફ્તેહો
### (ઇ. સ. પૂર્વે ૩૩૨ થી ૩૩૧).

ઇસસની લડાઇ પછી દારા એબીલોન ખાતે નાસી ગયો. તેણે પોતાનો ઘણોએક માલખજાનો **દમાસ્કસ** શહેરમાં મોકલી આપ્યો હતો. આ શહેર મજબુત કિલ્લેબંદીવાળું હતું, અને તેથી તેમાં ઘણાંએક ઇરાની વફાદાર સરદારો અને તેમનાં કુટુંબોએ આસરો લીધો હતો, એટલું છતાં દમાસ્કસના હાકેમે દગો દીધો. તેણે સઘળો માલખજાનો સિકંદરને સપુરત કરી શહેરનો કબજો મેસિડોન્યનોને સોંપી દીધો. દમાસ્કસથી સિકંદર ફીનીશ્યાના **ટાયર** શહેર તરફ આગળ વધ્યો. ટાયરના લોકોએ શહેરનો બહાદુરીથી બચાવ કર્યો. સાત માસના ઘેરા પછી સિકંદરે શહેર જીતી લઇ ત્યાંના રહેવાસીઓ ઉપર ઘાતકીપણું ગુજાર્યું. ઇસસની લડાઇ પછી સિરિયા, પેલેસ્ટાઇન અને ફીનીશ્યાના પ્રાંતોમાં પોતાનો કાબુ બેસાડી તે **મીસર** તાબે કરવા આગળ વધ્યો. રસ્તામાં તે **ગાઝા** નામનાં મજબુત કિલ્લેબંદીવાળાં શહેર ખાતે આવી પહોંચ્યો. ત્યાંનો આરબ હાકેમ બાતીસ સિકંદર સાંમે બળત્વારીથી થયો. આખરે સિકંદરે ગાઝા શહેરનો કબજો લીધો. તેણે બાતીસને પોતાના ઘોડાના રથ સાથે બંધાવીને ઘસડતો લઇ જઇ અતિ ક્રૂરતાથી તેનો જાન લીધો. જ્યારે સિકંદર મીસરના પેલ્યુશીયમ બંદર અને મેમ્ફીસ શહેર ખાતે જઇ પહોંચ્યો, ત્યારે ત્યાંનો ઇરાની હાકેમ તાબે થયો. કાંઇપણ મુશ્કેલી વગર મીસર જીત્યા પછી સિકંદર એશિયામાઇનરમાં પાછો ફર્યો.

## આર્બેલાની લડાઇ (તા૦ ૧ લી ઓકટોબર ઇ. સ. પૂર્વે ૩૩૧).
### લડાઇની તૈયારી.

ઇસસની લડાઇમાં દારાનું કુટુંબ સિકંદરના હાથમાં કેદ પકડાવાથી તેને મોટું દુઃખ ઉપજ્યું. પોતાનાં કુટુંબની સલામતી માટે તે ચિંતાતુર બન્યો. તેણે સિકંદર ઉપર અનેક નામાંઓ લખી સુલેહ કરવા તેને વિનવ્યો. તેણે સિકંદરને યુફ્રેટિસ નદીની પશ્ચિમ તરફનો સઘળો મુલક આપી દઇ સુલેહ ખરીદવા તજવીજ કીધી. પોતે મેળવેલી ફ્તેહોથી ગર્વિષ્ટ બનેલા તે મેસિડોન્યન શહેનશાહે દારાની માંગણી તુચ્છકારી કાઢી. આખરે દારાને સિકંદર સાંમે પાછી લડાઇ કરવાની ફરજ પડી. તેણે

લશ્કરની **સામગ્રીઓ** તથા ગોઠવણમાં મોટો સુધારો કર્યો. આગલી લડાઇઓમાં જે ખામીઓને લીધે ઇરાની લશ્કર ફાવી શક્યું ન હતું તે સઘળી ખામીઓ દૂર કરવાની તજવીજ કીધી. તેણે એક મોટું લશ્કર ભેગું કર્યું, અને નીનીવેહની નજદીક આવેલાં **અર્બેલા** શહેરમાં છાવણી નાંખી. આ શહેરથી થોડેક દૂર આવેલાં **ગોગેમેલા** નામે ગામ નજદીકનાં એક મોટાં મેદાનમાં સિકંદર અને દારા વચ્ચે છેવટની લડાઇ થઇ.

## બન્ને બાજુનાં લશ્કરની ગોઠવણ.

દારાએ પોતાનાં લશ્કરને ત્રણ વિભાગોમાં વહેંચી નાંખ્યું. લશ્કરની વચ્ચોવચમાં તે પોતે હથિયારબંધ રથોની એક ફોજ સાથે રહ્યો. પોતાની જમણી બાજુનાં લશ્કરમાં સિરિયન, મીડીયન, પાર્થ્યન વગેરે ઘોડેસ્વારોની ટુકડીઓ હતી. ડાબી બાજુનાં લશ્કરમાં બેક્ટ્રીયન ઘોડેસ્વારો બેક્ટ્રીયાના હાકેમ **બીસસ**ની સરદારી હેઠળ હતા. સિકંદરે પોતાનાં લશ્કરને બે ભાગમાં વહેંચી નાંખ્યું. જમણી બાજુનાં લશ્કરની સરદારી તેણે પોતે લીધી, અને ડાબી બાજુનાં લશ્કરની સરદારી **પામીર્ન્યો**ને સોંપી.

**બનાવો:—**

સિકંદરે ઇરાની લશ્કરના વચલા ભાગ પર હુમલો કર્યો. અહિં દારા પોતાનાં લશ્કર સાથ તૈયાર ઉભેલો હતો. ઇરાની રથોએ સિકંદરનાં લશ્કર ઉપર ધસારો કર્યો. સિકંદરનાં લશ્કરે રથોના ઘોડાઓ ઉપર તીરો અને ભાલાઓનો મારો ચલાવ્યો. આથી ઘણાંક રથોના ઘોડાઓ માર્યા ગયા, અને ઇરાની રથો ઇરાની લશ્કરને મદદ પહોંચાડવાને બદલે તેના માર્ગમાં હરકતકર્તા થઇ પડયા.

એજ વેળા ડાબી બાજુનાં બેક્ટ્રીયન લશ્કરે પણ મેસિડોન્યન લશ્કર ઉપર હુમલો કરી એક મોટું જંગ શરૂ કર્યું. આ વેળા ચાલેલી ભયંકર લડાઇમાં બન્ને બાજુનાં લશ્કરો રોકાયલાં હતાં, ત્યારે દારા અને સિકંદર એકમેક સાંમા થઇ ગયા. દારાએ પોતાનો નેજો સિકંદર ઉપર ફેંકયો. સિકંદરને કશાપણ ઇજા થઇ નહિ. સિકંદરે એક નેજો દારા ઉપર ફેંકયો, જે તેનાં રથના હાંકનારને લાગવાથી તે મરણતોલ જખ્મી થઇ નીચે પડયો. દારાના રથ હાંકનારના માર્યા જવાથી દારા પોતે માર્યો ગયો છે એવી ખોટી બૂમ ઉરાડવામાં આવી. પાદશાહનાં મરણની ખોટી ખબરથી ઇરાની લશ્કરીઓ નાહિંમત બની ગયા, અને તેઓએ નાસવા માંડયું. સિકંદરે નાસતાં ઇરાની લશ્કરની પૂઠ પકડી.

ઇરાની લશ્કરમાં મધ્ય અને ડાબી બાજુના ભાગોમાં આ રીતે જ્યારે નાસભાગ શરૂ થઇ, ત્યારે જમણી બાજુનાં ઇરાની ઘોડેસવાર લશ્કરે પામીર્ન્યોનાં લશ્કર ઉપર

હુમલો કરી તેને મોટી મુશ્કેલીમાં લાવી નાંખ્યો. પામીંન્યોએ સિકંદર ઉપર મદદ માટે કહેણુ મોકળ્યું. સિકંદર જે નાસતાં ઇરાની લશ્કરની પૂઠે પડયો હતો તે પૂઠ પકડવાનું કામ છોડી દઇ પામીંન્યોની મદદે ગયો. આ વેળા ઇરાની ઘોડેસવારોની એક નાસ્તી ટુકડી સિકંદરનાં લશ્કરની સાંમે આવી પહોંચી. આ એક નાની ઘોડે-સવાર ટુકડીએ સિકંદરનાં મેસિડોન્યન લશ્કરમાં મોટી ખૂનરેજી ચલાવી ને લશ્કરની આરપાર પોતાનો માર્ગ મેળવી નાસી છુટી. સિકંદર પામીંન્યોની મદદે આવી પહોંચ્યો. સિરિયાનો હાકેમ મઝાયુશ જે પામીંન્યોની સાંમે અત્યારસુધી ફત્તેહમંદ લડાઇ ચલાવી રહ્યો હતો તેની ફત્તેહ હવે વધુ વાર ટકી નહિ. ઇરાની લશ્કરની એકવાર પાછી હાર થઇ, અને ફત્તેહ મેળવનાર તરીકે સિકંદર એકવાર પાછો જાહેર થયો.

**પરિણામ:—**

દારા નાસીને ઇસ્તખ્રમાં જઇ ભરાયો. સુસા અને બેબીલોનનાં નામીચાં શહેરો તેઓમાંના મોટા ખજાના સાથ સિકંદરના હાથમાં આવ્યાં.

## પારસીઓનાં મૂળવતન પર્સીસ ઉપર સિકંદરની ચઢાઇ અને તેનો બહાદુરીભર્યો બચાવ.

અર્બેલાની લડાઇ પછી દારા ઇસ્તખ્ર ખાતે નાસી ગયો હતો. પર્સીપોલીસ, પાર્સાગર્દ અને ઇસ્તખ્રનાં શહેરો બુલંદ પારસી શહેનશાહતનાં પાયતખ્તો હતાં. અર્બેલાની લડાઇ પછી સુસા અને બેબીલોનના પારસી હાકેમો સિકંદરને તાબે થયા. આ શહેરો ખાતેથી પુષ્કળ ખજાનો મેળવી સિકંદર **પર્સીસ** તરફ આગળ વધ્યો. દારા પર્સીસથી મીડીયા તરફ નાઠો.

**આર્યોબુર્જીન** નામે એક શૂરો, દેશહિતકારી સરદાર પર્સીસનો હાકેમ હતો. તેણે દુનિયા જીતનાર પારસીઓની માતૃભૂમિ પર્સીસને બીજા પ્રાંતોની પેંઠ સિકંદરને સાંમા થયા વગર તાબે થવાના કલંકમાંથી ઉગારી. તે થોડાક ચુનંદા સિપાહો લઇને સુસાથી પર્સીસ તરફ આવવાના 'સુસ્યન ગેટસ' નામના પહાડી માર્ગનો કબજો લઇ ઉભો. જ્યારે સિકંદર પોતાનાં લશ્કર સાથે તે તરફ આવી પહોંચ્યો, ત્યારે પહાડોનાં મથાળેથી આર્યોબુર્જીન અને તેના શૂરવીર સિપાહોએ મેસિડોન્યનો ઉપર પત્થરો અને તીરોનો મજબુત મારો ચલાવ્યો. આર્યોબુર્જીને પાંચ દિવસો સુધી સિકંદરનાં લશ્કરને આ જગાએ રોકી રાખ્યું. આખરે એક યુનાની ગુલામે સિકંદરને એક છુપા પહાડી માર્ગથી વાકેફ કીધો. આ માર્ગે સિકંદરે એક મોટું લશ્કર આર્યોબુર્જીન અને તેના સાથીઓની પીઠે ઉતારી દીધું. મેસિડોન્યનોની આ અચ-બુચ હિલચાલથી આર્યોબુર્જીન અને તેની સાથના પારસી દલેરો ડગમગ્યા નહિ.

તેઓએ મેસિડોન્યનો ઉપર ઝનુની હુમલો કર્યો, અને ત્યાં આગળ થયેલી લડાઇમાં ઘણુંકોએ પોતાનાં જાનો આપ્યા. આર્યોબુર્ઝન થોડાક સાથીઓ સાથે મેસિડોન્યન લશ્કરની સફ તોડી પર્સીપોલીસના બચાવ માટે દોડયો.

આ વેળા પર્સીપોલીસમાં **તીરીદાતીસ** નામે એક શહેનશાહી અમલદાર હતો, જેના હાથમાં પર્સીપોલીસનો તમામ ખજાનો હતો. આર્યોબુર્ઝને તીરીદાતી-સને તે ખજાનો ખસેડવા અને સિકંદર સાંમે થવામાં મદદ આપવા અરજ કીધી. તીરીદાતીસ સિકંદરને મળી ગયો હતો, અને તેથી તેણે આર્યોબુર્ઝનના કહેવા મુજબ કરવા ના પાડી. પર્સીપોલીસમાં પણ દગો અને બેદીલી ચાલી રહ્યાં હતાં, એટલું છતાં શૂરા આર્યોબુર્ઝને શહેરનો કબજો સિકંદરને આપવા ના પાડી. જ્યારે સિકંદરનું લશ્કર પર્સીપોલીસ નજદીક આવી પહોંચ્યું, ત્યારે આર્યોબુર્ઝન અને બીજા શૂરવીર પારસીઓએ પાયતખ્તના બચાવ માટે મહાભારત યુદ્ધ કર્યું. આ યુદ્ધમાં શૂરો આર્યોબુર્ઝન તેના સોબતીઓ સાથ માર્યો ગયો.

**પરિણામ :—**

પર્સીપોલીસ તેના મોટા ખજાના સાથ સિકંદરના હાથમાં આવ્યું. ફત્તેહની ધુંઇમાં મસ્ત બનેલા સિકંદરે એ શહેરમાં મોટી ખુનરેજી ચલાવી. તેણે એક બદ-ઓરતની ઉશ્કેરણીથી પર્સીપોલીસના નામાંકિત મહેલોને પોતાના હાથે આગ લગાડી. પારસીઓનું નામીચું પાયતખ્ત અને તેના દમામદાર મહેલો આગમાં બળવા માંડયા. આ આગમાં પાદશાહી મહેલમાં રાખેલાં **દજ઼ેનપિશત**નાં કેતાબખાનાંનો પણ નાશ થયો. કેતાબખાનાંમાં જરથોશ્તી ધર્મ—સાહિત્ય તથા ઇરાની એલમ હુન્નરની કેતાબો હતી, જેનાં નાશથી ઇરાનની મોટાઇ અને સંસ્કૃતિને મોટો ધોકો પહોંચ્યો.

## દારાની નાસભાગ અને તેનું ખૂન.

જ્યારે સિકંદરે પર્સીસ ઉપર ચઢાઇ કીધી, ત્યારે દારા મીડીયાનાં હમદાન શહેર તરફ નાસી ગયો હતો. અહિં તેણે સિકંદર સાંમે લડવા માટે પાછી તૈયારી કરવા માંડી. પર્સીસ જીત્યા પછી સિકંદર દારાની પૂઠે મીડીયા તરફ ગયો. આથી દારાને મીડીયા છોડી પોતાના સોબતીઓ સાથ નાસ્વાની ફરજ પડી. આ વેળા તેની સાથે બેકત્રીયાનો હાકેમ બીસસ હતો. સિકંદરે દારા અને તેના નાસતા સોબતીઓની પૂઠ પકડી. આ નાસભાગ દરમિયાન સિકંદર દારા અને તેના સોબતી-ઓની એટલો નજદીક આવી પહોંચ્યો, કે દારા સિકંદરના હાથમાં જીવતો કેદ પક-ડાશે એવો ભય ઉત્પન્ન થયો. આથી બીસસે બીજા કેટલાક ઇરાની અમીરો સાથ મળીને કમનશીબ દારાનો જાન લીધો. તેઓ તેને મરણતોલ જખ્મી હાલતમાં એક ગાડીમાં છોડી નાસી ગયા. સિકંદર ત્યાં આવી પહોંચ્યો, અને દારાની આવી

દુર્દશા જોઇ તે દુઃખી થયો. મરતી વેળા દારાએ સિકંદરને પોતાના ખૂની વિષે વાકેફ કરી પોતાનાં નિરાધાર કુટુંબની સંભાળ લેવા વસિઅત કીધી. વળી તેણે સિકંદરને પોતાની બેટી સાથે શાદી કરી ઇરાની પ્રજા સાથે સગપણના ગાંઠથી જોડાઇ ભલાઇથી વર્તવા જણાવ્યું. મરણની છેલ્લી ઘડીએ તેણે સિકંદર ઉપર દુવા ગુજારી, કે નશીબ દેવીએ તેને યારી દીધી છે, અને તેથી જે શહેનશાહત તેણે જીતી છે તે ઉપર તે હવે સુખેથી રાજ ચલાવે. આ પછી હખામનની શહેનશાહતનો છેલ્લો ચેરાગ બુઝાઇગયો. સિકંદરે તેનાં શબને ઇરાની રીત મુજબ અવ્વલ-મંજલ પહોંચાડવા પાર્સાગર્દ ખાતે મોટાં માન સાથ મોકલી આપ્યું. દારાનાં મરણથી બુલંદ હખામનની પારસી શહેનશાહતનો અંત આવ્યો (ઇ. સ. પૂર્વે ૩૩૦).



અલેકઝાન્ડર ધી ગ્રેટ ( સિકંદર ).

## સિકંદરનો અંત.

પર્સીપોલીસ પડયા પછી ઇરાનની ઉગમણુ તરફના સઘળા પ્રાંતો જલદીથી સિકંદરના હાથમાં આવ્યા. સિકંદરે બેકત્રીયા ઉપર ચઢાઇ કરી દારાનાં ખુન માટે બીસસને સજા કીધી, અને એ રીતે ઇરાનીઓને રાજી કીધા. આ પછી તે છેક હિંદુસ્તાન સુધી ચઢાઇ લઇ ગયો (ઇ. સ. પૂર્વે ૩૨૭). ઉત્તર હિંદુસ્તાનમાં મોટી ફત્તેહો મેળવી ઇરાનને માર્ગે તે પાછો પોતાને મુલક જવા નિકળ્યો, પણ રસ્તામાં તેનું ભર જવાન વયે બેબીલોન ખાતે મરણ નિપજ્યું (ઇ. સ. પૂર્વે ૩૨૩).

# ભાગ બીજો.

## સાસાનીઅન વંશ.

### પ્રકરણ પહેલું.

### જરથોશતી ધર્મને સજીવન કરનાર સાસાની શહેનશાહતનો સ્થાપક અર્દશીર બાબેગાંન

(ઇ. સ ૨૨૬-૨૪૦).

### સાસાની શહેનશાહતની સ્થાપના.

ઇ. સ. પૂર્વે ૩૩૦) માં **અલેકઝાન્ડર ધી ગ્રેટે** (સિકંદરે) હખામનીઅન **શહેનશાહતનો** અંત લાવી ઇરાનમાં યુનાની (ગ્રીક) અમલ શરૂ કીધો. યુનાનીઓનો દોર ઇરાનમાં માત્ર ૭૫) વરસ રહ્યો, અને ત્યાર પછી **અશ્ક** નામના એક પાર્થ્યને ઇરાન જીતી લઇ અશ્કાનીઅન વંશની સ્થાપના ઇ. સ. પૂર્વે ૨૫૬) માં કીધી. **અશ્કાનીઅન** વંશનો દોર ઇરાનમાં લગભગ ૪૭૫) વરસ સુધી રહ્યો. ઇ. સ. ૨૨૬) માં **અર્દશીર** નામના એક પારસી શાહજાદાએ અશ્કાનીઅન વંશની સમાપ્તિ આણી સાસાની વંશની શરૂઆત કીધી. આ પ્રમાણે લગભગ ૫૫૦) વરસ પછી બીજી પારસી શહેનશાહતનો અમલ ઇરાનમાં શરૂ થયો.

### અર્દશીરની બુન્યાદ.

**અર્દશીર** સાસાન નામના પુરૂષનો દીકરો હતો, અને તેનો મમાવો **બાબક** નામે પાર્સનો એક હાકેમ હતો. એમ કહેવામાં આવે છે, કે હખામની વંશની સમાપ્તી વખતે તેના છેલ્લા પાદશાહ દારાનો **સાસાન** નામે એક દીકરો ઇરાનથી દૂરના મુલકમાં નાસી જઇ ભરવાડ તરીકે જીંદગી ગુજારતો હતો. આ દારાના દીકરા સાસાનની પહેડીથી ઉતરી આવેલો તેજ નામનો એક શખ્સ ઇરાનમાં આવી પાર્સના હાકેમ બાબકના ભરવાડ તરીકે નોકરી કરતો હતો. કહે છે, કે એક દિવસે બાબકે સાસાનનાં સંબંધમાં એક સ્વપ્નો જોયો, જેની તાસીર દાનવોથી જાણવા માંગતાં તેઓએ સમજાવ્યું, કે "આ શખ્સ યા તેની ઓલાદથી ઉતરી આવેલો કોઇ બીજો શખ્સ કીર્તિ અને જાહોજલાલીએ પહોંચશે." બાબકે

આ વાત સાંભળી, તુરત સાસાનને પોતાની હજુરમાં બોલાવ્યો, અને તેની બુન્યાદ વિષે પૂછતાં માલમ પડયું, કે તે પાદશાહી ઓલાદનો હતો. બાબકે તેને પાદશાહી પોશાક બક્ષી સારી રવેસે રાખવા પોતાના ખેદમતગારોને હોકમ કીધો. બાબકે ત્યાર પછી સાસાનને પોતાની દીકરી સાથે પરણાવ્યો, અને આ લગનનાં પરિણામે અર્દશીરનો જન્મ થયો.

## અર્દશીરનું બચપણ અને જવાની.

અર્દશીર બચપણથીજ ઘણોજ ચંચળ, ખુબસુરત, અને કદાવર અંગનો હતો. બાબકને દીકરો નહિં હોવાથી તેણે અર્દશીરને પાલક કરી લીધો. બાબકે અર્દશીરને પાદશાહીને જેબ આપે એવી સઘળી તાલીમ આપી. વિદ્યા-અભ્યાસ, ઘોડેસ્વારી, તીરંદાજી, તથા દડીદાવ વગેરે રમતગમતોમાં તે બહુ પ્રવિણ થયો. તેનાં જોર અને બહાદુરીની વાતો આજુબાજુના પ્રાંતોમાં ફેલાઇ. આ વખતે ઇરાની સલ્તનતનો માલેક અશ્કાની (પાથર્યન) પાદશાહ **અર્તબાનુશ (અર્દવાન)** હતો. તેની રાજધાની રએ નામે શહેરમાં હતી. અર્દશીર-ની બાહોશી અને બહાદુરીની વાતો તેને કાને આવવાથી તેણે બાબક ઉપર એક નામું લખી અર્દ-શીરને રએ મોકલી આપવા જણાવ્યું. બાબક અર્દવાનને ખંડણી આપતો એક નાનો હાકેમ હતો, અને તેથી પોતાની નામરજી છતાં અર્દવાનનો હોકમ તે પાછો ફેરવી શકયો નહિં. તેણે અર્દશીરને અર્દવાન માટે કેટ-લોક કિમતી હદીયો આપી રએ તરફ રવાના કર્યો. અર્દવાન અર્દશીરને જોઇ બહુ ખુશ થયો, અને તેને પોતાની દર-બારમાં ઘણી માન ઇજતથી રાખી, પોતાના શાહજાદાઓ જોડે વિદ્યા–અભ્યાસ કરવા તથા શેકારબાજી તથા રમતગમતમાં ભાગ લેવા રજા આપી. એવું બન્યું, કે કેટલોક



શહેનશાહ અર્દશીર બાબેગાન
(ઈ. સ. ૨૨૬–૨૪૦).

વખત બાદ અર્દવાન પોતાના બેટાઓ તથા અર્દશીરને સાથે લઇને મોટા રસાલા સાથે શેકારગાહે ગયો. જંગલમાં એક ગોરખરની પાછળ અર્દશીર અને અર્દવાનનો વડો દીકરો દોડયા, અને અર્દશીરે ગોરખરને એવો તો જોરથી તીર માર્યો, કે તે શેકારની આરપાર નિકળી ગયો. અર્દવાને ત્યાં આવી પહોંચતાં આવો સુંદર તીર કોણે માર્યો એમ સવાલ કર્યો. અર્દવાનના બેટાએ કહ્યું, કે તે મેં માર્યો. આથી અર્દશીર ગુસ્સામાં આવ્યો અને જવાબ આપ્યો, કે એ તીર તો મેં માર્યો છે, અને એમ કહી પાદશાહ અને બીજા માણસોની હજુરમાં શાહજાદાને ઘણી તાનાજની કીધી. અર્દશીરની આવી વર્તણુંકથી અર્દવાનને બહુ ખોટું લાગ્યું, અને તેણે તુરતજ અર્દશીરને પોતાના શાહજાદાઓ સાથે ભેળાતાં અટકાવી, ઘણી નીચી પાયરી ઉપર ઉતારી પાડી, તેને પોતાના ઘોડાના તબેલાનો રખેવાલ નેમ્યો. અર્દશીરે બાબક ઉપર પત્ર લખી, તેને શિકારગાહમાં બનેલા બનાવથી તથા અર્દવાનની તેની ઉપર ઉતરેલી ઇતરાજીની વાતથી વાકેફ કર્યો. બાબક આ જાણી દુઃખી થયો, પણ તેણે અર્દશીરને પાદશાહની સન્મુખ બેઅદબ થવા માટે ઠપકો આપ્યો, અને તેના ખર્ચને માટે એક સારી જેવી રકમ મોકલી આપી.

## અર્દશીરની ગુલનાર સાથ ઓળખાણ અને રએથી તેનું પાર્સ તરફ નાસી જવું.

અર્દવાનની ખફગીથી અર્દશીરે હવે શહેનશાહી મહેલમાંથી ઘોડાઓના તબેલામાં પોતાની જીંદગી ગુજારવા માંડી. તે પોતાનું દુઃખ ભૂલાવવા ગાઇ વજાડીને પોતાનો વખત પસાર કરતો હતો. એક વખતે અર્દવાનના ઘરખટલાની **અર્તદોખ્ત** અથવા **ગુલનાર** નામની એક ઓરતની નજર અર્દશીર ઉપર પડી. અર્દશીર અને ગુલનાર વચ્ચે દોસ્તી પડી, અને તે ઓરત દરરોજ રાત્રે છુપી રીતે અર્દશીરને મળવા આવતી, અને પાદશાહી મહેલની સઘળી હકીકતથી તેને વાકેફ કરતી. આમ કેટલોક વખત વીત્યા બાદ એક દીવસ ગુલનારે અર્દશીરને ખબર આપી, કે અર્દવાનને સેતારેશનાસોએ જણાવ્યું છે, કે "ટુંક વખતમાં એક નવો પાદશાહ જાહેર થશે, અને જે શખ્સ તેના ખેદમતગારોમાંથી ત્રણ દિવસની અંદર નાસી જશે, તે કીર્તિ અને મરતબો પામશે." અર્દશીરને આ વાતથી ઉલટ આવી, અને તેણે નાસી જવાનો પોતાનો વિચાર ગુલનારને જણાવ્યો.

અર્દશીર અર્દવાનની ખફગી હેઠળ રએ ખાતે હતો તે અરસામાં પાર્સમાં તેનો મમાવો બાબક મરણ પામ્યો હતો. બાબકની જગાએ પાર્સના હાકેમ તરીકે અર્દશીર હકદાર હતો, પણ અર્દવાને તેનો હક દુબાડીને પોતાના વડા બેટા બેહમનને પાર્સની હાકેમી આપી હતી. આ બનાવથી પણ અર્દશીરને ભારે ક્રોધ

ઉપજ્યો હતો, અને તે કોઈબી ભોગે રએમાંથી નાસી પાર્સ જવા માંગતો હતો. ગુલનાર જે અર્દવાનની ઘરખટલાની વડી બાનુ અમલદાર હતી, અને જેણીના હાથમાં પાદશાહી મહેલની ચાવીઓ રહેતી હતી, તેણીએ અર્દવાનના ખજાનામાંથી ઘણીએક કિંમતી ચીજો કાઢી લીધી, અને તેણી તથા અર્દશીર પાદશાહી તબેલામાંથી બે અતિ ઝડપી ઘોડા ઉપર સવાર થઇ રાતને વખતે નાસી ગયાં.

સવારના વખતે રાબેતા મુજબ અર્દવાને ગુલનારને મહેલમાં નહિં દીઠી, અને જ્યારે તેણે જાણ્યું, કે પાદશાહી તબેલામાંથી બે ઘોડા સાથ અર્દશીર ગુમ થયો છે, ત્યારે તેણે નક્કી માન્યું, કે ગુલનાર અને અર્દશીર નાસી ગયાં છે. તેણે ૪૦૦૦) માણસનું એક લશ્કર તૈયાર કરી અર્દશીર અને ગુલનારની પૂઠ પકડી, પણ તે તેઓને પકડી શક્યો નહિં.

અર્દશીર અને ગુલનાર પાર્સમાં સલામત આવી પહોંચ્યાં. જ્યારે પાર્સના લોકોને ખબર પડી, કે અર્દશીર રએથી નાસી તેઓ તરફ આવે છે, ત્યારે ત્યાંનાં અમીર-ઉમરાવો તથા બીજા ઘણાંએક માણસો શહેર બહાર જઇ અર્દશીરને મળ્યાં, અને તેને દરેક મદદ આપવા કબુલ થયાં. અર્દશીરનું બખ્ત હવે ખીલતું હતું, તેથી અર્દવાનનો **બનાક** નામનો એક જોરાવર હાકેમ પોતાનાં ૬) બેટાઓ તથા લશ્કર સહિત અર્દશીરને આવી મળ્યો. આ સરદારની કુમકથી અર્દશીરનું કૌવત બહુ વધ્યું, અને જે જગાએ બનાક અને અર્દશીરની મુલાકાત થઈ, ત્યાં અર્દશીરે "રામશ્ને અર્દશીર" નામે એક શહેર વસાવ્યું. હવે અર્દશીરનાં લશ્કરમાં બહુ મોટો વધારો થયો હતો, અને તેથી તેણે પ્રથમ અર્દવાનના છોકરા બેહમન ઉપર હુમલો કીધો, અને તેને પાર્સમાંથી હાંકી કાઢયો, અને પોતાનો બાપીકો મુલક કબજે કીધો.

## અશ્કાની શહેનશાહ અર્દવાન અને અર્દશીર વચ્ચે લડાઇ અને અશ્કાની શહેનશાહતનો અંત.

અર્દશીર જાણતો હતો, કે અર્દવાન તેની સામે લડવા આવશે, તેથી તે પોતે મોટું લશ્કર લઇ રએ તરફ ચાલ્યો. અર્દવાન એક જંગી લશ્કર સાથ તેની મુકાબેલ આવ્યો. ૪) મહિના સુધી ભારે લડાઇ ચાલી, અને છેવટે "હોરમઝની લડાઈ"માં ઇ. સ. ૨૨૬) માં પાર્થ્યનોની પુરેપુરી હાર થઇ, અને અર્દવાન કતલ થયો. અર્દવાનના ૨) બેટા અને ૧) બેટી અર્દશીરના હાથમાં કેદ પકડાયાં, અને ૨) બેટા હિંદુસ્તાન તરફ નાસી ગયા. ફત્તેહમંદ અર્દશીર રએમાં દાખલ થયો, અને અર્દવાનની બેટી સાથે શાદી કીધી. હવે અર્દશીર તમામ ઇરાની શહેનશાહતનો માલેક થયો. તેણે પોતાનાં વતન પાર્સમાં ઇસ્તખ્ર ખાતે પોતાની રાજધાની કીધી, અને સાસાની શહેનશાહતનો પાયો નાંખ્યો (ઇ.સ. ૨૨૬). અર્દશીરે

પોતાની ફત્તેહની શુક્રગુજારી તથા ખુશાલીમાં આતશ-કદેહો તથા શહેરો બંધાવ્યાં.

## અર્દશીરની કુર્દ લોકો સાથે લડાઇ.

અર્દશીરે અર્દવાનને હરાવી ઇરાની તખ્ત પોતાને હાથ કર્યું, તે છતાં આજુબાજુનાં પ્રાંતોના રાજાઓ ઉપર તેનો કાબુ બેઠો હતો નહિં. કુર્દીસ્તાનમાં આ વખતે **માદીગ** નામે રાજા રાજ્ય કરતો હતો, જેણે અર્દશીર સામે માથું ઉંચકયું. અર્દશીર તેની સામે લડવા ગયો, પણ ખોરાક અને પાણીની મુશ્કેલીને લીધે તેને પાછું હઠી જવું પડયું. અર્દશીરે નવેસરથી તૈયારી કરી, રાતને વખતે કુર્દ લોકોની છાવણી ઉપર છાપો મારી, શમેહ ખુન કરી રાજાને અસ્બાબ તથા ખજાના સાથે કેદ પકડયો, અને પાર્સ તરફ મોકલી આપ્યો.

## અર્દશીરની કેરમાનના હાકેમ હફ્તાન-બોખ્ત સાથે લડાઇ.

**કારણ:**—અર્દશીર જ્યારે કુર્દો ઉપર ફત્તેહ મેળવી તેઓનો લૂંટેલો ખજાનો તથા અસ્બાબ પાર્સ તરફ મોકલી આપતો હતો, તે વખતે રસ્તામાં કેરમાનના હાકેમ **હફ્તાન-બોખ્ત**નાં માણસોએ તે ખજાનો લૂંટી લીધો. આથી અર્દશીરને તેની સામે લડાઇ કરવાની ફરજ પડી.

**બનાવો:**—અર્દશીરે એક લશ્કર કેરમાનના મુલક ઉપર ચઢાઇ કરવા મોકલ્યું. કેરમાનનો હાકેમ હફ્તાન-બોખ્ત શહેરના કિલ્લામાં ભરાઇ બેઠો. અર્દશીરનાં લશ્કરે કિલ્લાને ઘેરો ઘાલ્યો, પણ રાતને વખતે આજુબાજુના પહાડોમાં છુપાયલાં હફ્તાન-બોખ્તનાં લશ્કરે અર્દશીરનાં લશ્કરમાં કતલ ચલાવી. અર્દશીરને જ્યારે આ વાતની ખબર પડી, ત્યારે તે પોતે એક બીજું લશ્કર લઇ કેરમાન તરફ આવ્યો, પણ તેટલામાં હફ્તાન-બોખ્તના ૭) બેટાઓ જે જુદાં જુદાં શહેરોની હાકેમી કરતા હતા તેઓ પોતાનાં લશ્કર સાથે પોતાના બાપની મદદે આવ્યા. અર્દશીરનું લશ્કર આથી ઘેરાઇ ગયું, અને તેને ખોરાક અને પાણી મળતું અટકી જવાથી તેનું લશ્કર ભૂખે હેરાન થવા લાગ્યું. આથી અર્દશીરે લશ્કર સાથ પાછો હઠી જવાનો વિચાર કીધો, પણ હફ્તાન-બોખ્તનાં લશ્કરે ઇરાની લશ્કર ઉપર હુમલો કરવાથી અર્દશીરને લશ્કર છોડી એકલું નાસી જવું પડયું.

અર્દશીર માવદ નામના એક ગામમાં આવી પહોંચ્યો, અને **બોર્ઝહ** અને **બોર્ઝઆદર** નામના ૨) પરહેજગાર જરથોસ્તી ભાઇઓનાં મકાનમાં આસરો લીધો. શરૂઆતમાં તેણે પોતાને અર્દશીરના એક સેપાહ દાખલ ઓળખાવ્યો, પણ જ્યારે તેને માલમ પડયું, કે બોર્ઝહ અને બોર્ઝઆદર દીનદાર જરથોસ્તીઓ હતા અને પાદશાહ અર્દશીર તરફ વફાદાર હતા, ત્યારે તેણે તેઓને પોતાની ખરી ઓળખ

આપી. બોર્ઝહ અને બોર્ઝઆદર પાદશાહને પોતાનું સર્વસ્વ અર્પણ કરવા તૈયાર થયા, અને હફ્તાન–બોખ્ત જે કેરમ નામની એક દરૂજી શક્તિની મદદથી બળવાન અને ફત્તેહમંદ થતો હતો તેનો નાશ કરવાનો ઉપાય તેઓએ તેને સૂચવ્યો. અર્દશીર ખોરાસાનના એક રહેવાસીનો વેષ ધારણ કરી, કેટલોક ખજાનો તથા પોશાકો લઇ, બોર્ઝહ અને બોર્ઝઆદર સાથે કેરમાનના કિલ્લામાં દાખલ થયો. તેણે કિલ્લાના પહેરેગીરોને જણાવ્યું, કે અમો ખોરાસાનથી કેરમની પૂજા કરવા આવ્યા છીએ. અર્દશીર બોર્ઝહ અને બોર્ઝઆદર સાથે કેરમનાં મથક સુધી પહોંચ્યો, અને તેના પુજારીઓને અનેક ભેટ સોગાદોથી રાજી કરી તેઓનો વિશ્વાસ પોતામાં બેસાડયો. એક ચોક્કસ ઠેરવેલા દિવસે તેણે પોતાના લશ્કરમાંના ૪૦૦) ચુનંદા સવારોને કેરમાનના કિલ્લાની બહાર પહાડોમાં છુપાઇ રહેવાનો હોકમ મોકલ્યો, અને તે દિવસે બોર્ઝહ અને બોર્ઝઆદરની મદદથી ચોક્કસ દીની ક્રિયાઓ કરીને કેરમનો જીવ લીધો. એજ વખતે ઠેરવ્યા મુજબ ૪૦૦) ઇરાની સવારો કિલ્લામાં દાખલ થયા, અને કિલ્લામાં રહેતા બુતપરસ્તોની કતલ ચલાવી કિલ્લો જીતી લીધો.

**પરિણામ :—** બોર્ઝહ અને બોર્ઝઆદરને અર્દશીરે તેઓની સેવાના બદલામાં કેરમાનની હાકેમી બક્ષી, અને ત્યાંનો માલખજાનો પાર્સ તરફ રવાના કીધો, અને ત્યાં એક આતશ-બહેરામ બરપા કીધું.

## મિત્રોક અનોશેપાતનો બળવો અને અર્દશીરના હાથ હેઠળ તેનું માર્યા જવું.

જયારે અર્દશીર **હફ્તાન–બોખ્ત** સાથે લડાઇમાં રોકાયલો હતો, ત્યારે પાર્સમાં **મિત્રોક અનોશેપાતે** યાને **મેહરક નુશજાદ** (જહરોમ શહેરનો રહેવાસી) અર્દશીરના મહેલમાં દાખલ થઇ તેનો ખજાનો લૂંટી લીધો. અર્દશીર બોર્ઝહ અને બોર્ઝઆદરની મદદ અને યુક્તિથી કેરમાનના કિલ્લામાં ગયો તે અગાઉ તેણે પાર્સ આવી, મેહરકની સાથે લડાઇ કરી તેને મારી નાંખ્યો, અને પોતાનાં પાએતખ્તમાં પાછી સુલેહ શાંતી સ્થાપી.

## રૂમીઓ સાથની લડાઇ.

**કારણ :—** ઇરાનનું તખ્ત મેળવ્યા પછી અર્દશીર ઇરાનની આજુબાજુના જુદા જુદા પ્રાંતો ઉપર પોતાની સત્તા બેસાડવા માંગતો હતો, અને તેમાં તે ઘણેક દરજ્જે ફત્તેહમંદ થયો; પણ તે છતાં આર્મીન્યા ઉપર કાબુ મેળવવામાં તેને બહુ મુશ્કેલીઓ નડી. આ મુશ્કેલીનું મૂળ રૂમીઓ હતા, અને તેથી તેણે રોમ ખાતે એક અતિ દમામદાર એલચીખાતું ઠહરાવનારાં નામાં સાથે મોકલ્યું. આ એલચીખાતામાં ૪૦૦) જુવાન, ખુબસુરત, જોરાવર ઇરાની જવાનો હતા, જેઓને કિમતી પોશાક

તથા લડાઇના સાજમાં સજ્જ કરી ખુબસુરત ઘોડાઓ ઉપર સવાર કરી રોમ મોકલવામાં આવ્યા. આ એલચીઓ પોતા સાથે જે નામું લઇ ગયા હતા તેમાં અર્દશીરે જણાવ્યું હતું, કે "ઇજીયન સમુદ્ર સુધીનો તમામ મુલક અમારા નીઆગાંન સાઇરસે જીત્યો હતો, અને તે તેના વંશજોના હાથમાં હતો. આજે હું તે બુલંદ પારસી ઓલાદથી ઉતરી આવેલો શાહજાદો ઇરાનના મુલકનો માલેક થયો છું, માટે તેઓએ તે અમારા મુલક ઉપરનો કબજો છોડી દઇ સઘળો મુલક અમોને સ્વાધીન કરવો." જ્યારે ઇરાની એલચી ખાતું આ કડક નામાં સાથે રોમમાં પહોંચ્યું, ત્યારે રૂમીઓએ તે સઘળા એલચીઓનો પોશાક અને લડાઇનો સાજ ઉતારી લઇ તેઓને કેદ પકડયા, અને અર્દશીરને કહેવાડયું, કે "જે મુલક તેને મળ્યો છે તે ઉપર તેણે સંતોષ પકડવો, અને રૂમીઓ સાથે લડવાથી બાઝ રહેવું."

**બનાવો :**—ઇરાની એલચીખાતાંને થએલાં અપમાનથી તથા પોતાનાં નામાંના મળેલા જવાબથી ગુસ્સે થઇ અર્દશીરે રૂમી મુલક ઉપર ચઢાઇ કીધી. તેણે ટાઇગ્રીસ નદી ઓળંગી મેસોપોટેમ્યાના રૂમી પ્રાંતનો કબજો મેળવ્યો. આ વખતે રોમમાં **અલેકઝાન્ડર સીવેરસ** નામે એક જવાન શહેનશાહ રાજ્ય કરતો હતો. તે પોતે મોટું લશ્કર લઇ અર્દશીર સામે આવ્યો. અલેકઝાન્ડર સીવેરસે અર્દશીરના ઇરાની મુલક ઉપર ચઢાઇ લાવવાને માટે ત્રણ બાજુથી લશ્કર મોકલ્યું, પણ ઇરાની લશ્કરે રૂમી લશ્કરને સખત રીતે હાર આપવાથી અલેકઝાન્ડર સીવેરસને પોતાનાં લશ્કર સાથે પાછું હઠી જવું પડયું.

**પરિણામ :**—આ લડાઇનાં પરિણામે અર્દશીરના હાથમાં એશિઆ—માઇનરમાંનો કેટલોક રૂમી મુલક આવેલો હોવો જોઇએ. વળી રૂમીઓ સાથની ઇરાનીઓની લડાઇના એક અતિ અગત્યનાં પરિણામ તરીકે આર્મીન્યા સર કરવામાં આવ્યું. અત્યાર સુધી આર્મીન્યાનો પાદશાહ **ખુશરૂ** રૂમીઓની કુમકથી અર્દશીર સામે સરકશી કરી રહ્યો હતો, તેને હવે અર્દશીરે હરાવી આર્મીનીયાનો પ્રાંત જીતી લીધો.

## અર્દશીરના સુધારા.

અર્દશીરે ઇરાનનું તખ્ત મેળવ્યા પછી આજુબાજુના પ્રાંતોમાં પોતાનો કાબુ બેસાડવા માટે અનેક લડાઇઓ કીધી એટલુંજ નહિ, પણ રૈયતના ફાયદા માટે તેણે ઘણાએક સુધારાઓ કરી પોતાની નવી શહેનશાહતને મજબુતી આપી. તેના સુધારાઓમાંના મુખ્ય સુધારાઓ નીચે પ્રમાણે હતા.

**(ક) ધર્મ સંબંધી :**—ઇરાન ઉપરના પાર્થ્યન અમલ દરમિયાન પાર્થ્યન પાદશાહોની ધર્મ તરફની બેદરકારીને લીધે જરથોશ્તી ધર્મ બહુ ખરાબ હાલતમાં આવી પડયો હતો, અને જગેજગ બુતપરસ્તી તથા બીજા ધર્મોએ પગપેસારો કર્યો

હતો. અર્દશીરે સાસાની શહેનશાહત સ્થાપ્યા પછી જરથોશ્તી દીનને ઇરાનમાં પાછી સજીવન કરવા મોટી કોશેશ કીધી. તે પોતે એક મોબેદ હતો, અને તેથી તેને જરથોસ્તી દીન ઉપર બહુ આસ્થા હતી. તેની માન્યતા એ હતી, કે "પાદશાહી વિના દીન કાયમ રહેતી નથી, તેમજ દીન વિના પાદશાહી ચાલી શકતી નથી." તેણે વેરવિખેર થઇ ગએલાં અવસ્તાનાં સાહિત્યને એકઠું કરાવ્યું, અને તેની નવ-રચના કરવાનું કામ **તન્સર** નામના એક કાબેલ દસ્તુરને સોંપ્યું. અર્દશીરના હુકમથી સઘળાં અવસ્તાનાં લખાણોને એકઠાં કરવામાં આવ્યાં, અને તેઓનો પહેલવી ઝબાનમાં તરજુમો કરી સરેહ આપવામાં આવી. વળી તેણે **અર્દાએવિરાફ** જેવા એક પરહેજગાર મોબેદની મદદથી લોકોનું એકીન માજદયસ્ની દીન ઉપર પાછું સજીવન કરવાની તજવીજ કીધી. ઘણાએક પરહેજગાર મોબેદોમાંથી અર્દાએ-વિરાફને પસંદ કરવામાં આવ્યા, જેઓએ પોતાનાં રવાનની અતિ પાકીજગી ભરેલી હાલતને લીધે મિનોઇ દુનિયાનું જ્ઞાન મેળવી, માણસોની કરણી મુજબ તેઓને મલતા બહેસ્ત અને દોજખના બદલા વિષેનું જ્ઞાન આપ્યું. અર્દશીરે ઇરાનમાં પાર્થ્યન અમલ દરમિયાન દાખલ થએલી બુતપરસ્તીનો નાશ કરી જગેજગ આતશ-બહેરામો બરપા કર્યાં.

(ખ) **કેળવણી સંબંધી:**—અર્દશીરે જગેજગ મકતબો અને મદ્રેસાઓ સ્થાપી, અને એ રીતે કેળવણીનાં કામને બહુ ઉત્તેજન આપ્યું. વળી તેણે સ્થાપેલી શાળાઓની તપાસને માટે સરકારી ઇન્સ્પેકટરો રોકયા, જેઓ શાળાઓની મુલાકાત લઇ જે વિદ્યાર્થીઓ અતિ ચંચળ જણાય તેઓને સરકારી નોકરીમાં દાખલ કરવાને પાદશાહને ભલામણ કરતા.

(ગ) **ઇન્સાફને લગતા:**—અર્દશીરે પોતાની તમામ રૈયતની ઉપર અદલ ઇન્સાફથી રાજ્ય ચલાવવાની તજવીજ કીધી. રૈયતના કોઇપણ માણસ ઉપર કોઇપણ પ્રકારનો જુલમ નહિ ગુજરે તેની સંભાળ લીધી. જુદા જુદા પ્રાંતોમાં અમલદારો મોકલતી વેળા તે તેઓને રૈયતની સારી રીતે પાસ્બાની કરવાના હુકમો આપી મોકલતો, અને ખજાનો એકઠો કરવાના લોભથી રૈયત ઉપર જુલમ ન ગુજરે તેની સંભાળ લેતો. તે કહેતો હતો, કે "રાજાઓથી બનતું હોય ત્યાં સુધી તરવારને બદલે નેતરથી કામ લેવું. લશ્કર વગર હાકેમી હોય નહિ, પૈસા વગર લશ્કર હોય નહિ, ખેતીવાડી (આબાદાની) વગર પૈસા મળે નહિ, અને ઇન્સાફ વગર ખેતીવાડી હોય નહિ."

(ઘ) **ખેતીવાડીને લગતા:**—તેણે દેશની આબાદી વધારવાને માટે ખેતીવાડીનાં કામને ઉત્તેજન આપ્યું. જગેજગ નહેરો ખોદાવી, અને ગરીબ ખેડુતોને બીયાં, ઢોર વગેરે ખેતીનાં સાધનો મેળવી આપવાને માટે ગોઠવણ કીધી.

**(ચ) લશ્કરને લગતા:**—તેણે દેશનાં રક્ષણને માટે કવાયદ પામેલું લશ્કર તૈયાર કીધું. લશ્કરની ડીસીપ્લીન માટે તેણે સખત કાયદાઓ ઘડયા. લડાઇ દરમિયાન જીતાએલી પ્રજામાં લૂટ ચલાવવાની લશ્કરને સખત મનાઇ હતી. લડાઇ દરમિયાન જો કોઇ સેપાહ પીઠ ફેરવી નાંસે, તો તેને મોતની સજા કરવામાં આવતી. લશ્કરની છાવણી છોડી કોઇ પણ સેપાહથી ચોક્કસ વિસ્તારની બહાર જવાતું હતું નહિ. દર વરસે લશ્કરની તપાસ લેવામાં આવતી, અને લાયક સેપાહોને ચઢતી પદવીઓ બક્ષવામાં આવતી હતી.



શહેનશાહ અર્દશીર પોતાના બેટા શાહપૂરને રાજની લગામ આપે છે.
(નક્ષે રૂસ્તમ ઉપરનું કોતરકામ.)

## અર્દશીરની મોટાઇ અને તેનું મરણ.

અર્દશીરે પોતાની બહાદુરીથી એક મોટી શહેનશાહતને જીતી સાસાની શહેનશાહતની સ્થાપના કીધી હતી, અને તેનો કારોબાર ચલાવવાને માટે સુંદર ગોઠવણ કીધી હતી. તે એક મોટો લડવૈયો તેમજ કુનેહબાજ રાજદ્વારી પુરૂષ હતો. તે જરથોશ્તી દીન માટે મોટું માન અને મગરૂરી ધરાવતો હતો, અને તેની જાળવણી માટે તેણે ઘણાએક ઉપાયો લીધા હતા. તે ડહાપણવાળો હતો, અને ઘણી કિમતી નસીહતો પોતાના બેટાને કરી ગયો હતો. તે ૧૪) વરસ ઇન્સાફથી રાજ્ય કરી ઇ. સ. ૨૪૦) મરણ પામ્યો.

# પ્રકરણ બીજું.

## રોમન શહેનશાહ વેલેર્યનને કેદ પકડનાર પારસી શહેનશાહ શાહપૂર ૧ લો

(ઇ. સ. ૨૪૦–૨૭૧).

### શાહપૂરના જન્મની કહાંણી.

અર્દશીર પછી તેનો બેટો **શાહપૂર** ઇરાનની ગાદીએ આવ્યો. **શાહપૂર** અર્દવાનની દીકરીનો દીકરો થતો હતો. અર્દશીરે પાર્થ્યન શહેનશાહત જીત્યા પછી છેલ્લા પાર્થ્યન શહેનશાહ અર્દવાનના બે દીકરાઓ દેશનિકાલ થયા હતા. તેઓએ એક વખત પોતાની બહેન તે અર્દશીરની બાયડી ઉપર કાગજ લખી તેણીને અર્દશીરને ઝેર આપવા ઉશ્કેરી. એક વખત અર્દશીર શેકારગાહથી થાકેલો પાછો ફર્યો હતો, તે વખતે રાણીએ અર્દશીરને ઝેર ભેળેલાં દૂધનો પ્યાલો પીવા આપ્યો. 'કારનામે અર્તખ્શીર પાપકાંન' પ્રમાણે જેવો અર્દશીર દૂધ પીવા જાય છે, કે તેજ વખતે આદર–ફ્રોબાએની યઝદી શકિત બાઝ પક્ષીના આકારમાં આવી, પાંખ ફફડાવી, અર્દશીરના હાથમાંનો પ્યાલો ઢોળી નાંખ્યો. ઢોળાયલું દૂધ ત્યાં આગળ હાજર રહેલા એક કુતરા તથા બિલાડીએ પીવાથી તુરતજ તેઓ મરણ પામ્યાં. રાણીનું કાવત્રું પકડાઇ આવ્યું, અને તેણી હમેલદાર હોવા છતાં તેણીને મોતની સજા કરવામાં આવી. આ કામ વડા વજીરને સોંપવામાં આવ્યું, જે એક દાનેશમંદ મોબેદ હોવાથી અર્દશીરનો આકરો હુકમ બજાવવાને બદલે હમેલદાર રાણીને પેટે અવતરનાર બાળકને બી–ગુનાહ નહિ મારી નાંખવાને ખાતર તેણે પાદશાહી ફરમાન તોડવાનું વાજબી જોયું. કેટલીક મુદત બાદ રાણીને એક ખુબસુરત, ચંચળ બાળક અવતર્યું, જેનું નામ તે દાનેશમંદ વજીરે 'શાહપૂર' એટલે પાદશાહનો બેટો એવું આપ્યું.

એક વખત અર્દશીર શેકારગાહે ગયો હતો, જ્યાં સાબર જેવાં જાનવરમાં પોતાની માદા તથા બચ્ચાં માટેનો અરસપરસનો પ્રેમ જોઇને તેને પોતાની હમેલદાર રાણીને મારી નાંખવા પોતે આપેલા હુકમ માટે અફસોસ છૂટયો, અને તે નિસાસા નાંખતો મહેલ તરફ પાછો ફર્યો. વડા વજીરે શાહની દલગીરીનું કારણ પૂછતાં શેકારગાહમાં કેવી રીતે સાબરના નરે પોતાની માદા માટે અને માદાએ પોતાનાં બાળક માટે જાન આપ્યો હતો તે વાત કહી, અને પોતે પોતાની હમેલદાર ઓરતને મારી નાંખવા ગુસ્સામાં કીધેલા હુકમથી પસ્તાવા લાગ્યો. વડા વજીરે કુરનસ બજાવી, અતિ નમ્રતાથી પાદશાહની માફી ચાહી જાહેર કીધું, કે "રાણી

હૈયાત છે, અને તેણીને એક અતિ ચંચળ, ખુબસુરત અને જોરાવર બેટો અવતર્યો છે, જેઓ બન્નેને લગભગ ૭) વરસ થયાં તેણે છુપાવી રાખ્યાં છે." પાદશાહ આ વાત જાણી ખૂશ થયો; પણ તેણે શાહપૂરની કસોટી કરવા માટે તેની ઉંમરના બીજા અમીરી કુટુંબના છોકરાઓ જોડે મેદાનમાં ચેગાનગુઇની રમત ખેલવા મોકલવા હુકમ કીધો. પાદશાહ મેદાનમાં આવી રમત નિહાળવા બેઠો, અને શાહપૂરની દલેરી અને ચબરાકી જોઇ ખૂશ થયો. એવું બન્યું, કે રમત દરમિયાન જ્યાં પાદશાહ બેઠો હતો, ત્યાં દડો આવી પહોંચ્યો. અર્દશીરનો દમામદાર દેખાવ જોઈને કોઇપણ અમીરજાદાએ તે દડો ત્યાંથી ઉંચકવા હિંમત કીધી નહિ, પણ શાહપૂર પાદશાહ નજીક આવ્યો, અને બેધડક દડો ઉંચકી ખુશાલી સાથ મેદાનમાં ફેંકયો. પાદશાહે તરતજ શાહપૂરને પોતા આગળ બોલાવી હેતથી ભેટયો. તેણે રાણીની કસુર માફ કરી તેઓ બન્નેને પોતાના આસરામાં લીધાં.

## શાહપૂરનું ગાદીએ આવવું અને શરૂઆતની ફતેહો.

જયારે શાહપૂર ઇરાનની ગાદી ઉપર આવ્યો, ત્યારે તેની ઉંમર માત્ર ૧૪) વરસની હતી, એટલું છતાં તે એક બહાદૂર, ડહાપણવાળો અને રાજ્યકારોબાર ચલાવવામાં કુશળ હતો. તે ગાદી ઉપર આવ્યો, ત્યારે તેની નાની ઉંમર જોઇ જુદા જુદા પ્રાંતોના હાકેમોએ બળવા જગાડયા.

શરૂઆતમાં ઇરાનની ઉત્તરે આવેલા **આર્મીન્યાના** પ્રાંતે માથું ઉંચકયું, પણ તે પ્રાંતનો બળવો સખતાઇથી દાબી દેવામાં આવ્યો. આ પછી શાહપૂર દક્ષિણમાં આવેલો **હાત્રાનો** બળવાન કિલ્લો કબજે કરવા ચાલ્યો. શાહપૂરે કિલ્લાને ઘેરો ઘાલ્યો, અને કેટલીક મુશ્કેલી પછી તે જીતી લીધો. કિલ્લાના અરબ સરદારની બેટીએ શાહપૂર સાથે નેકા કરી, ઇરાનની રાણી બનવાના લોભથી પોતાના બાપને દગો દઇ શાહપૂરને આ કિલ્લો જીતવામાં મદદ આપી, પણ તેણીની બાપ તરફની નિમકહરામ વર્તણુંકને માટે શાહપૂરે તેણીની સાથ નેકા કીધા બાદ તેણીને મારી નખાવી.

## શાહપૂરની રૂમીઓ સાથની પહેલી લડાઇ.

હાત્રાનો કિલ્લો સર કીધા પછી શાહપૂરે મેસોપોટેમ્યાના રૂમી પ્રાંત ઉપર હુમલો કીધો, અને **નસીબનનો** પ્રખ્યાત રૂમી કિલ્લો તેણે જીતી લીધો. શાહપૂર રૂમી શહેર જીતતો આગળ વધ્યો, અને સિરિયામાં દાખલ થઇ તેણે **એન્ટીઓક** શહેર જીતી લીધું. આ શહેર રૂમીઓનાં પૂર્વના મુલકનું પાયતખ્ત હતું, તેથી શાહપૂરના કબજામાં તે જવાથી રૂમીઓ ગભરાટમાં પડયા. રૂમી શહેનશાહ **ગોર્ડીયન** પોતાના સસરા સાથ લશ્કર લઇ પોતાનાં શહેરો પાછાં કબજે કરવા ધસી આવ્યો. તેણે

એક પછી એક રૂમી શહેરો જીતી લીધાં, અને છેક મદાયન સુધી ધસી આવ્યો, પણ એટલામાં તેનો સસરો માર્યો ગયો, અને રૂમી લશ્કરીઓએ ગોડીંયનનું ખૂન કીધું. આથી રૂમી લશ્કર નીચું જોવાડનારી સુલેહ કરી પાછું હઠી ગયું.

## શાહપૂરની રૂમીઓ સાથની બીજી લડાઇ અને તેમાં તેણે રૂમીઓ ઉપર મેળવેલી મોટી ફત્તેહો.

ગોડીંયનનાં ખૂન પછી રૂમમાં અંધેર ફેલાયું અને થોડાંક વરસની મુદતમાં અનેક શખ્સો શહેનશાહી પદ ધારણ કરી ખૂનના ભોગ થઇ પડયા. છેવટે **વેલેર્યન** નામના ૬૦) વરસની ઉંમરના એક અનુભવી, કસાયલા સરદારને રૂમીઓએ પોતાના શહેનશાહ દાખલ કબુલ રાખ્યો. રૂમમાં ચાલતા કાવાદાવાથી વાકેફ થઇને શાહપૂરે પાછો રૂમી મુલક ઉપર હુમલો કીધો. નસીબન અને બીજાં કેટલાંક શહેરો જીતી તેણે બીજી વાર એન્ટીઓક જીત્યું. વેલેર્યન એક લશ્કર લઇ શાહપૂર સામે આવ્યો. તેણે એન્ટીઓક પાછું જીતી લીધું, પણ શાહપૂરની ઉપરાસાપરી ફત્તેહોથી તે મુશ્કેલીમાં આવી પડયો, અને તેનું લશ્કર ઘેરાઇ ગયું. વેલેર્યને ઘણીએક કિમતી હદીયો શાહપૂર ઉપર મોકલાવી સુલેહ માટે અરજ કરી. શાહપૂરે આ અરજ ના પાડી, અને રૂમી લશ્કર ઉપર હુમલો કરી વેલેર્યનને ઇ. સ. ૨૬૦)માં કેદ પકડયો. રૂમી શહેનશાહનાં કેદ પકડાવાથી તમામ રૂમી મુલકોમાં ગભરાટ ફેલાયો, અને શાહપૂરનાં નામથી તેઓ ધ્રુજવા લાગ્યા. વેલેર્યનને કેદ કીધા પછી શાહપૂરે **સિરિયેડીસ (મિરિયેડીસ)** નામના પોતાની મરજીના એક શખ્સને રોમનોના શહેનશાહ દાખલ મુકરર કીધો, અને રોમનોને તેને પોતાના શહેનશાહ દાખલ કબુલ કરવાની ફરજ પાડી. આ બનાવે યુરોપમાં બળવાન લડવૈયાઓ તરીકે જણાયલા રોમનોને મોટી શરમીંદગીમાં નાંખ્યા, અને રોમનોનાં લડાયક બળ ઉપર પારસી લડાયક બળની સરસાઇ પુરવાર કરી આપી.

વેલેર્યનને કેદ કીધા પછી શાહપૂરે ત્રીજી વાર એન્ટીઓક શહેરનો કબજો લીધો, અને ત્યાર પછી તેણે સાઇલીસ્યા અને કેપેડોકીઆના મુલકોમાં પોતાની ફત્તેહો લંબાવી. તેણે **ટાર્સસ શહેર** જીતી લીધું, ટોરસ પર્વતના પહાડી માર્ગોનો કબજો લીધો, અને કેપેડોકીઆનું મુખ્ય શહેર **સીઝરિયા** મઝકા જીતી લીધું. એ મુજબ તેણે એશિઆ–માઇનરમાંના તમામ રૂમી મુલકોનો કબજો લીધો, અને રૂમી શહેરો ખાતેથી મોટો ખજાનો લઇ તે મદાયન તરફ પાછો ફર્યો.

## શાહપૂરનાં લોકોપયોગી કામો.

રોમનો સાથની લડાઇ પછી શાહપૂરે લોકોપયોગી કામો કરવા પાછળ પોતાનું મન રોકયું. તેણે કેટલાંક નવા શહેરો વસાવ્યાં, અને નદીઓ ઉપર પૂલો બંધાવી

વ્યવહારના માર્ગો સલામત કીધા. તેણે શુસ્તરમાં આવેલી કારૂન નદી ઉપર એક મોટો પૂલ બંધાવ્યો, અને તે બાંધવામાં કેદ પકડાએલા રૂમીઓને કામે લગાડયા, અને રૂમી શહેનશાહ વેલેયંનને તે ઉપર દેખરેખ રાખવાનું કામ સોપ્યું. આ પૂલ આજે પણ બંદે-કએસરને નામે જણાયલો છે. આ પુલ બાંધવાનું કામ પુરૂં થયા પછી વેલેયંનને રોમ જવા દેવામાં આવ્યો. શાહપૂરે પોતાની ફત્તેહોના લેખો અને ચિતારો હાજીયાબાદ, નક્ષે-રજબ અને નક્ષે-રૂસ્તમ ખાતે કોતરાવ્યા. શાહપૂર ૩૧) વરસ રાજ્ય કરી ઇ. સ. ૨૭૧)માં મરણ પામ્યો.



"નક્ષે રૂસ્તમ" ઉપરનાં નક્કર પત્થરનાં આતશદાનો.

## માની પેગામ્બર અને તેનો નવો ધર્મ.

**માની** એ ઉંચ કુળમાં જન્મેલો એક ઇરાની હતો. તેનો જન્મ ઇ. સ. ૨૧૫ કે ૨૧૬ માં **એકબેતાના** મધ્યે થયો હતો. તેના બાપનું નામ ફુટાક હતું. અર્દશીર બાબેગાંનની અગાઉના પાર્થયંન અમલ દરમિયાન ધર્મ સંબંધી અંધાધુંધી ભરેલી હાલતને લીધે અનેક ધર્મમતો અને પંથોએ ઇરાનમાં પગપેસારો કીધો હતો. માનીએ આ સઘળા ધર્મમતો અને પંથોનો અભ્યાસ કીધા પછી તે ખ્રિસ્તી ધર્મમાં વટલી ગયો. થોડીક મુદત બાદ ખ્રિસ્તી ધર્મથી પણ સંતોષ નહિ પામતાં તેણે પોતાનો નવો ધર્મ ઉભો કીધો. માનીનો નવો ધર્મ ખ્રિસ્તી અને જરથોસ્તી ધર્મ એ બન્નેને માટે એક નવા ભય સમાન હતો. ખ્રિસ્તી પાદરીઓ અને જરથોસ્તી ધર્મગુરૂઓ બન્ને માનીની સાંમે થયા. **શાહપૂરે** માનીને જરથોસ્તી ધર્મને નુકસાન કરનાર તરીકે પીછાણી દેશનિકાલ કીધો.

શાહપૂરના બેટા **હોરમઝ ૧ લાએ** માની તરફ દીલસોજી દેખાડી તેને પોતાના રાજ્યમાં આસરો આપ્યો. આ તકનો લાભ લઇ માનીએ મેસોપોટેમ્યાના ખ્રિસ્તીઓમાં પોતાના વિચારોનો મજબુત ફેલાવો કીધો. એ સબબે ત્યાર બાદ ખ્રિસ્તીઓ અને માનીના માનનારાઓમાં માહોમાંહે કજીયાઓ ઉત્પન્ન થયા, અને બન્ને એક બીજાનાં લોહી રેડવા લાગ્યા.

હોરમઝદ પછી ગાદીએ આવનાર પાદશાહ **બહેરાંમ ૧ લાએ** માનીને તેના સઘળા ચેલાઓ સાથ મારી નાંખ્યો. જે સઘળા ખ્રિસ્તી તથા જરથોશ્તી ધર્મવાળાઓએ માનીનો પંથ કબુલ રાખ્યો હતો તેઓની પણ તેણે કતલ ચલાવી. એ રીતે તેણે બન્ને ખ્રિસ્તી અને જરથોશ્તી ધર્મોને માનીખ્યન વિચારોની અસરથી નુકસાન પામતા બચાવ્યા.

---

## પ્રકરણ ત્રીજું.

### હોરમઝ ૧ લો

(ઇ. સ. ૨૭૧–૨૭૨).

શાહપૂર ૧ લા પછી તેનો બેટો **હોરમઝ ૧ લો** ઇરાનનાં તખ્તનો માલેક થયો. તે એક ભલો અને ઇન્સાફી પાદશાહ હતો. તેણે લગભગ એક વરસ રાજ્ય કર્યું હતું. તેણે પોતાના અમલ દરમિયાન દેશનિકાલ થએલા 'માની'ને પોતાના આસરામાં પાછો લીધો હતો. તે અર્દશીર બાબેગાંનના દુશ્મન મેહરક નુશઝાદની દીકરીનો દીકરો થતો હતો, અને એના જન્મની નીચલી કહાણી **'કારનામે અર્તખ્શીરે બાબેગાંન'**માંથી મળે છે:—

કહે છે કે એક દિવસ શાહપૂર શેકારગાહેથી પાછો ફરતો હતો, ત્યારે એક બગીચામાં આવી પહોંચ્યો, જ્યાં ખેડુતની એક નવજવાન છોકરી કુવામાંથી પાણી કાઢતી હતી. શાહપૂર અને તેના સાથીઓ તરસ્યા થયા હતા, માટે તેઓ પાણી પીવા કુવા આગળ ગયા. શાહપૂરે પોતાના સાથીઓને કુવામાંથી પાણી કાઢવા ફરમાવ્યું. શાહપૂરના સાથીઓએ કુવામાં પખાળ નાંખી, પણ જ્યારે તેની અંદર પાણી ભરાયું, ત્યારે તે એટલી ભારી થઇ, કે તેઓ તે બહાર ખેંચી શકયા નહિ. શાહપૂર પોતાના સાથીઓ ઉપર ચીરડાયો, અને એક ઓરત કરતાં તેઓ વધુ નબળા છે એમ ઠપકો આપી પોતે કુવામાંથી ભરેલી પખાળ ખેંચી કાઢી. આ વખતે ખેડુતની છોકરી બાજુમાં ઉભી રહી સઘળો તમાસો જોતી હતી. શાહપૂરે પાણી ખેંચી કાઢયા પછી તેણીએ પખાળ કુવામાં નાંખી, અને પાણીથી ભરીને

તેણીએ સહેલાઇથી તેને ઉપર ખેંચી કાઢી. ખેડુતની છોકરીનું આવું કૌવત જોઇ સઘળા હેરત રહ્યા. શાહપૂરે તેણીનો ખુબસુરત, દમામદાર દેખાવ જોઇ તેણીની બુન્યાદ વિષે પૂછયું. તે છોકરીએ જણાવ્યું, કે 'તેણી મેહરક નુશજાદની છોકરી થતી હતી, જેને અને જેનાં ફરઝંદોને અર્દશીરે મારી નખાવ્યાં હતાં. તેણી અર્દશીરની બીકથી નાસી જઇ અહિંઆં ખેડુતની દીકરી તરીકે રહેતી હતી એમ જણાવ્યું.' શાહપૂરે તેણીની સાથે શાદી કીધી, અને તેનાં પરિણામે હોરમઝનો જન્મ થયો હતો.

## બહેરાંમ ૧ લો

(ઇ. સ. ૨૭૨-૨૭૫).

હોરમઝદ ૧ લા પછી તેનો બેટો **બહેરાંમ ૧ લો** ઇરાનની ગાદી ઉપર આવ્યો. તેણે નવો ધર્મ ફેલાવનાર માનીને તેના તમામ શાગેર્દો સાથ મારી નખાવ્યો. તેના વખતમાં રોમન શહેનશાહ **ઓરેલીયને** એશિઆમાં દાખલ થઇ, પાલ્મીરાના પ્રખ્યાત આરબ સરદાર **ઓડીનેથસની** બાહોશ અને શુરવીર રાણી **ઝેનોબીયાને** હરાવી, સોનાની બેડીથી કેદ કરી તેણીને તે રોમ લઇ ગયો. વળી ઓરેલીયને ઇરાન ઉપર ચઢાઇ લાવવાની ધમકી આપી, પણ તેટલામાં તેનું ખૂન થયું. બહેરાંમ ઇ. સ. ૨૭૫)માં મરણ પામ્યો.

## બહેરાંમ ૨ જો

(ઇ. સ. ૨૭૫-૨૯૨).

બહેરાંમ ૧ લા પછી તેનો બેટો **બહેરાંમ ૨ જો** નામ ધારણ કરી ઇરાનની ગાદી ઉપર આવ્યો. તે સીસ્તાન તથા હિંદુસ્તાનના મુલકો સુધી ચઢાઇ લઇ ગયો, અને સીસ્તાનનાં લોકોને તાબે કીધા.

## ઇરાની મુલક ઉપર રૂમી ચઢાઇ.

જ્યારે બહેરાંમનું લશ્કર હિંદુસ્તાન ખાતે રોકાયલું હતું, ત્યારે રૂમી શહેનશાહ **કારસે** ઇરાન ઉપર ચઢી આવવાનો વિચાર કીધો. શાહપુર ૧ લા પછીના ઇરાની પાદશાહોની નબળાઇ જોઇને રૂમીઓ ઇરાની પ્રાંતો ઉપર ચઢાઇ લાવવાની શોધ કરતા હતા. કારસે મદાયનની આજુબાજુનો કેટલોક ઇરાની મુલક જીતી લીધો, પણ રૂમીઓ પાર્સ તરફ આગળ વધવાની હિંમત કરી શકયા નહિ. વળી એટલામાં કારસનું મરણ નિપજવાથી રૂમી લશ્કર પોતાના મુલક તરફ પાછું ફર્યું.

## આર્મીનીયાના પ્રાંતનું ઇરાનીઓના હાથમાંથી જવું.

આર્મીનીયાનો પ્રાંત જે અર્દશીર બાબેગાંને જીતી લીધો હતો ત્યાં સાસાની પાદશાહોની હકુમત ચાલતી હતી. અર્દશીર બાબેગાંને આર્મીનીયાના પાદશાહ

ખુશરૂને મારી નાંખી આ પ્રાંત જીતી લીધો, ત્યારે તેનો બેટો તીરદાદ રૂમીઓના આસરામાં જઇ રહ્યો હતો. તીરદાદે હવે રૂમી શહેનશાહ ડાયોકલીશીયનની કુમક સાથે બહેરાંમની નબળાઇ જોઇને આર્મીન્યા જીતવાનો વિચાર કીધો. આર્મીન્યને તીરદાદ અને તેની સાથે આવેલા રૂમીઓને મળી ગયા, અને ઇરાનીઓને આર્મીન્યાનો પ્રાંત ૪૬) વરસની હકુમત પછી છોડી દેવો પડયો. આર્મીન્યાનો પ્રાંત ખોહવાની નામોશી પછી બહેરાંમ ટુંક મુદતમાં ઇ. સ. ૨૯૨) માં મરણ પામ્યો.

## બહેરાંમ ૩ જો

(ઇ. સ. ૨૯૨–૨૯૩).

બહેરાંમ ૨ જા પછી **બહેરાંમ ૩ જો** ઇરાનની ગાદી ઉપર આવ્યો, પણ તે ૪) માસમાં મરણ પામ્યો. એને કેર્માનશાહ અથવા સગાનશાહ કરીનેબી કહેતા હતા, કારણ કે તે ગાદીએ આવ્યો તે અગાઉ કેર્માન અને સગીસ્તાનના પ્રાંતોનો હાકેમ હતો.

## નરસી

(ઇ. સ. ૨૯૩–૩૦૧).

બહેરાંમ ૩ જો કાંઇ પણ વારસ વગર મરણ પામ્યો, તેથી ઇરાની તખ્તને માટે પાદશાહી કુટુંબમાંથી બે દાવાદારો ઉભા થયા. પહેલો દાવાદાર શાહપૂર ૧ લાનો દીકરો **નરસી** હતો, અને બીજો દાવાદાર **હોરમઝ** નામે એક શખ્સ હતો. ઇરાની દરબારે એકમતીથી શાહપૂર ૧ લાના બેટા નરસીને પાદશાહ દાખલ કબુલ રાખ્યો. જ્યારે નરસી ઇરાનની ગાદી ઉપર આવ્યો, ત્યારે તે બુઝોર્ગ ઉમરે પહોંચી ચુકેલો અનુભવી અને પાકટ બુદ્ધિનો શખ્સ હતો. તેણે પહેલાં તખ્તને માટેના બીજા દાવાદાર હોરમઝે તુરાની અને રશીયન તાયફાઓની મદદથી ઉઠાવેલો બળવો દાબી દીધો, અને ટુંક મુદતમાં પોતાની બહાદુરી અને ચાલાકીથી તખ્ત ઉપર કરીઠામ થયો.

## આર્મીન્યા ઉપર નરસીની ચઢાઇ.

તખ્ત ઉપર ઠરીઠામ થવા પછી નરસીએ આર્મીન્યાનો પ્રાંત જે બહેરાંમ ૨) જાના વખતમાં ઇરાનીઓએ ખોઇ દીધો હતો તે પાછો જીતી લેવાનો વિચાર કીધો. વળી આર્મીન્યાનો હાકેમ તીરદાદ આગલા નબળા પાદશાહોના અમલ દરમિયાન મીડીયાના ઇરાની મુલક ઉપર ચઢાઇ કરી તે વેરાન કરતો હતો, તેથી તે માટે પણ સજા કરવા નરસી એક લશ્કર સાથ આર્મીન્યા તરફ ગયો. તીરદાદ આર્મીન્યા છોડી રોમ નાસી ગયો, અને નરસીએ આર્મીન્યાનો પ્રાંત એકવાર પાછો જીતી લીધો.

## નરસીની એશિઆ–માઇનરના રૂમી મુલક ઉપર ચઢાઇ.

આર્મીન્યા જીત્યા પછી નરસીએ એશિઆ–માઇનરના રૂમી મુલક ઉપર ચઢાઇ કરી. મેસોપોટેમ્યાનો રૂમી પ્રાંત વેરાન કરી તે સિરિયા સુધી આગળ વધ્યો.

અહીં તેણે રૂમી સરદાર **ગેલેરીયસ** જે પોતાના સસરા શહેનશાહ **ડાયોકલી-શીયનની** ફરમાસથી તીરદાદને આર્મીન્યાનો પ્રાંત પાછો જીતી અપાવવા એક લશ્કર સાથ આવ્યો હતો તે સામે થયો. ઇરાનીઓ અને રૂમીઓ વચ્ચે ૩) લડાઇઓ થઇ, જેમાંની ત્રીજી લડાઇમાં રૂમીઓની પુરેપુરી હાર થઇ અને ગેલેરીયસ નાઠો. ડાયોકલીશાયનને પોતાના જમાઇની આ હારથી બહુ ખોટું લાગ્યું, અને તેથી તે ગેલેરીયસને ઘણું હલકું લાગે એવી રીતે તેની સાથે વરત્યો.

## રૂમીઓનો નરસી સાથ દગો અને નરસીની હાર.

બીજે વરસે રૂમી સરદાર ગેલેરીયસ એક મોટાં લશ્કર સાથ આગલી હારની નામોશી ધોઇ નાંખવાને માટે છૂપેથી આર્મીન્યામાં દાખલ થયો, અને નરસીનાં બીનગોઠવાએલાં અને વેરવિખેર પડેલાં ઇરાની લશ્કરપર હુમલો કરી ઘણાંક ઇરા-નીઓને તથા નરસીના કુટુંબીઓને કેદ કીધા. નરસી નાઠો અને ગેલેરીયસે તીરદાદને પાછો આર્મીન્યાનો પાદશાહ બનાવ્યો. આ પછી ગેલેરીયસે ઇરાની મુલક ઉપર હુમલો કીધો, અને નરસીને છેવટે રૂમીઓ સાથે એક ઘણીજ નીચું જોવાડનારી સુલેહ કરવાની ફરજ પડી. આ સુલેહની રૂએ ટાઇગ્રીસ નદીની પશ્ચિમે આવેલાં ૫) પરગણાંઓ નરસીએ રૂમીઓને સ્વાધીન કીધાં, આર્મીન્યાની સ્વતંત્રતા કબુલ રાખી, અને આઇબીર્યાના પ્રાંત ઉપરનો પોતાનો કાબુ છોડી ત્યાં પાદશાહ નેમવાની સત્તા રૂમીઓને સ્વાધીન કીધી. આ સુલેહ કરવાની ફરજ પડવાથી નરસીને ઘણું ખોટું લાગ્યું, અને તેણે પોતાનું તાજ પોતાના બેટા **હોરમઝને** ઇ. સ. ૩૦૧)માં સપુરદ કરી ખુદાતાલાની બંદગીમાં એકાંતવાસ પકડયો.

## હોરમઝ ૨ જો

(ઇ. સ. ૩૦૧–૩૦૯).

નરસી પછી તેનો બેટો **હોરમઝ** ગાદીએ આવ્યો. તેનો આખો રાજ અમલ સુલેહશાંતિમાં પસાર થયો. તેણે અનેક શહેરો વસાવ્યાં, જેમાંનું એક હોરમજ નામે હતું. તેણે પોતાની સલ્તનતમાંના તમામ જુના મહેલો તથા બાંધકામો સમરાવ્યાં, અને પુરાતન જમાનાની યાદગીરી કાયમ રાખવાની કોશેશ કીધી. તેણે મદાયન ખાતે એક ન્યાય–મંદિર ઉભું કીધું, અને ત્યાં પોતે રૈયતની ફરિયાદ સાંભળી વાજબી ઇન્સાફ આપતો હતો. તે ૮) વરસ સુલેહસંપજ અને ઇન્સાફથી રાજ્ય કરી ઇ. સ. ૩૦૯)માં મરણ પામ્યો. તેનો એક એલકાબ લબા કોશાન એટલે સિંહને મારનાર એવો હતો, એમ એના સિક્કા ઉપરથી માલમ પડે છે.

# પ્રકરણ ચોથું.

## જગ પ્રસિદ્ધ રોમન લડવૈયાઓને અનેક લડાઇઓમાં મહાત કરનાર શૂરવીર પારસી શહેનશાહ શાહપૂર ૨ જો

(ઇ. સ. ૩૦૯–૩૭૯).

### શાહપૂરનો જન્મ અને તેની તાજપોષી.

જ્યારે હોરમઝ મરણ પામ્યો, ત્યારે તેનો એક બેટો **હોરમઝ** નામનો હતો. તે તખ્તનો ખરો હકદાર વારસ હતો. આ શાહજાદો યુનાની એલમ અને રીતભાત તરફ ઢળેલો હોવાથી ઇરાની અમીર–ઉમરાવોમાં તે અળખામણો થઈ પડયો હતો. હોરમઝ ૨) જાના મરણ વખતે શાહજાદા હોરમઝને અમીર–ઉમરાવોએ કેદ પકડયો, અને મરણ પામેલા શાહનાં જનાનખાનામાં એક ઓરત હમેલદાર હતી તેણીને પેટે બેટો અવતરશે એવા વિચારથી તેણીને માથે તાજ મૂકયું. ટુંક મુદત બાદ રાણીએ એક ખુબસુરત બેટાનો જન્મ આપ્યો, જેનું નામ **શાહપૂર** રાખવામાં આવ્યું. ૪૦ દિવસ પછી આ બાળકને તખ્ત ઉપર સુવાડી, તેને માથે તાજ લટકાવી તાજપોષીની ક્રિયા કીધી. આ પછી રાજકારોબાર ચલાવવાનું સઘળું કામ **શાહરૂઇ** નામના એક દાનેશમંદ મોબેદે હાથમાં લીધું.

### બાળકશાહની ચબરાકી અને રૈયતનાં ભલાં માટે કાળજી.

શાહપૂરને બહુ સંભાળથી ઉછેરી મોટો કરવામાં આવ્યો. કહે છે, કે જ્યારે તેની ઉંમર ૫) વરસની હતી, ત્યારે એક દિવસે સૂર્યાસ્ત વખતે તે શાહરૂઇ સાથે પોતાના મહેલમાં બેઠો હતો, તેટલામાં નજદીકની નદી આગળ તેણે માણસોનો પોકાર સાંભળ્યો. તેણે આ મોટા અવાજનું કારણ શાહરૂઇને પૂછ્યું, ત્યારે તે દાનેશમંદ વજીરે કહ્યું, કે નદી ઉપર લોકોની આવજાવને માટે એક પૂલ છે, જે સાંકડો હોવાથી આ વખતે લોકોની મોટી ભીડ થાય છે, અને તેનાં પરિણામે એ અવાજ થાય છે. નાના પણ ચબરાક શાહે વજીરને તુરતજ હુકમ કીધો, કે એક બીજો મોટો પૂલ નદી ઉપર બાંધવો, અને એક પૂલ લોકોને જવા માટે અને બીજો આવવા માટે રાખવો, જેથી રૈયતને અગવડ પડે નહિ. બાળકશાહનું આ ફરમાન તુરતજ બજા લાવવામાં આવ્યું, અને તેથી રૈયતનાં દિલ બહુ રાજી થયાં.

શાહપૂરને વિદ્યાહુન્નર અને લડાઇની સઘળી તાલીમ બહુ સંભાળપૂર્વક ખાસ શિક્ષક રોકી આપવામાં આવી. તે નાની ઉંમરમાંજ રાજકારોબાર ચલાવવામાં પણ કુશળ થયો, અને જ્યારે તેની ઉંમર ૧૬) વરસની થઇ, ત્યારે તે અમીર–ઉમરાવોથી સ્વતંત્ર થઇ રાજ્યનું કામ કરવા લાગ્યો.

## શાહપૂરની આરબો સાથની લડાઇઓ.

**કારણો:—**હોરમઝ ૧ લાથી હોરમઝ ૨) જા સુધીના ૬) નબળા સાસાની શહેનશાહોના અમલ દરમિયાન ઇરાનના દુશ્મનો માથું ઉંચકી રહ્યા હતા, જેઓને તે નબળા શહેનશાહો કશું કરી શકયા હતા નહિ. જ્યારે શાહપૂર ૨) જો ઇરાનનાં તખ્ત ઉપર હતો, ત્યારે તેનાં બચપણનો લાભ લઇને આરબો વગેરે લૂટારૂ પ્રજાઓ સરહદના ઇરાની મુલકોમાં પગપેસારો કરી, લૂંટફાટ કરી ઇરાની પ્રજા ઉપર અનેક જાતના ત્રાસો વર્તાવતી હતી. આ સઘળાઓમાં મેસોપોટેમ્યાનો આરબ સરદાર **તાયર** ઘણો સરકશ હતો, અને તે શાહપૂરનાં બચપણ વખતના ઈરાની અમીર-ઉમરાવોના નબળા અમલનો લાભ લઇ મદાયન ઉપર ધસી આવી શાહપૂર શાહની ફૂઇને પકડી ગયો હતો. બાળકશાહ આ બધું તપાસતો બેઠો હતો, અને જ્યારે તે ૧૬) વરસની ઉંમરનો થયો, ત્યારે તેણે રાજ્યકારોબાર પોતાના હાથમાં લઇ ઇરાનના દુશ્મનોને સજા કરવાનો નિશ્ચય કર્યો.

**બનાવો:—**શરૂઆતમાં તેણે ઇરાની સરહદ ઉપરના મુલકો તથા કિલ્લાઓ પાછા જીતી લીધા, અને ત્યાં મજબુત બંદોબસ્ત પાંથરી મેસોપોટેમ્યામાં ચઢાઇ લઇ ગયો. આરબ સરદાર તાયર કિલ્લામાં ભરાઇ બેઠો. શાહપૂરે તે કિલ્લો તાયરની બેટી **મલેકા** જેણી શાહપૂરની ફૂઇની દીકરી થતી હતી તેણીની મદદથી જીતી લીધો. બંદખોર તાયરને મોતની સજા ફરમાવવામાં આવી. હવે શાહપૂરે ઇરાની અખાતમાંથી કાફલાઓ મારફતે લશ્કર લઇ જઇ આરબ મુલકો ઉપર ચઢાઇ કીધી, અને જંગલી અને ઝનુની આરબોને તેઓને લાયકની સજા કરી તેઓમાં પોતાનાં નામનો ધાક બેસાડી દીધો. આરબો શાહપૂરને ઝુલ અકતાફ એટલે ખભાં ભાંગનાર સાહેબ કહેતા હતા. સઘળા આરબ તાયફાઓ પાસે ખંડણી કબુલાવી શાહપૂર ઇરાન તરફ પાછો ફર્યો.

## શાહપૂરની ખ્રિસ્તીઓ તરફની વર્તણુંક.

અર્દશીર બાબેગાંને જ્યારે સાસાની શહેનશાહત સ્થાપી, ત્યારે ઇરાનની પૂર્વના મુલકોમાં બુદ્ધ ધર્મના વગવસીલા હેઠળ મૂર્તિપૂજાએ દેખાવ દીધો હતો, અને પશ્ચિમના મુલકોમાં ખ્રિસ્તી ધર્મ કદમ બ કદમ આગળ વધતો જતો હતો. પાર્થ્યન શહેનશાહોની માઝદયસ્ની ધર્મ તરફની બેદરકારીને લીધે જરથોસ્તી મઝહબ પાળનારી પ્રજાઓને કોઇ પણ જાતનું ધાર્મિક રક્ષણ નહિ મળવાથી ઇરાનની ઉગમણ અને આથમણની પ્રજાઓમાંથી જરથોસ્તી ધર્મ દૂર થઇ બીજા ધર્મો અને માન્યતાઓ ફેલાતી જતી હતી. અર્દશીર બાબેગાંન જેવો જરથોશ્તી ધર્મ માટેની દાઝ ધરાવનારો પાદશાહ ઇરાનની ગાદી ઉપર ન આવ્યો હોત, તો કદાચ જરથો-

સ્તની ભૂમિ ઇરાનમાંથી પણ જરથોશ્તી ધર્મ નાશ પામત. અર્દશીર અને તેના બેટા શાહપૂરે જરથોશ્તી મઝહબને મજબુત ટેકો આપ્યો હતો, પણ ત્યાર પછીના નબળા પાદશાહોના અમલ દરમિયાન જેમ સાસાની શહેનશાહતને ધોકો પહોંચ્યો હતો, તેમ જરથોશ્તી ધર્મને પણ નુકસાન પહોંચ્યું હતું. વળી ઇરાની શહેનશાહોની પોતાને તાબેની પ્રજાઓને પોતાની માન્યતા મુજબના વિચારો ધરાવવાની છૂટ આપવાને સબબે ઇરાનની પશ્ચિમના પ્રાંતોમાં ખ્રિસ્તી પાદરીઓ તે છૂટનો ગેરલાભ લેતા હતા.

જ્યારે શાહપૂર ૨) જો ઇરાનનાં તખ્ત ઉપર હતો, ત્યારે ખ્રિસ્તી પાદરીઓના વગવસીલાથી શહેનશાહની પ્રજાઓ છૂટથી ખ્રિસ્તી ધર્મમાં વટલી જતી હતી. પોતાને તાબેની પ્રજાઓ એમ બીજા ધર્મમાં વટલી જાય, તો એક ધર્મની ઐક્યતાને સબબે શહેનશાહ તરફ જે વફાદારી હોય તેમાં ખટરો પડે એ કુદરતી હતું, એમ જોઇ શાહપૂરે ખ્રિસ્તી ધર્મમાં વટલેલા માણસોને જરથોશ્તી ધર્મ તરફ ખેંચવાની તજવીજ કીધી, પણ જ્યારે તે પોતાની નેમમાં નિષ્ફળ ગયો, ત્યારે તેણે તેઓમાં કતલ ચલાવી. ખ્રિસ્તી પાદરીઓની તુંડાઇથી તેને એટલો ક્રોધ ચઢ્યો, કે તેણે ઇરાની પ્રાંતોમાંનાં ખ્રિસ્તી દેવળો બંધ કરાવ્યાં. આ વખતે રોમમાં **કોન્સ્ટેન્ટાઇન** નામે શહેનશાહ રાજ્ય કરતો હતો, જેણે પોતે ખ્રિસ્તી ધર્મ એખત્યાર કીધેલો હોવાથી શાહપૂર ઉપર એક નમનતાઇભર્યો પત્ર લખી તેને ખ્રિસ્તી તરફ માયાળુપણે વર્તવાની અરજ કીધી.

## શાહપૂરની રૂમીઓ સાથની લડાઇ (પહેલો તબક્કો).

**કારણો:**—શાહપૂરની ખ્રિસ્તીઓ તરફની સખ્તાઇભરેલી વર્તણુંકથી રૂમી શહેનશાહ કોન્સ્ટેન્ટાઇને તેઓ તરફ રહેમદીલી દેખાડવા માટેનો પત્ર જ્યારે શાહપૂર ઉપર લખ્યો, ત્યારે શાહપૂરે તેના જવાબમાં જણાવ્યું, કે રૂમીઓએ તેના બપાવા નરસીના વખતમાં ઇરાનીઓ પાસે દગાથી પડાવી લીધેલા મુલકો ઇરાનને પાછા સ્વાધીન કરવા, અને નહિ તો તે તેઓની સામે લડાઇ ઉઠાવશે. શાહપૂરની આ ધમકી છતાં તેણે રૂમી મુલક ઉપર ચઢાઇ કરવામાં ઢીલ કીધી, કારણ કે તેનો વડો ભાઇ હોરમઝ જે ઇરાની તખ્તનો ખરો માલેક હતો, પણ જેને અમીર-ઉમરાવોએ તખ્ત ન આપતાં શાહપૂરને આપ્યું હતું તે કેદખાનામાંથી છૂટો થઇ રૂમી દરબારમાં જઇ રહ્યો હતો. શાહપૂરને ભય હતો, કે જો તે રૂમી મુલક ઉપર ચઢાઇ કરે, તો રૂમીઓ હોરમઝને ઇરાનના શાહ દાખલ આગળ ધરી ઇરાનીઓમાં ફાટફૂટ પડાવે. હવે કોન્સ્ટેન્ટાઇને પોતે ઇરાની મુલક ઉપર ચઢાઇ લાવવાની તૈયારી કીધી, પણ તેટલાં તેનું મરણ નિપજ્યું.

કોન્સ્ટેન્ટાઇનનાં મરણ વખતે રૂમી દરબાર **કોન્સ્ટેન્ટીનોપલ** ખાતે હતી, જે શહેર કોન્સ્ટેન્ટાઇને પૂર્વ અને પશ્ચિમના રૂમી મુલક ઉપર પોતાનો કાબુ રહે, અને પોતાના દુશ્મનોની હિલચાલ તપાસી શકે એવી મકસદથી બાંધ્યું હતું.

**બનાવો :**—કોન્સ્ટેન્ટાઇનનાં મરણ પછી શાહપૂરે આમીંન્યા ઉપર હુમલો કરી **આઝરબઇજાંન**નો પ્રાંત જીતી લઇ આમીંન્યાના પાદશાહ પાસે ખંડણી તથા તાબેદારી કબુલાવી. ત્યારપછી તેણે **મેસોપોટેમ્યા**ના પ્રાંત ઉપર હુમલો કીધો, અને તેનો ઘણોએક ભાગ વેરાન કીધો. તેણે **નસીબન**ના પ્રખ્યાત અને મજબુત બચાવવાળા કિલ્લા ઉપર ત્રણ ત્રણ વખત ઘેરો ઘાલ્યો, પણ તે લેવામાં ફત્તેહમંદ થયો નહિ (ઇ. સ. ૩૩૭ થી ૩૫૦). રૂમીઓ શાહપૂર સાથે ખુલ્લાં મેદાનમાં લડવા આવતા હતા નહિ. આખરે **સીંગારા** નામની એક જગા આગળ શાહપૂરે એક યુક્તિ કરીને રૂમીઓને લડાઇનાં મેદાનમાં ખેંચ્યા અને તેઓને મજબુત હાર આપી. ઇ. સ. ૩૪૧ માં તેણે **આઇબીર્યા**નો પ્રાંત તાબે કીધો. રૂમીઓ સાથની લડાઇમાં કાંઇ સંગીન પરિણામો નિપજી શકે તે અગાઉ તેને ઇરાનના ઇશાન ખુણામાં હુમલો લાવનારી તુરાની **મસગેટી** પ્રજા સામે લડવા જવું પડ્યું. આથી રૂમીઓ સાથની લડાઇ ઢીલમાં પડી.

## મસગેટી લોકો સાથે શાહપૂરની લડાઇ.

શાહપૂરે પોતાનું લશ્કર ઇરાનના ઇશાન ખુણા તરફ ખેંચ્યું. કાસ્પિયન સમુદ્રની પૂર્વ બાજુથી આ ઝનુની અને જંગલી ટોળાઓ વારંવાર ઇરાની મુલકોમાં લૂટફાટ કરતા હતા. આ વખતે એક ભારે વંટોળ્યાની માફક તેઓ ઇરાની મુલકમાં ધસી આવ્યા. શાહપૂરે તેઓની સામે લડાઇ કરી તેઓને તાબે કીધા, અને રૂમીઓ સાથની પોતાની લડાઇમાં મદદ આપવાની તેઓ પાસે કબુલાત લીધી (ઇ. સ. ૩૫૯).

## શાહપૂરની રૂમીઓ સાથની લડાઇ (બીજો તબક્કો).

મસગેટી લોકોને તાબે કર્યા પછી શાહપૂરે એશિઆ-માઇનરના રૂમી પ્રાંતો ઉપર પાછી ચઢાઇ કીધી. તે રૂમી મુલક જીતતો આગળ વધતો ગયો. શાહપૂર ટાઇગ્રીસ નદી ઉપર આવેલાં **અમીડા**ના મજબુત કિલ્લેબંધીવાળાં શહેર આગળ આવી પહોંચ્યો, અને તે કિલ્લો તથા શહેર ૭૩) દિવસના મજબુત ઘેરા પછી જીતી લીધાં. અમીડાનું શહેર હાલમાં **ડાયરબેક**ને નામે ઓળખાય છે. આ પછી તેણે **સીંગારા**નું શહેર તથા કિલ્લો સહેલાઇથી જીતી લીધાં. શાહપૂરે **બેજાબ્ડી**નું રૂમી શહેર અને કિલ્લો જીતી લીધાં, અને તેમાં ઇરાની લશ્કરને મૂકી

પોતે ફત્તેહો વધારતો આગળ ચાલ્યો. રૂમી શહેનશાહ કોન્સ્ટેન્શીયસને જ્યારે એજાબ્ડી પડવાની ખબર પડી, ત્યારે તે પોતે લશ્કર લઇ તે કિલ્લો પાછો જીતવા આવ્યો. કિલ્લામાંનાં ઇરાની લશ્કરે રૂમી લશ્કરને હરાવીને નસાડયું. આ હાર પછી કોન્સ્ટેન્શીયસ કોન્સ્ટેન્ટીનોપલ તરફ જતો હતો તેટલાં રસ્તામાં તેનું મરણ નિપજ્યું, અને તેનો ભાણેજ **જુલ્યન** શહેનશાહ થયો.

## શાહપૂરનું સોદાગરના વેષમાં રૂમ જવું અને ત્યાં કેદ પકડાવું

(ઇ. સ. ૩૬૧-૩૬૩).

મહાન શાહપૂરશાહે પોતાને અત્યાર સુધીમાં મળેલી ફત્તેહોથી નહિ ધરાતાં રૂમીઓનાં બળ વિષે પુરેપુરી બાતમી મેળવવાના હેતુથી કિમતી કાપડ વેચનાર સોદાગરના વેષમાં રૂમ જવાનો વિચાર કીધો. તેણે પોતાના વડા વજીરને રાજ્યનો કારોબાર સોંપ્યો, અને પોતે ઉંટોના કાફલા સાથ તદ્દન છૂપો રૂમ ગયો. રૂમી અમલદારોને ભેટ સોગાદથી રાજી કરી તે કએસરની દરબારમાં દાખલ થયો. કએસર જુલ્યને એક નામાંકિત ઇરાની વેપારી તરીકે તેને ખાણાં ઉપર નોતર્યો. ખાણાંની મેજ ઉપર હાજર થએલા રૂમી દરબારના એક ઇરાનીએ શાહપૂરશાહને પોછાણ્યો અને જુલ્યનને તેના વિષે વાકેફ કીધો. જુલ્યને આથી શાહપૂરશાહને ઘણી અપમાનભરેલી રીતે ગધેડાનાં ચામડામાં સીવી લઇ કેદ કીધો, અને પોતે ઇરાન ઉપર ચઢાઇ લઇ જવાની તૈયારી કરવા લાગ્યો.

## જુલ્યનની ઇરાન ઉપર ચઢાઇ.

જુલ્યને એક મોટું લશ્કર અને કાફલો તૈયાર કીધો, અને **વીકટર** નામના એક રૂમી સરદાર અને શાહજાદા હોરમઝને સાથે લઇ તે એશિઆ-માઇનરમાં દાખલ થયો. તેણે માર્ગમાંના કેટલાક ઇરાની કિલ્લાઓ લડાઇથી તો કેટલાક દગાથી જીત્યા, અને ત્યાંના રહેવાસીઓની બે-રહેમ કતલ ચલાવી. તે શહેરો બાળતો અને ગાંમડાંઓ વેરાન કરતો આગળ ચાલ્યો. કેટલાક મજબુત ઇરાની કિલ્લાઓ તેને શરણ થયા નહિ, અને તેથી તેણે તેઓને છેડયા વગર પોતાનું લશ્કર આગળ ચલાવ્યું. તેનું લશ્કર છેક મદાયન સુધી આવી પહોંચ્યું, ત્યાં સુધી ઇરાની લશ્કરે જુલ્યન સામે કાંઇ પણ મજબુત અટકાવ નાંખ્યો હતો નહિ. મદાયન નજદીક ટાઇગ્રીસ નદી આગળ એક લડાઇ તેને ઇરાનીઓ સાથે થઇ. જુલ્યનનાં મોટાં બળ સામે ઇરાનીઓ ટકી નહિ શકવાથી તેઓએ કિલ્લામાં આશરો લીધો. જુલ્યન કિલ્લાને ઘેરો ઘાલે તેટલાં એક એવો બનાવ બન્યો, કે જેથી લડાઇનું પાસું ફેરવાઇ ગયું, અને જુલ્યનની તમામ ઉમેદ નિષ્ફળ ગઇ.

## શાહપૂરશાહનું કેદમાંથી છૂટી ઇરાન તરફ આવવું.

પેલી બાજુ રૂમમાં કેદ પકડાયલો પાદશાહ શાહપૂર એક ઇરાની જુન્યાદની ઓરતની મદદથી છૂટો થયો. કહે છે, કે શાહપૂર ગધેડાંનાં ચાંમડામાં સીવાઇને અપમાનભરેલી હાલતમાં કેદ પડેલો હતો, ત્યારે કએસરના મહેલમાંની એક ઇરાની ઓરતે શાહપૂરની હકીકતથી વાકેફ થઇ તેને છૂટો થવામાં મદદ આપી. શાહપૂરના ખોરાક માટે લાવવામાં આવતું દૂધ તેણીએ ગરમ કરી તે ચાંમડાંપર નાંખી, ધીમે ધીમે તેને પળાલી પોચું કરી શાહપૂરને છૂટો કીધો. રૂમીઓ એક દિવસે મોટા તહેવારની મેજબાનીમાં રોકાયલા હતા તે તકનો લાભ લઇ, શાહપૂર તથા પેલી ઓરતે ઘોડેસ્વાર થઇ ઇરાન તરફ કૂચ શરૂ કીધી. જુલ્યનનું લશ્કર જ્યારે મદાયન નજદીક પડેલું હતું, ત્યારે શાહપૂર ત્યાં આવી પહોંચ્યો, અને પોતાની આમદથી વડા વજીરને વાકેફ કીધો.

## શાહપૂરની રૂમીઓ સાથની લડાઇ (ત્રીજો તબક્કો).

શાહપૂરે થોડું ક ચુનંદુ લશ્કર લઇ રાતને વખતે રૂમી લશ્કર ઉપર હુમલો કીધો, અને તેમાં મોટી ખુનરેજી ચલાવી તેઓની છાવણી બાળી નાંખી. આ નહિ ધારેલી આફતથી જુલ્યન ગભરાયો, અને પોતાનાં લશ્કર સાથ નાસવા લાગ્યો. બહાદુર શાહપૂરે જલદીથી ઇરાની ફોજ તૈયાર કીધી, અને કએસર જુલ્યનને **મેરંગા** નામની જગા આગળ રોકી લડાઇમાં હરાવ્યો. જુલ્યનનું રૂમી લશ્કર હવે નાસભાગમાં પડયું, પણ ઝનુનપર આવેલા ઇરાની સેપાહોએ તેઓને એમ સહેલાઇથી છટકી જવા દીધા નહિ. **સમારા** નામની જગા આગળ એક મોટી લડાઇ થઇ, તેમાં પુષ્કળ રૂમીઓ કતલ થયા, અને જુલ્યન પોતે પણ લડાઇમાં માર્યો ગયો. આ લડાઇ બહુ ઝનુનથી લડવામાં આવી, અને ઇરાની સેપાહોએ રૂમીઓએ ઇરાની મુલક ઉપર ચલાવેલી ખુનરેજીનો પુરેપુરો બદલો લીધો. જુલ્યનનાં મરણથી **જોવ્યન** રૂમી શહેનશાહ થયો. જુલ્યનની તુંડાઇથી રૂમીઓને જે ખમવું પડયું હતું તે જોઇને તેણે શાહપૂર સાથે સુલેહ કરવામાં રૂમીઓની સલામતી જોઇ. જોવ્યને શાહપૂરની દરબારમાં સુલેહના કાસદો મોકલ્યા, અને ઇરાનીઓ અને રૂમીઓ વચ્ચે સુલેહનું કરારનામું ૩૦) વરસ માટે થયું.

**પરિણામો :**—(૧) રૂમીઓએ ઇરાનીઓને આ સુલેહથી નરસી પાસે મેળવેલાં પાંચ પરગણાં તેઓની અંદરની તમામ મિલ્કત સાથે સ્વાધિન કીધાં ;

(૨) પૂર્વ મેસોપોટેમ્યામાં આવેલા રૂમીઓના નસીબન, સીંગારા અને મુર લોકોની છાવણી એ નામના ત્રણ કિલ્લાઓ રૂમીઓએ ઇરાનીઓને આપ્યા; અને (૩) રૂમે આર્મીન્યા સાથનો પોતાનો સંબંધ છૂટો કીધો, અને ઇરાનીઓને

આર્મીન્યા સાથે ખટપટ થાય, ત્યારે વચ્ચે નહિ પડવા કબુલ કીધું. આ ઉપરાંત રૂમીઓની ચઢાઇ દરમિયાન ઇરાની મુલકને થએલી નુકસાનીના બદલામાં શાહપૂરે રૂમીઓ પાસે મોટી રકમ (૭ કરોડ રૂમી સિક્કાઓ) નો દંડ વસુલ કીધો.

## શાહપૂરની આર્મીન્યા અને આઇબીર્યામાં ફત્તેહો.

રૂમીઓને મહાત કીધા પછી હવે તેણે બેવફા **આર્મીન્યાને** સજા કરવાનો ઠરાવ કીધો, કારણ કે રૂમીઓ સાથની ઇરાનની લડાઇમાં તેણે ઇરાન તરફ શત્રુવટ દેખાડયો હતો. શાહપૂરે આર્મીન્યામાં એક લશ્કર મોકલી તે પ્રાંત ઉપર પોતાનો કાબુ બેસાડયો. એજ મુજબ તેણે **આઇબીર્યા**માં પણ પોતાની સત્તા જમાવી, અને પોતાની પસંદગીના માણસને આઇબીર્યાનો પાદશાહ બનાવ્યો. રૂમીઓ આ સઘળું દેખી શકયા નહિ, અને તેઓએ આર્મીન્યા અને આઇબીર્યામાં પોતાના કાવાદાવા શરૂ કીધા. એમ કરતાં છેલ્લી ૩૦) વરસની સુલેહ છતાં ઇરાની લશ્કરને રૂમીઓ સાથે લડાઇમાં ઉતરવું પડયું. ઇ. સ. ૩૭૬) માં પાછી સમાધાની થઇ.

## શાહપૂરની મોટાઇ અને તેનું મરણ.

શાહપૂર એક બળવાન, બહાદુર, અને કીર્તિવંત પાદશાહ હતો. તેણે પોતાના લાંબા રાજઅમલ દરમિયાન ઇરાનમાં તમામ દુશ્મનોને જેર કીધા હતા. આ બહાદુર પાદશાહનાં દીલમાં પોતાના દેશ અને મઝહબને માટે મોટું માન અને પ્યાર હતાં, અને તેથી જે કાંઇ ચીજો પોતાના વહાલા દેશ અને પ્યારા મઝહબને હાનિકર્તા હોય તેઓને દૂર કરવાને માટે તેને અતિ સખતાઇથી કામ લેવાની ફરજ પડી હતી. આટલું છતાં તાબે થએલા દુશ્મનો તરફ તે રહેમદીલી બતાવવા ચુકતો હતો નહિ. તેણે પોતાનાં કીર્તિવંત કામોથી વાજબી રીતે 'મહાનપણું' નો એલ્કાબ મેળવ્યો. તે ૭૦ વરસ રાજ્ય કરી ઇ. સ. ૩૭૯) માં મરણ પામ્યો.

## શાહપૂર ૨) જાના રાજઅમલમાં થઇ ગએલા ઇરાનના નામાંકિત અશો દસ્તુર આદરબાદ મારેસ્પદની હકીકત.

**દસ્તુર આદરબાદ મારેસ્પંદ** શાહપૂર ૨) જાના રાજઅમલમાં થઇ ગએલા નામાંકિત દસ્તુર હતા. એવણ બાપ તરફથી જરથોસ્ત પેગામ્બરની ઓલાદથી અને મા તરફથી શાહ ગુસ્તાસ્પની ઓલાદથી ઉતરી આવ્યા હતા. એવણ શાહપૂર ૨) જાના વડા વઝીર હોવા ઉપરાંત ઇરાનના જરથુસ્ત્રોતેમ યાને દસ્તુરાંન દસ્તુર હતા. સાસાની જમાનામાં ખ્રિસ્તી પાદરીઓનો દોર ભારે હતો. તેઓની મીઠી પણ દાવ-પેચભરેલી જબાનથી ભોળવાઇને ઘણા ઇરાની જરથોસ્તીઓનો મજહબ ઉપરનો એતેકાદ નબળો પડયો હતો. રૈયતનાં લોકો ઉપરથી તેઓનો લાગવગ ધીમે ધીમે

ઇરાની દરબારના અમીર-ઉમરાવોમાં પણ વધતો ચાલ્યો. શાહપૂર ૨) જાના વખતમાં એવી કટોકટ સ્થિતિ ઉત્પન્ન થઇ, કે આદરબાદ મારેસ્પંદ જેવા સંત દસ્તુર તે જમાનામાં જીવતા હતે નહિ, તો દરબારના અમીર-ઉમરાવો અને શાહપૂર પોતે પણ ખ્રિસ્તી પાદરીઓની લાગવગને શરણ થઇ જરથોસ્તી મઝહબ તર્ક કરી દેત. અશો અને પરહેજગાર દસ્તુર આદરબાદ મારેસ્પંદે જરથોશ્તીઓના નબળા પડેલા એતેકાદને મજબુત કરવાને માટે પોતાની છાતી ઉપર તાવેલું કાસું રેડી જરથોશ્તી ધર્મ અને તેનાં પાકીઝેહ ફરમાનોની ખુબી પુરવાર કરી આપી. તેમનાં કામથી સાસાની જમાનાના ઇરાનીઓનો જરથોસ્તી મઝહબ ઉપરનો એતેકાદ મજબુત થયો. એ ઉપરાંત ધર્મ ઉપર લોકોની આસ્થા વધારવા માટે તેવણે જરથોશ્તી ધર્મ સાહિત્યની સત્તાધારી અવસ્તા કેતાબ તૈયાર કરી દસ્તુર તન્સરનું અધુરૂં રહેલું કામ પુરૂં કીધું. વળી એ ઉપરાંત એવણ સાહેબે પહેલવી અને પાઝંદ ઝબાનમાં પણ કેટલું ધર્મ-સાહિત્ય રચ્યું. દુન્યવી મોહીનીમાં ફસી પડેલા લોકોને નીતિનો માર્ગ દેખાડવા માટે તેવણે ઘણીએક કિમતી નસીહતો કીધી હતી, જે અનેક પહેલવી કેતાબોમાં સચવાઇ રહી છે. એવણને **જરથોશ્ત** નામે એક બેટો હતો. એવણે પોતાના બેટાને મરણની પથારીએથી કીધેલી નસીહતો **પંદ-નામે આદરબાદ મારેસ્પંદ** નામની કેતાબમાં સચવાઇ રહી છે. પોતાના જમાનાના ઇરાનીઓનું ધાર્મિક અને નૈતિક જીવન ઉંચ બનાવવાને માટે અને મઝહબ તરફની તેઓની આસ્થા વધારવા માટે એવણે જે મોટા પ્રયાસો કર્યા તેથી અર્દશીર બાબેગાંને સજીવન કીધેલો જરથોસ્તી મઝહબ ઇરાનમાં ટકી રહી શકયો.

---

## પ્રકરણ પાંચમું.

### અર્દશીર ૨ જો

(ઇ. સ. ૩૭૯-૩૮૩).

#### અર્દશીરનું તખ્ત ઉપર આવવું અને આર્મીન્યામાં ઉથલપાથલ.

શાહપૂર ૨) જા પછી તેનો બેટો **અર્દશીર ૨) જો** ઇરાનની ગાદી ઉપર આવ્યો. આર્મીન્યાનો પ્રાંત જે ઇરાન અને રોમ વચ્ચે વારંવાર લડાઇનું કારણ થઇ પડતો હતો ત્યાંના રાજા **આરસને** મહાન શાહપૂરે પકડી ઇરાનમાં કેદ રાખ્યો હતો. અર્દશીર જયારે ઇરાનની ગાદી ઉપર હતો, ત્યારે પાછી આર્મીન્યામાં ગડબડ ઉઠી. **મેન્યુલ** નામના એક આર્મીન્યને રૂમ તરફથી નેમાયલા અધિકારીઓને મારી

કાઢી પોતે સર્વોપરિ સત્તા મેળવી, આર્મીન્યામાં આરસના બેટા પારાની વિધવા રાણી જરૂમાન્ દોખ્ત અને બે બેટાઓને રાજ્ય-અધિકાર સોંપ્યો. રોમનોને આ ગોઠવણ પસંદ નહિ પડશે એવો ભય રાખીને મેન્યુલે અર્દશીરની દરબારમાં એલચીઓ તથા ભેટ સોગાદો મોકલી, જો રોમ આર્મીન્યા ઉપર હુમલો કરે, તો અર્દશીરને આર્મીન્યાનો બચાવ કરવા વિનવ્યો. અર્દશીરે આર્મીન્યામાં એક સેત્રપ અથવા સુબાને મોકલી આપ્યો, અને આર્મીન્યાનાં રક્ષણ અર્થે ૧૦,૦૦૦ માણસોનું ઇરાની લશ્કર રાખવામાં આવ્યું. આ માટે આર્મીન્યાએ ચોક્કસ રકમની ખંડણી આપવા અને લશ્કરનો નિભાવ ખરચ કરવા કબુલ્યું. થોડોક વખત બાદ કાંઇક કાવાદાવાને લીધે મેન્યુલે ઇરાની સેત્રપ ઉપર શક લઇ જઇને ઇરાની લશ્કર ઉપર હુમલો કરી કતલ ચલાવી. અર્દશીરે આ કતલને માટે સજા કરવા આર્મીન્યામાં એક મોટું લશ્કર મોકલ્યું, પણ એટલામાં મેન્યુલનું મરણ થયું (ઇ. સ. ૩૮૩).

## ઇરાન અને રૂમ વચ્ચે આર્મીન્યાનાં સંબંધમાં થએલી સુલેહ.

જ્યારે આર્મીન્યાના પૂર્વ ભાગમાં ઇરાની લશ્કર દાખલ થયું, ત્યારે પશ્ચિમ ભાગમાં રોમનોએ ધસારો કર્યો. આર્મીન્યામાં ઇરાન અને રોમ વચ્ચે લડાઇ થવાનો સંભવ થયો, પણ એટલામાં બન્ને દેશો સામે નવા દુશ્મનો ઉભા થવાથી બન્નેએ સુલેહ કરવાનું પસંદ કર્યું. કોન્સ્ટેન્ટીનોપલ ખાતે થયલા સુલેહના કોલકરારોથી આર્મીન્યાનો પશ્ચિમ ભાગ રોમનોએ પોતાના સ્વાધિનમાં લીધો, અને પૂર્વ ભાગ જે ચારગણો મોટો હતો તે ઇરાનને ફાળે આવ્યો. રૂમ હસ્તકના આર્મીન્યાના પ્રાંતમાં રોમનોએ આરસના બેટા પારાના બેટા **આરસ**ને હાકેમ બનાવ્યો, અને ઇરાન હસ્તકના આર્મીન્યાના પ્રાંતમાં **ખુસરો** નામે એક ખ્રિસ્તીને અર્દશીરે હાકેમ નેમ્યો. આ સુલેહ ૩૬) વરસ (ઇ. સ. ૩૮૪-૪૨૦) સુધી રહી.

## અર્દશીરનો ભલો રાજઅમલ અને તેનું મરણ.

અર્દશીરે માત્ર ૪) વરસ રાજ્ય કર્યું, અને તે ઇ. સ. ૩૮૩) માં મરણ પામ્યો. પોતાના રાજઅમલ દરમિયાન તે રૈયત તરફ બહુ ભલાઇથી વર્તતો હતો. તેણે ઘણાક કરો માફ કર્યા હતા, આથી લોકો તેને 'નેકોકાર' એટલે નેક કામ કરનાર અને 'અલજમીલ' એટલે નકીવાજો એવા એલ્કાબથી ઓળખતા હતા.

## શાહપૂર ૩ જો
## (ઇ. સ. ૩૮૩-૩૮૮).

અર્દશીર ૨) જા પછી તેનો ભાઇ **શાહપૂર ૩ જો** ઇરાનની ગાદી ઉપર આવ્યો. તેણે **યાદ** નામની એક અરબ જાતને તેઓના મુલકમાં દાખલ થઇ

હરાવી તાબે કીધી. તેણે **કેરમાનશાહની** નજદીકમાં **તાકેબોસ્તાન** ખાતે લેખો કોતરાવીને પોતાના તથા પોતાના પેદર શાહપૂરના ચિતારો પડાવ્યા હતા.

તે એક દિવસ શિકારગાહે ગયો હતો, અને શિકાર કરી પોતાનાં માણસો સાથે તંબુઓ મારી છાવણી નાંખી હતી. એકાએક પવનનું એક મોટું તોફાન થઇ આવ્યું અને તંબુઓ ઉડી ગયા. આ તોફાનમાં તંબુની મેખ લાગવાથી શાહપૂરનું મરણ નિપજ્યું. શાહપૂર લડાયક તેમજ મોજીલો પાદશાહ હતો, અને મોજ મારવા જતાં એનું મરણ નિપજ્યું હતું. તે ૫) વરસ રાજ્ય કરી મરણ પામ્યો.

## બહેરાંમ ૪ થો

(ઇ. સ. ૩૮૮–૩૯૯).

શાહપૂર ૩ જા પછી તેનો ભાઇ **બહેરાંમ ૪ થો** ઇરાનની ગાદી ઉપર આવ્યો. તેના બાપના વખતમાં તે કેરમાન પ્રાંતનો હાકેમ હોવાથી તેને **કેરમાનશાહ** પણ કહેતા હતા.

## આમીંન્યાના ઇરાની હાકેમ ખુસરોની બેવફાઇ અને તેને સજા.

અર્દશીર ૨) જાના વખતમાં ઇરાન અને રોમ વચ્ચે થએલી સુલેહનાં પરિણામે આમીંન્યાના પૂર્વ ભાગમાં ઇરાન તરફથી **ખુસરો** નામે એક હાકેમ રાજ્ય કરતો હતો. પશ્ચિમ આમીંન્યાના રૂમ હસ્તકના પ્રાંતનો હાકેમ **આરસ** મરણ પામ્યા પછી રૂમે એક બીજા માણસને હાકેમ નેમ્યો. ખુસરોએ રોમન શહેનશાહ **થીઓડોશીયસ**ને અરજ કીધી, કે પશ્ચિમ આમીંન્યાની હાકેમી પણ તેને સોંપવી. રોમન શહેનશાહે તેની અરજ મંજુર રાખવાથી ખુસરો આખા આમીંન્યાનો હાકેમ થયો. આથી ખુસરો છલકાઇ ગયો, અને પોતાના ધણી ઇરાનના પાદશાહ સામે સરકશી કરવા લાગ્યો. નીમકહરામ ખુસરોને બહેરાંમે સજા કરવાનો વિચાર કીધો. બહેરાંમે આમીંન્યામાં એક લશ્કર મોકલી ખુસરોને કેદ પકડયો, અને પોતાના ભાઇ **શાહપૂર**ને આમીંન્યાનો હાકેમ બનાવ્યો (ઇ. સ. ૩૯૧).

## બહેરાંમ ૪ થાનું મરણ અને તેના સિક્કાઓ.

બહેરાંમ ૪ થાના અમલથી નારાજ થઇને તેની રૈયતે બળવો ઉઠાવ્યો. આ બળવામાં તેનાં લશ્કરે તેને તીરે વીંધીને મારી નાંખ્યો. બહેરાંમના કેટલાક સિક્કાઓ મળી આવ્યા છે, જેમાંના એકમાં તેને ઉભો રાખી તેના પગ આગળ એક માણસને પડેલો ચિતાર્યો છે. બનવાજોગ છે કે આ ચિતાર બહેરાંમની આમીં-ન્યાના હાકેમ ખુસરો ઉપરની ફત્તેહનું વર્ણન કરનારો હોય. બહેરાંમે ૧૧) વરસ રાજ્ય કર્યું હતું.

## યઝદેજર્દ ૧ લો
(ઇ. સ. ૩૯૯-૪૧૯)

### યઝદેજર્દ રોમન શહેનશાહના વાલી તરીકે.

બહેરામ ૪ થા પછી તેનો બેટો **યઝદેજર્દ ૧ લો** ઇરાનની ગાદી ઉપર આવ્યો. આ વખતે રૂમી શહેનશાહતમાં પુષ્કળ કુસંપ ચાલતો હતો, અને કેટલાક રૂમી પ્રાંતો તથા લશ્કર નાલાયક માણસોના હાથમાં જઇ પડયાં હતાં. રૂમી શહેનશાહ **આરકેડીયસ** આ અંધાધુંધીભરેલી હાલતનો કાંઇ ઉપાય કરી શકયો નહિ. તે ઇ. સ. ૪૦૮) માં મરણ પામ્યો, ત્યારે તેણે વસીઅતનામું કરી પોતાના બાળક શાહજાદા **થીઓડીશીયસ**ના વાલી તરીકે યઝદેજર્દને નેમ્યો, કારણ કે રૂમમાં ચાલતા કાવાદાવાને સબબે પોતાનાં બાળકની સલામતી માટે બીજા કોઇ ઉપર વિશ્વાસ મૂકવાનું તેણે વાજબી જોયું નહિ. વળી તેણે યઝદેજર્દને એ કામ માટે એક હઝાર વજન જેટલું સોનું ભેટ આપવા વસીઅતનામામાં ફરમાવ્યું.

### રોમન સેનેટને યઝદેજર્દની ધમકી.

આરકેડીયસનાં મરણ પછી તેનાં વસીઅતનામાંની ખબર પડવાથી યઝદેજર્દે કોન્સ્ટેન્ટીનોપલ ખાતે રોમન રાજસભા ઉપર એક સખત કાગજ લખ્યો, અને તેમાં જણાવ્યું, કે તેનાં રક્ષણ હેઠળ મુકાએલા શાહજાદા સાંમે કોઇ પણ બળવો યા તોફાન જગાડશે, તો તે માટે તે સખતમાં સખત સજા કરશે. વળી યઝદેજર્દે થીઓડોશીયસના શિક્ષક અને સલાહકાર તરીકે **એન્ટીયોકસ** નામે એક વિદ્વાન માણસને કોન્સ્ટેન્ટીનોપલ ખાતે મોકલ્યો.

### ખ્રિસ્તીઓની સરકશી અને જરથોશ્તીઓને તેઓથી ખમવી પડેલી હલાકી માટે તેઓને સજા.

થીયોડોશીયસ તરફ યઝદેજર્દની એટલી પ્રીતિ હતી, કે તે તેને ખુશી રાખવા હંમેશ તત્પર રહેતો. એન્ટીયોકસ તથા થીઓડોશીયસ સાથના ચાલુ સંબંધને લીધે તે ખ્રિસ્તી ધર્મ તરફ ઢળ્યો. વળી મેસોપોટેમ્યા અને ટેસીફનના વડા પાદરીઓએ યઝદેજર્દનું મન એટલું બધું ફેરવી નાખ્યું, કે તે ખ્રિસ્તીઓ તરફ મહોબત દેખાડવા અને જરથોશ્તીઓને હેરાન કરવા લાગ્યો. ટેસીફનના વડા પાદરીએ તો એટલી બધી સરકશી કીધી, કે તેણે ખ્રિસ્તીઓને ઉશ્કેરી મદાયન ખાતેનાં આતશ-કદેહને આગ લગાડાવી બાળી નખાવ્યું.

જયારે જરથોશ્તીઓએ એ બાબે યઝદેજર્દને ફરિયાદ કરી, ત્યારે તેનાં દીલમાં એકવાર પાછો જરથોશ્તી આતશ સજીવન થયો, અને ખ્રિસ્તીઓની

ફુલવણીથી જરથોશ્તીઓને ખમવી પડેલી હેરાનગતી માટે પુરેપુરૂં વેર લેવાનો તેણે તેઓને હોકમ આપ્યો. પાંચ વરસો સુધી આખાં ઇરાનમાં ખ્રિસ્તીઓની મોટી કતલ ચાલી અને ખ્રિસ્તી દેવળોને બાળી નાંખવામાં આવ્યાં. ઇરાનમાં ચાલેલી આ મોટી ખ્રિસ્તી કતલને માટે જેટલો અસ્થિર મનનો યઝદેજર્દ જવાબદાર હતો, તેટલાજ જવાબદાર નીમકહરામ અને સરકશ ખ્રિસ્તી પાદરીઓ હતા.

યઝદેજર્દના વખતમાં આર્મીન્યાનો હાકેમ **શાહપૂર** જે તેનો કાકો થતો હતો તે મરણ પામ્યો (ઇ. સ. ૪૧૨). યઝદેજર્દે પોતાના **શાહપૂર** નામના બેટાને આર્મીન્યાનો હાકેમ બનાવ્યો, અને તેને નસીહત કરી, કે તેણે અર્માની ઉમરાવોને ભેટ સોગાદથી તથા બીજી અનેક તરેહથી ખુશી કરી, તેઓ પાસે ખ્રિસ્તી ધર્મ છોડાવી તેઓને જરથોસ્તી ધર્મ તરફ ખેંચવા.

### યઝદેજર્દનું મરણ અને તેના ગુણો.

યઝદેજર્દ ઇ. સ. ૪૨૯) માં મરણ પામ્યો. તે અસ્થિર મનનો તથા ઘાતકી હતો. તેણે પોતાના અસ્થિર મન તથા ઘાતકીપણાંથી ઇરાનમાં જરથોસ્તીઓ તથા ખ્રિસ્તીઓ બન્નેની કતલ ચલાવી હતી. તેનાં ઘાટકીપણાંને લીધે તેને 'અથીલ' કહેતા હતા. યઝદેજર્દના ઘણાક સિક્કાઓ મળી આવ્યા છે, જે એસીર્યા, ટેસીફન, ઇસ્ફહાન, અને હેરાતની જુદી જુદી ટંકશાળોમાં પાડવામાં આવેલા છે.

---

## પ્રકરણ છઠું.

## હિંદ સરજમીન ઉપર પગ મૂકનાર પારસી શાહેનશાહ બહેરાંમ પાંચમો અથવા બહેરાંમગોર.

(ઇ. સ. ૪૨૦-૪૪૦).

### બહેરાંમગોરનું બચપણ અને કેળવણી.

યઝદેગર્દનાં મરણ વખતે તેનો **બહેરાંમ** નામે એક દીકરો યમનના આરબ પાદશાહ **મંજર**ની દરબારમાં હતો. યઝદેગર્દે પોતાના આ બેટાને બચપણથીજ કેળવણી માટે યમન મોકલી આપ્યો હતો. યમનનો પાદશાહ મંજર બેહરાંમને પોતાના બાળક મિસાલ ચાહતો હતો. તેણે ઇરાનના ભવિષ્યના પાદશાહને છાજે એવી તમામ કેળવણી બેહરાંમને અપાવવાની ગોઠવણ કીધી. જ્યારે તે ૭) વરસનો થયો, ત્યારે ત્રણ નામીચા ઉસ્તાદોના હાથ હેઠળ કેળવણી લેવા બેહરાંમને સોંપ્યો. તેઓએ તેને યુનાની, આરબી અને ફારસી ભાષાની, તથા લડાઇના હુન્નરોની અને પાદશાહી

રમતગમતોની તાલીમ આપી. શાહજાદો બેહરામ પોતાને મળતી દરેક તાલીમનો પુરેપુરો લાભ લેતો હતો. તેનામાં કાવ્ય રચવાની શકિત પણ જણાઇ, અને તેણે અનેક કવિતાઓ રચી હતી એમ કહેવાય છે. શિકારબાજીમાં તે અદ્‌ભૂત પ્રયોગો કરી દેખાડતો. કોઇવાર નરહરણનાં શિંગડાં ઉપર તીર ફેંકીને તેઓને ઉખેડી નાંખી તેને માદાનું સ્વરૂપ આપતો, તો કોઇવાર માદાનાં માથાંમાં તીર પેવસ્ત કરી શિંગડાં ઉભાં કરી તેણીને નરનું સ્વરૂપ આપતો. હરણના કાન ઉપર સહેજ લાગીને પસાર થઇ જાય એવી રીતે તે તીર ફેંકતો, અને જ્યારે હરણ ખવડવાને માટે પોતાનો પગ કાન આગળ લઇ જાય, ત્યારે બીજો તીર મારી પગ, ખભું અને કાન સીવી લેતો. શેકારની ઉપર તે એક પછી એક ચાર તીરો એકજ જગાએ મારી પોતાની ઉત્તમ નેશાનબાજી દેખાડતો. મર્દાનગીભરેલી રમતોમાં તે આગેવાન ભાગ લેતો. મંજરે બેહરામની બાહાદુરીની વાતાથી યઝદેગર્દને વાકેફ કીધો. યઝદેગર્દ પોતાના બેટાને જોવાને આતુર થયો, અને તેને પોતાની દરબારમાં બોલાવ્યો. એક દિવસ શાહજાદો બેહરામ પોતાના પાદશાહી પેદરની દરબારમાં ઇરાની તરીકા મુજબ કુરનશ બજાવી ઉભો હતો, ત્યારે રાત્રે મોડું થઇ જવાથી તેણે ઉંઘનો એક ઝોંકો ખાધો. કરડા યઝદેગર્દે શાહજાદાની આ બેઅદબી માટે તેને કેદમાં નાંખ્યો. થોડાક વખત બાદ એક ઇમીના વચ્ચે પડવાથી બેહરામને છૂટો કરવામાં આવ્યો, અને તે પોતાના બાપની દરબારની સખ્તાઇભરેલી રસમોથી કંટાળીને પાછો મંજર આગળ જઇ રહ્યો.

## શાહેનશાહી તખ્ત મેળવવા માટે બેહરામને નડેલી મુશ્કેલીઓ અને તે સઘળી ઉપર તેની ફતેહ.

જ્યારે યઝદેગર્દ મરણ પામ્યો, ત્યારે ઇરાની તખ્ત માટે ત્રણ દાવાદારો ઉભા થયા. શાહજાદો **બેહરામ** તખ્તનો હકદાર વારેસ હતો, પણ તે અરબસ્તાનમાં હોવાથી **ખુસરૂ** નામના પાદશાહી વંશના એક શાહજાદાએ તખ્તને માટે દાવો કીધો. તખ્તનો ત્રીજો દાવાદાર યઝદેગર્દનો બેટો **શાહપૂર** હતો. યઝદેગર્દે તેને પોતાના રાજઅમલ દરમિયાન આર્મીન્યાનો હાકેમ નેમ્યો હતો. શાહપૂર આર્મીન્યા છોડી પાયતખ્ત ખાતે આવ્યો હતો. આ શાહજાદાનું છુપીરીતે ખૂન થયું, અને હવે તખ્ત માટે શાહજાદો બેહરામ અને ખુસરૂ એ બે દાવાદારો રહ્યા. આ વખતે ઇરાનમાં ચાલતી તખ્તની ઝઘડાનો લાભ લઇને ચોતરફ દુસ્મનો ઉભા થયા. ઇરાની ઉમરાવોએ શહેનશાહતની સલામતીને ખાતર ખુસરૂને પાદશાહ દાખલ કબુલ રાખ્યો. શાહજાદો બેહરામ મુંગો બેસે તેવો નહિ હતો. તેણે મંજરના આરબ લશ્કર સાથે ઇરાન ઉપર ચઢાઇ કીધી, અને મોટો મુલક જીતી લીધો. ઇરાની ઉમરાવોએ મંજરને

શહેનશાહતને વફાદાર રહેવા જણાવ્યું. મંજરે બહેરાંમનો ઇરાનનાં તખ્ત ઉપરનો દાવો તેઓ આગળ રજુ કીધો. એવી સમજુતી કરવામાં આવી, કે પાદશાહી કુટુંબમાંથી ૧૦૦) ઇરાની શાહજાદાઓને ચૂંટી કાઢી તેઓમાં જેનું નામ પહેલું આવે તેને પાદશાહી તખ્ત આપવું. પ્રથમ ૧૦૦) માંથી ૫૦) ને ચૂંટી કાઢવામાં આવ્યા. ત્યાર પછી ૫૦) માંથી ૩૦), ૩૦) માંથી ૪) પસંદ કરવામાં આવ્યા. આ દરેક ચુંટણી વખતે બેહરાંમગોરનું નામ પહેલું આવ્યું, પણ ઇરાની અમીર–ઉમરાવોએ બેહરાંમને તખ્ત આપવા ના પાડી. તેઓ ભય રાખતા હતા, કે બહેરાંમ પોતાના બાપ યઝદેગર્દના જેવો ઘાતકી નિવડશે, તથા આરબ દરબારમાં ઉછરેલો હોવાથી આરબ રીતભાત અને વલણ દેખાડશે. બેહરાંમે તેઓનાં મનનું સમાધાન કરવાની તજવીજ કીધી, અને છેવટે દરખાસ્ત કીધી, કે મેદાનમાં બે સિંહોને બાંધી તેઓ વચ્ચે પાદશાહી તખ્ત મૂકી તે ઉપર તાજ મૂકવું. બે દાવાદારોમાંથી જે કોઇ સિંહોને મારી તખ્ત ઉપર બેસી તાજ હાથ કરે, તેને ઇરાનનો શહેનશાહ મુકરર કરવો. ખુસરૂએ પોતે પાદશાહ તરીકે અત્યાર આગમચ જાહેર થયલો હોવાથી આવી કસોટીમાંથી પસાર થવાની ના પાડી. બેહરાંમે યઝદાંનનું નામ જબાન ઉપર લઇ તાજ હાથ કરવા હામ ભીડી. હાજર રહેલાઓની મોટી અજાયબી અને ગભરાટ વચ્ચે તે બહાદુર નવજવાન શાહજાદો સિંહોની વચ્ચે મેદાનમાં મૂકાએલાં તખ્ત તરફ ચાલ્યો. તે વિક્રાળ જાનવરોએ ગુસ્સામાં આવી સાંકલ તોડી નાંખી બહેરાંમ ઉપર હુમલો કર્યો. દલેર બેહરાંમે તે બન્નેને ઠાર કીધા, અને રૈયતની મોટી ખુશાલીના અવાજ વચ્ચે તે મેદાનમાં મૂકેલાં તખ્ત ઉપર જઇ બેઠો, અને પોતાનાં માથાં ઉપર તાજ મૂક્યું. આ બનાવ ઇ. સ. ૪૨૦) માં બન્યો. ઇરાની અમીર–ઉમરાવો પાદશાહને નમન કરવા તખ્ત આગળ આવ્યા. ખુસરૂએ પણ તેને પાદશાહ દાખલ કબુલ રાખી નમન કર્યું. બેહરાંમે ખુસરૂને ઇજ્જત સાથ રાખ્યો. તેણે તખ્તેનશીન થવાની ખુશાલીમાં દરેમહેરમાં જઇ ખુદાની બંદગી કીધી, સરદારો અને અમીર–ઉમરાવોને ભેટ સોગાદથી નવાજ્યા, રૈયતના કેટલાક કરો માફ કર્યા, અને શહેનશાહતના જુદા જુદા પ્રાંતોના હાકેમો ઉપર નિકળતી ૬) અબજ દેરમની ખંડણી માફ કીધી.

## આર્મીન્યામાં અંધાધુંધી.

યઝદેગર્દનાં મરણ વખતે તેનો બેટો **શાહપૂર** જે આર્મીન્યા પ્રાંતનો હાકેમ હતો તે આર્મીન્યા છોડી તખ્ત લેવા ઇરાન આવ્યો. આથી આર્મીન્યામાં અંધાધુંધી ફેલાઇ, અને લૂટફાટ અને ખુનામરકી ચાલવા લાગ્યાં. આથી કેટલાક ઇરાની–આર્મીન્યામાં વસ્તા રહીશો રૂમી–આર્મીન્યામાં જઇ વસ્યા. બેહરાંમગોરે તખ્ત

ઉપર હરીહામ થતાં આર્મીન્યામાં સમાધાની ફેલાવી, અને ત્યાં બહેરાંમ ૪ થાના દીકરા **અર્દશીર**ને ઇરાની-આર્મીન્યાનો હાકેમ નેમ્યો. અર્દશીરે આર્મીન્યાનો કારોબાર સારી રીતે નહિ ચલાવવાથી અને તેની સામે ફરિયાદ ઉઠવાથી બેહરાંમે તેને બોલાવી દીધો, અને **વીમેહેર શાપૂર**ને આર્મીન્યાનો હાકેમ બનાવ્યો.

## બેહરાંમગોરની રૂમીઓ સાથની લડાઇ.

**કારણ:**—બેહરાંમના બાપના વખતમાં ખ્રિસ્તી પાદરીઓની સરકશ વર્તણુંકને લીધે ઇરાનની ખ્રિસ્તી તથા જરથોસ્તી રૈયત વચ્ચે જે કડવાશનાં બીજ રોપાયાં હતાં તેનાં પરિણામો બહેરાંમના ગાદી ઉપર આવ્યા પછી તેને ભોગવવાં પડયાં. બહેરાંમ ઇરાનનાં તખ્ત ઉપર હરીહામ થયા પછી જરથોસ્તી મઝહબ તરફની પોતાની જાનફેશાની દેખાડવા ખ્રિસ્તી રૈયત ઉપર સખ્તાઇથી વર્તવા લાગ્યો. આથી તેની ખ્રિસ્તી રૈયત રૂમી મુલકમાં જઇ વસી. બહેરાંમે રૂમી શહેનશાહ **થીયોડોશીયસ** ઉપર તેઓને પાછા મોકલી આપવા જણાવ્યું. થીયોડોશીયસે તેમ ન કરવાથી ઇરાનીઓ અને રૂમીઓ વચ્ચે લડાઇ થઇ.

**બનાવો:**—બેહરાંમનો ભાઇ **નરસી** જે ઇરાની લશ્કરનો સેપેહસાલાર હતો તેણે આર્મીન્યા તથા મેસોપોટેમ્યાના રૂમીઓ સાથે કેટલીક લડાઇ કીધી. નરસીનું ઇરાની લશ્કર મુશ્કેલીમાં આવવાથી તેણે નસીબનના કિલ્લાનો આસરો લીધો. રૂમી લશ્કરે તે કિલ્લાને ઘેરો ઘાલ્યો, પણ પાદશાહ બહેરાંમ એક ઇરાની લશ્કર સાથ પોતાના ભાઇની મદદે આવવાથી તેઓ ઘેરો ઉઠાવી ચાલી ગયા. બહેરાંમે રૂમી-આર્મીન્યાનાં નવા બાંધેલાં થીયોડોશાયોપોલીસ શહેર ઉપર ઘેરો ઘાલ્યો, જયારે ઘણાએક દિવસોના ઘેરા છતાં તે તે શહેર જીતવાને ફત્તેહમંદ થયો નહિ, ત્યારે એવી ગોઠવણ કરવામાં આવી, કે સામસામે લશ્કરોની લડાઇ કરવા કરતાં બન્ને લશ્કરોમાંથી એક એક પહેલવાન ચૂંટી કાઢવો, અને જે પહેલવાન લડાઇમાં જીતે, તેનાં લશ્કરની જીત થએલી સમજવી. આ લડાઇમાં ઇરાની પહેલવાન માર્યો ગયો. આથી ઇરાનીઓની હાર થએલી ગણાઇ. હવે ઇરાન અને રોમ વચ્ચે સુલેહ થઇ, જેની રૂએ ખ્રિસ્તીઓને રૂમી મુલકમાં રહેવા દેવામાં આવ્યા, અને ઇરાનમાં ખ્રિસ્તી રૈયતો ઉપરની સખ્તાઇઓ ઓછી કરવાનું કબુલ કરવામાં આવ્યું.

## ઇરાન ઉપર તુરાનીઓ અથવા હએતાલીઓનો દરોરો અને બેહરાંમની તેઓ સાથ લડાઇ.

ઇરાનને જયારે પશ્ચિમમાં વારંવાર રૂમીઓ સાથે લડાઇમાં ઉતરવું પડતું હતું, ત્યારે તેઓને પૂર્વમાં મધ્ય-એશિયાના લડાયક લોકોના વારંવાર થતા દરોરા સામે

પણ થતું પડતું હતું. આ લોકો સાધારણ રીતે તાર્તાર અથવા તુરાની કે હએતાલીને નામે ઓળખાતા. તેઓ વારંવાર મોટાં લશ્કર સાથ ઉત્તર-પૂર્વ ઇરાન તરફથી દેશમાં ઘૂસી આવી લૂટફાટ અને ખુનામરકી કરતા. બહેરાંમના વખતમાં પણ તેઓનો સરદાર **ખાકાન** મોટાં લશ્કર સાથ ખોરાસાનના ઇરાની પ્રાંત સુધી ધસી આવ્યો.

બહેરાંમે પોતાના ભાઇ નરસીની સરદારી હેઠળ એક લાખ માણસનું લશ્કર તૈયાર કીધું, અને અનેક કસાએલા સરદારોને નરસીની મદદને માટે મૂકી પોતે ૧૨,૦૦૦) માણસનું લશ્કર લઇ આઝરઆબાદગાન ગયો. ઇરાની સરદારોએ માની લીધું, કે પાદશાહ બેહરાંમગોર તાર્તાર લોકોથી બાહીને નાસી ગયા છે. નરસીની નામરજી છતાં તેઓએ ખાકાનને ખંડણી આપવા કબુલી લડાઇ થતી અટકાવી. બહેરાંમ તાર્તાર લોકોની છૂપી બાતમી મેળવીને તેઓની સામે ધસી ગયા, તેઓને અનેક લડાઇઓમાં હરાવ્યા, તેઓના સરદારને કેદ પકડયો, અને બાખારા સુધી ધસી જઇ ખાકાનનો ઘણો એક કિમતી ખજાનો લૂંટી લીધો. બહેરાંમે તુરાનીઓના પાદશાહ દાખલ પોતાની મરજીનાં માણસને નીમ્યો, અને તેઓ પાસે ખંડણી લેતી કીધી. તેણે ખાકાનના ખજાનામાંથી લોકોને પુષ્કળ બક્ષિસ કીધી, અને ઘણાંએક લોકોપયોગી કામો કરવા પાછળ તે તમામ ખજાનો ખરચી નાંખ્યો.

## બેહરાંમનું છુપે વેષે હિંદુસ્તાન આવવું અને કનોજના રાજા શંકલની બેટી સપીનુદ સાથે શાદી કરવી.

તુરાનીઓને મહાત કીધા પછી બહેરાંમે પોતાની નજર હિંદ તરફ ફેરવી. સાસાની જમાનામાં હિંદ ઇરાનને ખંડણી આપતું હતું. સાસાની વંશના નબળા પાદશાહોના અમલનો લાભ લઇ હિંદે ખંડણી આપવાનું મોકુફ કીધું હતું. બહેરાંમે કનોજના રાજા **શંકલ** ઉપર એક નામું લખાવ્યું, અને તેમાં જણાવ્યું, કે શંકલે તેના જેવા બળવાન શહેનશાહ કે જેણે જંગલી તુરાનીઓને મોટી શીકસ્તો આપી હતી તેની સાથે દુશ્મનાઇ ન કરતાં ઇરાનને ખંડણી આપવી. તે પોતે **બરજો** એલચીનું નામ ધારણ કરી કેટલાક ચુનંદા સવારો લઇ હિંદ તરફ ચાલ્યો.

જ્યારે બહેરાંમ શંકલની દરબારમાં કનોજ ખાતે આવ્યો, ત્યારે તેણે પોતાની સાથનું નામું રાજા આગળ રજુ કીધું. શંકલ તે વાંચી ગુસ્સામાં આવ્યો, અને બહેરાંમને જણાવ્યું, કે એલચીને મારી નાખવાનું ખોટું નહિ ગણાતું હતે, તો આવાં અપમાનભર્યાં નામાં માટે તે તેનો જાન લેતે. આ પછી શંકલે પોતે કેટલો મોટો રાજા હતો, કેવું મોટું લશ્કર ધરાવતો હતો વગેરે પોતાની તારીફનાં બાકાં ફૂંકવા માંડયાં. તેણે જણાવ્યું, કે એક તરફ ઇરાનથી બીજી તરફ ચીન સુધી

મારો મુલક આવેલો છે, ૮૦) રાજાઓ મને ખંડણી આપે છે, મારા ખજાનાઓ કિંમતી વસ્તુઓથી ભરેલા છે, અને મારા દેશમાં તરેહવાર એજમતી વનસ્પતિઓ દરદોના ઇલાજ કરવાને માટે મોજુદ છે. શંકલે બહેરાંમને એલચી દાખલ પોતાના મહેમાન તરીકે રહેવા એક મહેલ આપ્યો.

એક દિવસ રમતગમતનો અખાડો ચાલતો હતો, ત્યારે બહેરાંમે શંકલની રજાથી હિંદી મલો સાથે પોતાનું જોર અજમાવ્યું. તેણે હિંદી મલોને કુસ્તીમાં મહાત કર્યા, અને તે તથા તેના સાથીઓએ ચોગાન–ગૂઇની રમતમાં હિંદીઓ ઉપર ફત્તેહ મેળવી. રમત દરમિયાન બહેરાંમે એક તીર એવો તો જોરથી સ્ટમ્પ ઉપર માર્યો, કે તેના ટુકડે ટુકડા થઇ ગયા. હિંદીઓ આ જોઇ અચરત થયા, અને બરજો એલચી કોઇ નહિં પણ ઇરાનના શાહનો ભાઇજ હોવો જોઇએ એવું અનુમાન કીધું. શંકલે તેને હિંદી લશ્કરનો સેનાધિપતિ બનાવી હિંદમાંજ રાખવા માંગણી કીધી. બરજોએ તે ના પાડવાથી શંકલે તેને ઝીઆન્ગાર વરૂ તથા અઝદાહની લડાઇમાં મોકલી તેનો કાંટો કાઢવા વિચાર કીધો. બરજોએ ઝીઆન્ગાર વરૂ તથા અઝદાહ સાથે લડાઇ કરી તેઓનો નાશ કર્યો. શંકલ આથી ખુશ થયો, અને તેને પોતાની બેટી **સપીનુદ** સાથે પરણાવ્યો.

બહેરાંમ અને સપીનુદ કેટલોક વખત પ્રેમથી સાથે રહ્યાં, અને બહેરાંમે પોતાની ખરી હકીકતથી સપીનુદને વાકેફ કીધી. એક દિવસે શંકર રાજધાનીથી દૂર જાત્રાએ ગયો હતો, તે તકનો લાભ લઇ બહેરાંમ સપીનુદને લઇ ઇરાન આવવા નિકળ્યો. શંકલને એ વાતની ખબર પડવાથી તેણે તેઓની પૂઠ પકડી. બહેરાંમે પોતાનાં ખરાં નામથી શંકલને વાકેફ કીધો. આથી શંકલ ખુશ થઇ ગયો, અને તેઓને ઇરાન જવાની રજા આપી. બહેરાંમે તેની ઉપરની ખંડણી માફ કીધી.

## બેહરાંમગોરના ગુણો અને તેનું મરણ.

બેહરાંમગોર જોરાવર, બહાદુર, હિંમતવાન, ઇન્સાફી અને સખાવતી પાદશાહ હતો. તેનાં જોર, હિંમત અને બહાદુરીને માટે ફિર્દોસી તેને રૂસ્તમ પહેલવાનની ઉપમા આપે છે. તે વળી મોજીલો પાદશાહ હતો, અને શિકારબાજીનો શોખીન હતો. ગુરખરના શિકાર માટેના તેના શોખને લીધે તેનાં **બહેરાંમ** નામ સાથે **ગુર** શબ્દ લગાડીને તેને **બેહરાંમગોર** તરીકે ઓળખવામાં આવે છે. તેના ઇન્સાફ અને સખાવતને લીધે તેની રૈયત તેનાથી રાજી હતી. તે એકવાર ઇસ્ફહાન અને શીરાજ વચ્ચે આવેલો એક પાણીનો ચશ્મો (ઝરો) ઓળગતાં ડૂબીને મરણ પામ્યો. તેણે ૨૦) વર્ષ રાજ્ય કર્યું હતું.

# પ્રકરણ સાતમું.

## યઝદેગર્દ ૨ જો

(ઇ. સ. ૪૪૦–૪૫૭).

### યઝદેગર્દનું ગાદી ઉપર આવવું અને રૂમીઓની સુલેહ માટે આજીજીભરી માંગણી.

બેહરાંમગોરનાં મરણ પછી તેનો બેટો યઝદેગર્દ ઇરાનની ગાદીએ આવ્યો. તે પોતાના બાપ જેવો બહાદુર હતો. તેણે ઇરાનનાં દુશ્મનોને આજેજ કીધા, અને ઇરાનને નમવાની તેઓને ફરજ પાડી. રૂમીઓએ ઇરાનની સરહદ ઉપર કિલ્લાઓ બાંધીને ઇરાનને ભયમાં નાખ્યું હતું, તેથી યઝદેગર્દે તેઓ સામે લડાઇ ઉઠાવી. રૂમીઓ ગભરાયા અને રોમન શહેનશાહ થીયોડોશાયસની ફરમાસથી એશિયામાંના રૂમી મુલકના હાકેમ કાઉંટ **અનેટોલીયસે** ઘણીજ નમ્રતાપૂર્વક સુલેહ માટે માંગણી કીધી. રૂમીઓએ ઇરાની સરહદ ઉપર કિલ્લાઓ નહિ બાંધવાનું કબુલ્યું.

### હુએતાલી લોકો સાથે યઝદેગર્દની લડાઇ.

(ઇ. સ. ૪૪૩–૪૫૧.)

ઇરાનના ઇશાન ખુણા ઉપર હુએતાલી લોકોએ એકવાર પાછો દરોરો પાડયો. યઝદેગર્દ પોતાના વજીર **મેહેર–નરસી**ને રાજનો વહિવટ સોંપી પોતે તેઓ સામે લડાઇ લડવા ગયો. તેણે તેઓને અનેક લડાઇઓમાં હરાવ્યા. યઝદેગર્દે જીહુન નદી ઓળંગી, હુએતાલી લોકોના મુલકમાં દાખલ થઇ, તેઓના રાજાને તખ્ત છોડી જંગલમાં નાસી જવાની ફરજ પાડી.

### આર્મીન્યામાં જરથોશ્તી મઝહબ સજીવન કરવાની યઝદેગર્દની મહાન કોશેશ.

યઝદેગર્દ એક બહાદુર અને જરથોસ્તી દીન માટે દાઝ ધરાવનાર પાદશાહ હતો. તેણે પોતાના અમલ દરમિયાન ઇરાની સલ્તનતને મજબુત કરવાને તથા જરથોસ્તી મઝહબને તમામ ઇરાની પ્રજામાં કાયમ કરવાને મજબુત કોશેશ કીધી. આર્મીન્યા પ્રાંત જે વારંવાર રૂમીઓ અને ઇરાનીઓ વચ્ચેના કજીયાનું કારણ થઇ પડતો હતો, ત્યાં ખ્રિસ્તી ધર્મએ મજબુત પગ પેસારો કર્યો હતો. બહાદુર અને ડાહ્યા યઝદેગર્દે જોઇ લીધું, કે આર્મીન્યાને ઇરાન તરફ વફાદાર કરવાને માટે જે કાંઇ કરવાનું હતું તે આર્મીન્યામાં દાખલ થએલા ખ્રિસ્તી મઝહબને ઉખેડી કાઢી, તેની જગાએ જરથોસ્તી મઝહબ સ્થાપવાનું હતું. એ કામ માટે તેણે પોતાના

વજીર મેહેર-નરસીને કેટલાક મોઅેદો સાથ આમીર્ન્યા મોકલ્યો. તેણે મેહેર-નરસીને ફરમાવ્યું, કે આમીર્ન્યન ઉમરાવોને સમજાવી પટાવીને તથા ભેટ સોગાદોથી અને તેમ નહિ બને તો છેવટે ધાકધમકીથી જરથોશ્તી બનાવવા. મેહેર-નરસીએ આમીર્ન્યાના હાકેમ **મરઝબાન વસગ**ને સમજાવીને પોતાના પક્ષમાં લીધો. મેહેર-નરસીએ આમીર્ન્યા, આઇબીર્યા, અલ્બાનીયા વગેરે પ્રાંતોના અમીર ઉમરાવોને સમજાવી પટાવીને તથા પુષ્કળ ભેટ સોગાદો આપીને જરથોશ્તી મઝહબમાં લેવાની તજવીજ કીધી, પણ અમીર ઉમરાવોએ જ્યારે પોતાનો ધર્મ છોડવા ના પાડી, ત્યારે કેટલાક અમીર ઉમરાવોને કેદ કરી ઇરાન મોકલી દીધા. યઝદેગર્દે આ અમીર ઉમરાવોને ધમકી આપી, કે જો તેઓ જરથોશ્તી મઝહબ એખત્યાર કરશે નહિ, તો તેઓના જાન જશે. આથી આમીર્ન્યન ઉમરાવોએ પોતાનો જાન બચાવવા જરથોશ્તી મઝહબ કબુલ રાખ્યો. યઝદેગર્દે તેઓને પાછા પોતાને વતન જવા દીધા, અને ફરમાવ્યું, કે તમામ આમીર્ન્યન પ્રજાને તેઓએ જરથોશ્તી મઝહબ એખત્યાર કરાવવો. જરથોશ્તી મઝહબ કબુલ કરીને એક આમીર્ન્યન ઉમરાવે ઉત્સાહમાં આવી જઇ ખ્રિસ્તી દેવળોનો નાશ કરાવવા માંડયો. આથી આમીર્ન્યન પ્રજામાં મોટો ખળભળાટ મચ્યો, અને તેઓએ એક મોટું લશ્કર એકઠું કરી ઇરાની લશ્કરને આમીર્ન્યામાંથી હાંકી કાઢ્યું, આમીર્ન્યાના જરથોશ્તીઓની કતલ ચલાવી, અને આતશ-કદેહો ભાંગી નાખ્યાં. આમીર્ન્યન પ્રજાના આ ખોફથી જરથોશ્તી મઝહબ કબુલ કરી આવેલા અમીર ઉમરાવો પણ ફરી બેઠા. યઝદેગર્દે અર્માની લોકોને સજા કરવા એક મોટું લશ્કર મોકલ્યું. આ લશ્કરે આમીર્ન્યામાં દાખલ થઇ ઇ. સ. ૪૫૫-૫૬ માં એક મોટી લડાઇમાં તેઓને હરાવ્યા. આમીર્ન્યન ખ્રિસ્તીઓની આ લડાઇમાં પુરેપુરી હાર થઇ, અને તેઓનો વડો ધર્મગુરૂ **યુસુફ** કેદ પકડાયો. આમીર્ન્યન પ્રજાએ હવે જરથોશ્તી મઝહબ કબુલ રાખ્યો, અને એ રીતે યઝદેગર્દની ઉમેદ પાર પડી.

**હએતાલી લોકો સાથે યઝદેગર્દની બીજી લડાઇ અને યઝદેગર્દનું મરણ.**

ઇરાનના ઇશાન ખુણામાંથી હએતાલી લોકોએ ઇરાનના ખોરાસાન પ્રાંત ઉપર પાછો હુમલો કીધો. યઝદેગર્દે તેઓને હરાવી નસાડયા. આ પછી બહાદુર યઝદેગર્દનું મરણ ઇ. સ. ૪૫૭) માં નિપજ્યું.

## હોરમઝ ૩ જો

(ઇ. સ. ૪૫૭-૪૫૯).

જ્યારે યઝદેગર્દ મરણ પામ્યો, ત્યારે તેનો વડો દીકરો **પીરોઝ** સીસ્તાનનો હાકેમ હતો. યઝદેગર્દે પોતાના નાના દીકરા **હોરમઝ**ને પોતાની પાછળ ઇરાનનાં તખ્તનો વારસ નેમ્યો, કારણ કે હોરમઝ નમ્ર-સ્વભાવનો અને મીઠા શબ્દો

બોલનારો શાહજાદો હતો. પીરોઝે પોતાને થએલા ગેરઇન્સાફ માટે વાંધો ઉઠાવી સીસ્તાનથી મદાયન તખ્ત લેવા આવવા વિચાર કીધો. પ્રથમ તે સીસ્તાનથી હએનાલીઓના પાદશાહ **ખુશનવાજની** દરબારમાં ગયો, અને તેની પાસે લશ્કરની મદદ માંગી. આ વખતે ખુશનવાજ બેકત્રીયા અને તેની આસપાસના મુલકમાં રાજ્ય કરતો હતો. ખુશનવાજ ઇરાનની માહોમાંહેની ખટપટમાં પડવા માંગતો હતો નહિ, તેથી તેણે પીરોઝને મદદ આપવામાં ઢીલ કર્યા કીધી. એટલામાં એવું બન્યું, કે હોરમઝથી નારાજ થઇ કેટલાક ઇરાની અમીર–ઉમરાવો ખુશનવાજની દરબારમાં પીરોઝને આવી મળ્યા. ખુશનવાજે પીરોઝને ૩૦,૦૦૦) માણસનાં લશ્કરની મદદ આપી. પીરોઝે આ લશ્કરની મદદથી તથા ઇરાની ઉમરાવોની કુમકથી હોરમઝ સામે લડાઇ જાહેર કીધી. લડાઇમાં હોરમઝ હાર્યો, અને હવે પીરોઝ ઇરાનનો પાદશાહ થયો.

## પીરોઝ

(ઇ. સ. ૪૫૯–૪૮૪).

પીરોઝ પોતાના ભાઇને હરાવીને ઇરાનની ગાદી ઉપર આવ્યો. ઇરાનમાં માહોમાંહેની લડાઇનો લાભ લઇને અલ્બાન્યાના રાજાએ બળવો જગાડયો, પણ તેને તાબે કરવામાં આવ્યો.

## ઇરાનમાં પડેલો ભયંકર દુકાળ અને તેનું સંકટ ટાળવા પીરોઝે લીધેલા ઉપાયો.

પીરોઝ ગાદી ઉપર ઠરીઠામ થયા પછી થોડી મુદતમાં ઇરાનમાં એક ભયંકર દુકાળ પડયો. આ દુકાળનું સંકટ પશ્ચિમમાં ટાઇગ્રીસ નદીથી પૂર્વમાં જીહુન નદીના તમામ ઇરાની મુલકમાં ફેલાયું. નદીનાળાંઓ સુકાઇ ગયાં, અને સઘળી જગા વરસાદ વગર ઉજ્જડ વેરાન જેવી જણાવા લાગી. દુકાળનું ભયભીત સંકટ ટાળવા પીરોઝે ઘણા ડહાપણભર્યા ઉપાયો લીધા.

તેણે (૧) ખેડુતોને મહેસુલ માફ કીધું;

(૨) પાદશાહી ખજાનો લોકોનું સંકટ ટાળવા વાપરી નાંખ્યો;

(૩) પાદશાહી ઠાઠમાઠથી રહેવાનું બંધ કરી, સાદી જીંદગી ગુજારી, બચેલો પૈસો દુકાળનું સંકટ ટાળવા વાપડયો;

(૪) તવંગરોને ગરીબ માણસોને મદદ કરવા હુકમ ફરમાવ્યો;

(૫) તમામ ખાધખોરાકી સરકારને હસ્તક રાખી લોકોને ઘટતી રીતે વહેંચી આપવાનો બંદોબસ્ત કીધો;

(૬) હિંદુસ્તાન, હએતાલ, ગ્રીસ અને એબીસીનીયાના મુલકો ખાતેથી અનાજ વગેરે મંગાવી ભૂખમરો ટાળવા કોશેશ કીધી;

(૭) કોઇ અમલદારની બેદરકારીથી દુકાળનાં સંકટમાં કોઇ પણ શખ્સ મરણ પામે, તો તેને મોતની સજા ફરમાવવાનો હુકમ બહાર પાડયો;

અને (૮) દુકાળનું સંકટ ટળે એ માટે લોકોને ખુદાની બંદગી કરવા ફરમાવ્યું.

પીરોઝે લીધેલા આ કિમતી અને ડહાપણભર્યાં ઇલાજોથી ઇરાની રૈયતને બહુ રાહત મળી. ૭) વરસના ભયભીત દુકાળ છતાં એક પણ માણસ ઇરાન છોડી પારકા મુલકમાં ગયો નહિ, અને કહે છે, કે માત્ર એકજ માણસ એ મુદત દરમિયાન દુકાળને કારણે મરણ પામ્યું.

## હએતાલી લોકો સાથની ૨) લડાઇઓ.

હએતાલનો પાદશાહ **ખુશનવાજ** ઇરાનને ખંડણી આપતો હતો. તેણે ઇરાનમાં પડેલા ભયંકર દુકાળનો લાભ લઇ ઇરાનની મુશ્કેલી જોઇ ખંડણી આપવાનું બંધ કર્યું. આથી ઈ. સ. ૪૬૪–૬૫ માં પીરોઝે હએતાલ ઉપર હુમલો કીધો.

જ્યારે પીરોઝ હએતાલીઓ સાથની લડાઇમાં તેઓને તાબે કરવામાં ફાવ્યો નહિ, ત્યારે તેણે એક યુકિત કરી ખુશનવાજ સાથ દોસ્તી શોધી. પીરોઝે ખુશનવાજને કહેવાડયું. કે જો તે ઇરાન સાથ જાયુકની સુલેહ કરે, તો પીરોઝ તેને (ખુશનવાજને) પોતાની દીકરી સાથ પરણાવવા તૈયાર હતો. ખુશનવાજ ઇરાનના પાદશાહનો જમાઇ થવા આતુર બન્યો. પીરોઝે એક હલકી ખુન્યાદની ઓરતને લપકાભર્યો પોશાક પહેરાવી ખુશનવાજની દરબારમાં મોકલી. ખુશનવાજને પાછળથી ખરી હકીકત માલમ પડી, ત્યારે તે પીરોઝે કીધેલા દગા અને અપમાનને માટે બહુ ગુસ્સે થયો. ખુશનવાજ પીરોઝ સાથ વળતો દગો રમ્યો. તેને કોઇ બીજા મુલક સાથ લડાઇ કરવા ૩૦૦) ચુનંદા સરદારો જોઇએ છે એમ તેણે પીરોઝને કહેવડાવ્યું. જ્યારે પીરોઝે તેઓને ખુશનવાજ આગળ મોકલ્યા, ત્યારે ખુશનવાજે કેટલાક સરદારોને મારી નાંખ્યા, અને બીજાઓનાં નાક અને કાન કાપી પીરોઝથી થએલા અપમાનનો બદલો લીધો. આથી ગુસ્સે થઇ પીરોઝે પાછી હએતાલના મુલક ઉપર ચઢાઇ કીધી.

ખુશનવાજ પીરોઝનાં લશ્કરને પોતાની પાછળ જંગલો અને ટેકડીઓવાળા અંજાણ્યા મુલકમાં ખેંચી ગયો. અહીં તેણે પોતાનું મોટું લશ્કર છુપાવી રાખ્યું હતું.

પીરોઝ જ્યારે આ ભયથી વાકેફ થયો, ત્યારે તેણે પોતાની અને પોતાનાં લશ્કરની સલામતી ખાતર સુલેહ માટે માંગણી કીધી. ખુશ્નવાજે પીરોઝને કહેવડાવ્યું, કે જો તે પોતાની તથા પોતાનાં લશ્કરની સલામતી ઇચ્છતો હોય, તો તેણે તેને વડા તરીકે નમવું. ઇરાનના પાદશાહને માટે આ મોટું અપકીર્તિભર્યું કામ હતું. કહે છે, કે તેની સાથના મોબેદોએ તેને એક યુકિત સુઝાડી. બીજી બામદાદે જ્યારે ખુરશીદ રોશન થયો, ત્યારે પીરોઝ તે યઝદી નુર તરફ નમ્યો. ખુશ્નવાજે તે નમન પોતાને થએલું સમજી પીરોઝ તથા તેનાં લશ્કરને જવા દીધું. આ તમામ હકીકત પીરોઝની સાથે હએતાલના મુલકમાં ગએલા એક રૂમી એલચી તરફથી જણાવવમાં આવે છે.

## આમીર્ન્યામાં ખ્રિસ્તી ધર્મ સામે જુંબેશ.

પીરોઝના બાપ યઝદેગર્દે આમીર્ન્યામાં જરથોસ્તી મઝહબ સ્થાપવા મોટા પ્રયાસો કર્યા હતા, અને તેમાં તે ઘણેક દરજ્જે ફત્તેહમંદ થયો હતો. પીરોઝના અમલ દરમિયાન ઇરાનની નબળાઇનાં વર્ષોમાં ખ્રિસ્તી ધર્મએ આમીર્ન્યામાં પાછું જોર પકડયું. પીરોઝે પોતાના પેદરની માફક જરથોસ્તી ધર્મ આમીર્ન્યામાં સજીવન રાખવાની ઘણી તજવીજ કીધી, પણ એ કામમાં તે ઝાઝો ફત્તેહમંદ થયો નહિ. આમીર્ન્યા અને આઇબીર્યાનાં લોકોએ પીરોઝ સાંમે બળવો જગાડયો, અને એ પ્રાંતોના ઇરાની હાકેમોને મારી નાંખી ત્યાંના જરથોસ્તીઓ ઉપર પણ મજબુત વેર લીધું. પીરોઝે તેઓને સજા કરવા મહેરાન, શાપુર વગેરે ઇરાની સરદારોના હાથ હેઠળ લશ્કરો મોકળ્યાં. ઇરાની સરદારોએ ખ્રિસ્તીઓ સાંમે લડી કેટલીક ફત્તેહો મેળવી, પણ તેઓ પોતાનું કામ પુરૂં કરે તે અગાઉ બીજી જગાએ તેઓની બદલી કરવાની પીરોઝની ગેરડહાપણભરેલી રાજનીતિને લીધે ખ્રિસ્તીઓને ફાવીતું પડયું, અને આમીર્ન્યામાં જરથોસ્તી મઝહબ સજીવન કરવાની પીરોઝની ઉમેદ પાર પડી નહિ.

## હએતાલી લોકો સાથે ત્રીજી લડાઇ.

હએતાલી લોકો સાથની છેલ્લી બે લડાઇઓમાં પીરોઝને હાર મળવાથી જે નામોશી પહોંચી હતી તે ધોઇ નાંખવાને તે આતુર બન્યો. તેણે હએતાલી લોકો સાથે લડાઇ કરવાનો વિચાર તેના સરદારો આગળ જાહેર કીધો. ઇરાનીઓ અને હએ-તાલીઓ વચ્ચે કોલકરાર થયા હતા, જેની રૂએ એવું ઠેડવવામાં આવ્યું હતું, કે એમાંનાં કોઇ પણ લશ્કરે મુકરર કીધેલી હદ ઓળંગવી નહિ. ઇરાની ઉમરાવોએ પીરોઝને તે કોલકરારની યાદ આપી, પણ તેણે પોતાની હદ છોડી નહિ. પીરોઝે ૫૦૦) હાથીઓ તથા એક લાખ માણસોનું લશ્કર લઇ હએતાલ તરફ કૂચ કીધી, અને પોતાની જગાએ રાજનું કામ પોતાના ભાઇ **પલાશ**ને સોંપ્યું.

જ્યારે પીરોઝનું લશ્કર ઇરાન અને હએતાલ વચ્ચેની હદ દેખાડનારા ખુંટા આગળ આવી પહોંચ્યું, ત્યારે પીરોઝે આગળ થએલા કોલકરારનો ભંગ નહિ થાય, એ માટે હદદર્શક ખુંટાને જમીનમાંથી ઉંચકાવી ઈરાની લશ્કરની હરોલમાં લઇ ચાલવા જણાવ્યું. એટલું છતાં પીરોઝની આ યુક્તિ ઇરાની દરબારીઓને તથા લશ્કરને બીલકુલ પસંદ આવી નહિ, પણ તેઓનું પીરોઝ આગળ કશું ચાલ્યું નહિ. ઇરાની લશ્કર હએતાલીઓના મુલકમાં દાખલ થયું. હએતાલના પાદશાહ ખુશ્નવાજે આ વખતે પણ પીરોઝ સાથ દગો કરી તેનાં લશ્કરનો નાશ કરવા વિચાર કીધો, કારણ કે ઇરાની લશ્કરની સાંમે થવાની તેનામાં તાકાદ હતી નહિ. તેણે એક લાંબી અને ઉંડી ખાઇ ખોદાવી, અને તેના ઉપર ઝાડની ડાંખલીઓ વગેરે પાંથરી બે-માલુમ કીધી. તેણે પોતાનાં લશ્કરને ફરમાવ્યું, કે ઇરાની લશ્કર સાથ થોડો વખત લડાઇ કર્યા બાદ હારી ગયા હોય એવો દેખાવ કરીને ચોક્કસ મુકરર કીધેલા માર્ગે પાછળ હઠવું. ઇરાનીઓ અને હએતાલીઓ સાથ લડાઇ શરૂ થતાં હએતાલીઓ હાર્યા હોય એવો દેખાવ કરી નાસવા લાગ્યા. પીરોઝે પોતાનાં લશ્કર સાથ હએ-તાલીઓની પુઠ પકડી. તે અને તેનું લશ્કર ખુશ્નવાજે ગોઠવેલાં છટકામાં સપડાયું, અને ખાઇમાં તુટી પડ્યું. પીરોઝ તથા ઘણાક અમીર-ઉમરાવો અને લશ્કરનો મોટો ભાગ ખાઇમાં પડીને મરણ પામ્યો. જેઓ જીવતા રહ્યા તેઓને ખુશ્નવાજે કેદ પકડ્યા. કેદ પકડાયલાઓમાં પીરોઝનો બેટો **કોબાદ**, તેની બેટી **પીરોઝ-દોખ્ત**, તથા દસ્તુરાંન દસ્તુર **અર્દશીર** પણ હતા.

## પીરોઝના ગુણો.

શહેનશાહ પીરોઝ બહાદુર અને લડાયક હતો, છતાં તેનામાં લડાઇની કુનેહ કે ડહાપણ હતાં નહિ. આર્મીન્યા સાથની લડાઇમાં તેણે પોતાની રાજનીતિ વારં-વાર બદલીને, ઇરાની સરદારોને તેઓનું ફત્તેહનું કામ પુરૂં કરવા આગમચ બોલાવી દઇ આર્મીન્યનોને ફાવી જવા દીધા હતા. વળી હએતાલી લોકો સાથની લડાઇમાં પણ તે પોતાના દરબારીઓની સારી શિખામણને માન નહિ આપતાં પોતાની હઠને વળગી રહીને તેઓના મુલકમાં વગર વિચારે દાખલ થઇ, ઇરાની લશ્કરને મોટાં નુકશાન તથા અપકીર્તિમાં લાવી નાંખી, પોતે પણ છેવટે માર્યો ગયો. એટલું છતાં ઇરાનમાં ભયંકર દુકાળનાં (૭) વરસો દરમિયાન તેણે પોતાની રૈયતનું સંકટ ટાળવા જે ઉપાયો કામે લગાડ્યા હતા, તથા ઉદારતાથી જે ભોગો પોતે આપ્યા હતા, તે બનાવ ઇરાનની તવારીખમાં એક કીર્તિવંત સફો રોકે છે. પીરોઝને પોતાના દેશ અને દીન માટે ભારે દાઝ હતી એમાં શક નથી. પીરોઝના વખતના ઘણાએક સિક્કાઓ તથા એક કુજાના આકારનો વાઝ મળી આવ્યો છે. આ વાઝ ઉપરનો ચિતાર પાદશાહને સિકારબાજીની રમતમાં રોકાયલો દેખાડે છે.

## પલાશ

(ઇ. સ. ૪૮૪-૪૮૭).

જ્યારે પાદશાહ પીરોઝ હએતાલના મુલક ઉપર ચઢાઇ લઇ ગયો, ત્યારે તેણે પોતાના ભાઇ **પલાશ**ને ઇરાનનું તખ્ત આપ્યું હતું. આથી પીરોઝનાં મરણથી પલાશ ઇરાનનો પાદશાહ થયો. એ વખતે ઇરાની લશ્કરનો સરદાર **સુફ્રાય** નામે એક ઉમરાવ હતો.

### સુફ્રાયની હએતાલના મુલક ઉપર ચઢાઇ.

સુફ્રાયે પોતાના પાદશાહ પીરોઝ અને ઇરાની લશ્કરને ખુશનવાજના દગાથી જે ખમવું પડયું હતું તે માટે તેને સજા કરવાનો નિશ્ચય કર્યો. તે એક લશ્કર લઇને મર્વ ખાતે ગયો, અને બીકંદનાં મેદાનમાં ખુશનવાજને રોકી તેનાં લશ્કરને હરાવ્યું. સુફ્રાયે કેટલાક હએતાલીઓને કેદ પકડયા અને ઘણાકો લડાઇમાં માર્યા ગયા. ખુશનવાજે સુલેહ માટે કહેણ મોકલ્યું, અને શાહજાદો **કોબાદ** તથા શાહજાદી **પીરોઝદોખ્ત,** દસ્તુરાંન દસ્તુર **અર્દશીર** તથા બીજા કેદ પકડાએલા ઇરાનીઓને છોડી દેવા કબુલ્યું. સુફ્રાય કોબાદ તથા બીજા છુટા થએલા ઇરાનીઓ સાથે ફત્તેહમંદીથી પાયતખ્ત ખાતે પાછો ફર્યો. હવે કોબાદ ઇરાનનો પાદશાહ થયો, કારણ કે આ વખતે પલાશ ઓચિંતો મરણ પામ્યો.

---

## પ્રકરણ આઠમું.

### ઇરાનમાં 'સોશ્યાલીઝમ' દાખલ કરવાની તજવીજ કરનાર પારસી પાદશાહ કોબાદ ૧ લો.

### પહેલો અમલ (ઇ. સ. ૪૮૭-૪૯૮.)

### કોબાદને ગાદીએ બેસાડનાર સુફ્રાયનો અંત.

કોબાદે **સુફ્રાય**ની મદદથી ઇરાનનું તખ્ત મેળવ્યું હતું. આથી તેણે સુફ્રાયને પોતાનો વડો વજીર અને લશ્કરનો સેપેહસાલાર બનાવ્યો. સુફ્રાય શીરાજનો હાકેમ હતો, અને આખા પાર્સ પ્રાંતમાં તેનો બોહોળો વગવસીલો હતો. સુફ્રાયનો લાગવગ કોબાદને ઇરાનની ગાદી ઉપર બેસાડવાના બનાવથી વધી ગયો હતો. આથી બીજા અમીર ઉમરાવો અદેખા બન્યા, અને કોબાદને સુફ્રાય સામે ઉશ્કેર્યો. કોબાદે રએના હાકેમ **શાપુર**ને શિકારને બહાણે સુફ્રાય સામે મોકલ્યો, જેણે સુફ્રાયને તથા તેનાં બાયડી

છોકરાંને કેદી તરીકે મદાયન મોકળ્યાં. કોબાદે સ્વતંત્રપણે રાજ્ય ચલાવવાની હોંશમા સુફ્જાયનો જાન લીધો. હવે રએનો હાકેમ શાપુર વજીર તથા લશ્કરનો વડો થયો.

## કોબાદની ખઝર લોકો સાથે લડાઇ.

યુરોપ્યન રશિયામાં વોલ્ગા અને ડોન નદીઓ વચ્ચેના મુલકમાં વસ્તી **ખઝર** નામે ઝનુની, લડાયક, લુટારૂ પ્રજાએ કોકેસસ પર્વત ઓળંગીને ઇરાનને તાબેના આર્મીન્યા, આઝરબીર્યા અને અલ્બાન્યાના પ્રાંતોમાં દેખાવ દીધો. આ પ્રજા વારંવાર એ પ્રાંતો ખાતે લૂટ ચલાવી નાસી જતી હતી. કોબાદે તેઓ સાંમે મજબુત હાથે કામ લેવાનો નિશ્ચય કર્યો. તે પોતે એક લશ્કર લઇ ઉપલા પ્રાંતો ખાતે ગયો, અને ખઝર લોકોને હરાવીને કોકેસસ પર્વતની પેલે પાર હાંકી કાઢયા. તેણે આ જગાએ એક કિલ્લો બાંધી તેમાં લશ્કર રાખ્યું, કે જેથી તેઓ પાછા એ મુલકમાં ઉતરી પડે નહિ.

## કોબાદ સાંમે ઇરાની પ્રજાની ખફગી અને તખ્ત ઉપરથી તેને ઉઠાડી મૂકવું.

કોબાદે પોતાને ગાદીએ બેસાડનાર શીરાજના હાકેમ સુફ્જાય તરફ જે અણઘટતી વર્તણુંક ચલાવી હતી, તેથી તેની રૈયત તેનાથી નારાજ બની હતી. વળી કોબાદે **મઝદક** નામના એક ઓલીદરાજ માણુસના લાગવગને વશ થઇને તેના નુકસાનકારક ફતવાઓનો ફેલાવો ઇરાનમાં થવા દીધો. આથી પણ ઇરાની અમીર–ઉમરાવો, મોબેદો તથા રૈયત તેનાથી નારાજ બન્યા. સાસાની અમલની શરૂઆતથીજ ઇરાનમાં ખ્રિસ્તી ધર્મ જરથોસ્તી ધર્મ સાંમે એક ભયસમાન થઇ પડયો હતો, તેમાં વળી મઝદકના નાશકારક ફતવાઓએ વધારે ગુંચવાડો ઉત્પન્ન કર્યો. દેશમાં ઠેરઠેર બળવાઓ જાગ્યા. આર્મીન્યાના ઇરાની પ્રાંતમાં બળવો જાગ્યો, અને આર્મીન્યનોએ ઇરાની હાકેમને પોતાના પ્રાંતમાંથી હાંકી કાઢી રૂમીઓ સાથ જોડાઇ જવા ચાહ્યું. આ બધી મુશ્કેલીઓનું કારણ મઝદક અને તેના ફતવાઓને આગળ વધારનાર કોબાદ હતો. અમીર–ઉમરાવો કોબાદના મહેલમાં ધુસી ગયા, અને તેને કેદ કીધો. વળી તેઓએ મઝદકને પણ કેદ કીધો; પણ તેને માનનારાઓએ બંદીખાનાંના દરવાજા ભાંગી નાંખી તેને છૂટો કીધો. મઝદકનો લાગવગ એટલો તો વધી ગયો હતો, કે અમીર–ઉમરાવોએ મઝદકને એવી શરતે છૂટો રાખ્યો, કે તેણે જાહેરમાં પોતાના ફતવાઓનો ફેલાવો કરવો નહિ. ઉમરાવોએ કોબાદને સુફ્જાયના બેટા **ઝરમેહર**ને સ્વાધીન કીધો, એવી મતલબથી કે તે પોતાના બાપના કીનામાં તેને મારી નાંખે. મોટા દીલના ઝરમેહરે કોબાદને માફી બક્ષી. કોબાદ ઝરમેહરની મદદથી નાસી છૂટી હએતાલના મુલકમાં ગયો.

## જામાસ્પ

(ઇ. સ. ૪૯૮–૫૦૧).

કોબાદને કેદ કીધા પછી ઇરાની ઉમરાવોએ તેના ભાઇ **જામાસ્પને** ઇરાનનું તખ્ત આપ્યું હતું. જામાસ્પે આસરે ત્રણ વરસ સુધી ઇરાનમાં અમલ ભોગવ્યો. આ પછી કોબાદ હએતાલીઓનાં મોટાં લશ્કર સાથે મદાયન તરફ ધસી આવ્યો. જામાસ્પે પોતાના ભાઇ સાથે લડવા ના પડી, અને તખ્ત તેને સ્વાધીન કીધું.

## કોબાદ ૧ લો.

## બીજો અમલ (ઈ. સ. ૫૦૧–૫૩૧).

## કોબાદની રૂમીઓ સાથની પહેલી લડાઇ.

**કારણો :**—કોબાદે પોતાનું ખોહેલું તખ્ત પાછું મેળવ્યા પછી ટુંક મુદતમાં તેને રૂમીઓ સાથે લડાઇ કરવાની ફરજ પડી. ઇરાનીઓ અને રૂમીઓ વચ્ચે ૬૦) વરસો સુધી સુલેહ નિભી રહી હતી; પણ કોબાદને તેઓની સાંમે લડવાની ફરજ પડી, કારણ કે રૂમીઓ અને ઇરાનીઓ વચ્ચે અગાઉ એવા કોલકરાર થયા હતા, કે બન્ને દેશોએ કાસ્પિયન સમુદ્ર અને કોકેસસ પર્વતની વચ્ચે બાંધેલી **દરબંદની** કિલ્લેબંધીના નિભાવ અર્થે સરખે ભાગે ખરચ આપવો. આ કિલ્લેબંધી ઉભી કરવાની મતલબ એ હતી, કે ઉત્તર તરફની લડાયક પ્રજાઓ કાસ્પિયન સમુદ્ર અને કોકેસસ પર્વત વચ્ચેના માર્ગોથી ઇરાની તથા રૂમી પ્રાંતોમાં ઉતરી પડી લૂટફાટ કરતી હતી, તેનો અટકાવ કરવો. દરબંદની પાસ આગળ એક ઇરાની લશ્કર નિભાવવામાં આવતું હતું, અને તેથી રૂમી અને ઇરાની બન્ને પ્રાંતોનો બચાવ થતો હતો. રૂમીઓએ દરબંદની કિલ્લેબંધીના નિભાવ પેટે આપવો જોઇતો ફાળો ઘણાં વરસોથી આપ્યો હતો નહિ. કોબાદે એક એલચી મોકલી તે માટે માંગણી કીધી. પણ રોમન શહેનશાહ **એનેસ્ટેશીયસે** તે નહિ સ્વિકારવાથી કોબાદે રૂમી મુલક ઉપર ચઢાઇ કીધી.

**બનાવો :**—કોબાદે આર્મીન્યાના રૂમી પ્રાંત ઉપર હુમલો કીધો, અને રાજધાની શહેર થીયોડોશીયોપોલીસ જીતી લીધું. તેણે દરબંદની કિલ્લેબંધીના નિભાવ અર્થે રૂમીઓ ઉપર ઇરાનીઓનું જે લહેણું હતું તે વસુલ કરવા એ પ્રાંતમાં લૂટ ચલાવી. ત્યાર પછી કોબાદે ઉત્તર મેસોપોટેમ્યાના રૂમી મુલક ઉપર ચઢાઇ કીધી, ૮૦) દિવસના ઘેરા પછી અમીડાનો કિલ્લો તથા શહેર જીતી લીધાં, અને ત્યાંથી મોટી લૂટ મેળવી. કોબાદે અમીડામાં થોડુંક ઇરાની લશ્કર મૂકી પોતાની ફત્તેહો મેસોપોટેમ્યામાં વધારવા માંડી. આ વખતે રૂમી શહેનશાહ એનેસ્ટેશીયસે મોટું લશ્કર કોબાદ સામે મોકલ્યું. કોબાદે આ રૂમી લશ્કરને પણ હાર આપી, અને **કોન્સ્ટેન્સીયા**

શહેર જીતી લીધું. કોબાદની ઉપરાસાપરી ફત્તેહોથી રૂમી શહેનશાહ ગભરાયો. તેણે હએતાલી લોકોમાં ઉશ્કેરણી કીધી, અને તેથી તેઓએ ઇરાનના ઇશાન ખુણામાં પાછો દરોડો પાડયો. ઇ. સ. ૫૦૩ માં કોબાદને મેસોપોટેમ્યામાં રૂમીઓ સાથની લડાઇ પડતી મૂકી હએતાલીઓ સાથ લડવા જવું પડયું. કોબાદ હએતાલ તરફ ગયો, કે રૂમી સરદારોએ ઇરાની પ્રાંતોમાં આવેલા કિલ્લાઓ ઉપર ઘેરો ઘાલ્યો. કેટલાક ઇરાની કિલ્લાઓને ભાંજી નાંખવામાં આવ્યા અને માલમિલ્કત લૂટવામાં આવી. રૂમીઓએ ઇરાનના તાબેના **અમીડા** અને **નસીબન**ના કિલ્લાઓ લેવાની તજવીજ કીધી. તેઓએ કેટલીક મુશ્કેલીઓ પછી અમીડાનો કિલ્લો દગાથી લીધો. એટલું છતાં રૂમીઓ જ્યારે ઇરાન સાંમે ઝાઝી ફત્તેહ મેળવી શકયા નહિ, ત્યારે તેઓએ ૧,૦૦૦) રતલ જેટલું સોનું આપી ૭) વરસને માટે ઇરાન સાથે સુલેહ કીધી. કોબાદે જીતેલા રૂમી કિલ્લાઓ તેઓને પાછા સ્વાધીન કીધા.

## રૂમીઓ સાથની કોબાદની બીજી લડાઇ.

**કારણો:**—૭) વરસની સુલેહનો લાભ લઇને રૂમીઓએ નસીબનની ઉત્તરે લગભગ ૧૪) માઇલ ઉપર **દારા** નામે એક મજબુત કિલ્લો બાંધી, તેમાં લશ્કર અને ખોરાકી ભરી, તેની આજુબાજુ ચર ખોદાવી, તેને મજબુત કીધો. કોબાદ જ્યારે હએતાલીઓ સાથની લડાઇથી પરવાર્યો, ત્યારે તેણે રૂમીઓ સાંમે ફરિયાદ ઉઠાવી, કે તેઓએ દારાનો કિલ્લો બાંધીને યઝદેગર્દ રાજાના વખતમાં સરહદ ઉપર કિલ્લા નહિ બાંધવાની શરતનો ભંગ કર્યો હતો. ઇ. સ. ૫૧૮ માં એનેસ્ટેશાયસ મરણ પામ્યો, અને **જસ્ટીન** શહેનશાહ થયો. કોબાદે જસ્ટીન પાસે દરબંદની કિલ્લેબંધીના સંબંધમાં ઇરાનની રોમ ઉપરની નિકળતી રકમની માંગણી કીધી. રોમન શહેનશાહ જસ્ટીનની કોબાદ સાંમે લડવાની તાકાદ હતી નહિ, તેથી તેણે લેજીકાના પ્રાંતમાં તથા કોહેકાફના હુન લોકોમાં ઈરાન સાંમે ઉશ્કેરણી કીધી. કોબાદે આ બધો મામલો તપાસી રૂમીઓ સાંમે લડવા નિશ્ચય કર્યો. એટલું છતાં લડાઇનું મોંહ કાળું કરવા તેણે જસ્ટીનને કહેવડાવ્યું, કે જો તે શાહજાદા **ખુસરો**ને પોતાના દત્તક દાખલ કબુલ રાખે, તો ઇરાન પોતાના સર્વે દાવાઓ છોડી દેશે. કોબાદની આ વિચિત્ર માંગણી જસ્ટીને કબુલ નહિ રાખી, કારણ કે જો તે માંગણી કબુલ રાખે, તો તેની પછી રોમનાં તખ્ત ઉપર ખુસરોનો હક રહે.

રૂમીઓ તથા ઇરાનીઓ સાથની લડાઇ થવાનાં આ કારણો ઉપરાંત, બીજા અનેક બનાવોએ આગમાં તેલ હોમાવી ઇરાનીઓ અને રૂમીઓ વચ્ચેની દુશ્મનાઇમાં વધારો કીધો. મઝદકના ધર્મ ઉપરથી કોબાદનો વિશ્વાસ ઉઠી ગયા પછી જરથોસ્તી મઝહબ ઉપર તે એકીન લાવ્યો. તેણે આઇબીર્યાના પ્રાંતમાંથી ખ્રિસ્તી ધર્મ નાબુદ

કરી જરથોસ્તી મઝહબ સ્થાપવાની કોશેશ કીધી. આઇબીર્યામાં બળવો જાગ્યો, અને બળવાખોર આઇબીર્યનોને રૂમીઓએ મદદ આપી. આથી ઇરાન અને રોમ વચ્ચેની દુશ્મનાઇમાં વધારો થયો. આઇબીર્યાને રૂમીઓની મદદ છતાં તાબે કરવામાં આવ્યું. વળી લેજીકાનો પ્રાંત, જે ઇરાનને તાબેનો પ્રાંત હતો અને જેણે રોમનોના કાવાદાવાથી ઇરાનનાં વડપણનો અ-સ્વિકાર કર્યો હતો, તેના પણ કેટલાક કિલ્લાઓ જીતી લેવામાં આવ્યા.

**બનાવો :**—આઇબીર્યા અને લેજીકાના પ્રાંતોમાં ઇરાનીઓની ફત્તેહો જોઇને જસ્ટીને **બેલીસેરીયસ** (ફીર્દોસી મુજબ **ફરફુરીઉસ**) નામે એક રૂમી સરદારને લશ્કર સાથ ઇરાનીઓ સામે મોકળ્યો. રૂમી લશ્કરોએ ઇ. સ. ૫૨૬ માં આર્મીન્યા અને મેસોપોટેમ્યાના ઇરાની પ્રાંતો ઉપર ચઢાઇ કીધી. બેલીસેરીયસનાં લશ્કરને આર્મીન્યામાં ઇરાની લશ્કરે હરાવ્યું. ઇ. સ. ૫૨૭ માં જસ્ટીન મરણ પામ્યો, અને તેનો ભત્રીજો **જસ્ટીનીયન** શહેનશાહ થયો. એના વખતમાં પણ ઇરાની લશ્કરે બેલીસેરીયસનાં રૂમી લશ્કરને બીજીવાર લડાઇમાં હરાવ્યું, અને પુષ્કળ રૂમીઓને કેદ પકડયા, તથા તેઓએ ઇરાની સરહદ ઉપર બાંધવા માંડેલા એક નવા કીલ્લાને ભાંજી નાંખ્યો. લડાઇમાંથી બેલીસેરીયસ જીવ લઇને નાઠો. હવે ઇરાની સરદાર **ફીરોજે** દારાના રૂમી કિલ્લાને ઘેરો ઘાલ્યો. અહીંઆં એક ઘણી ભયંકર લડાઇ થઇ, અને બન્ને બાજુનાં ઘણાં માણસો માર્યાં ગયાં. આ વખતે ઇરાનની મદદે હીરા પ્રાંતનો આરબ સરદાર **મંજર** પોતાનાં લશ્કર સાથે આવ્યો. મંજરની સૂચનાથી ઇરાનીઓ અને આરબોનાં ભેગાં લશ્કરે સીરીયાના રૂમી પ્રાંત ઉપર ચઢાઇ કીધી. મંજરે ઇરાનીઓને જણાવ્યું, કે મેસોપોટેમ્યા અને આર્મીન્યા માફક અહીં મજબુત કિલ્લેબંધી નહિ હોવાથી તેઓ રૂમીઓ ઉપર સહેલાઇથી ફત્તેહ પામશે. રૂમી સરદાર બેલીસેરીયસને ઇરાની અને આરબ લશ્કરની આ હીલચાલની ખબર પડી. તેણે એક મોટાં રૂમી લશ્કર સાથે સિરિયામાં દાખલ થઇ ઇરાની લશ્કર સાથ લડાઇ કીધી. યુફ્રેટીસ નદીનાં મેદાનમાં **કેલીનાઇકસ** નામની જગા આગળ એક મોટી લડાઇ થઇ, જેમાં બેલીસેરીયસ હારી ગયો (ઇ. સ. ૫૩૧). એજ વરસમાં પાદશાહ કોબાદ મરણ પામ્યો, અને તેથી રૂમીઓ અને ઇરાનીઓ વચ્ચેની લડાઇ બંધ પડી.

## કોબાદનું મરણ.

કોબાદ ઇ. સ. ૫૩૧ માં ૮૨) વરસની ઉંમરે ૪૧) વરસ રાજ્ય કરી, લકવાની બિમારીથી ૫) દિવસ માંદગી ભોગવી તા૦ ૮ મી સપ્ટેંબરે મરણ પામ્યો. તે એક લડાયક પાદશાહ હતો, અને પોતાની ૭૯) વરસની ઉંમર સુધી તેણે

લડાઇમાં ભાગ લીધો હતો. મઝદકના ધર્મ તરફની તેની વળણને સબબે તે પોતાનાં રાજ્યનાં શરૂઆતનાં વરસોમાં રૈયતમાં અળખામણો થઇ પડયો હતો. મરણની થોડાંક વરસોજ અગાઉ તેને મઝદકના ધર્મનું ખોટાઇ માલમ પડયું, અને તે જરથોસ્તી મઝહબ ઉપર એકીન લાવ્યો. તેણે **આરસ** નામે એક શહેર સ્થાપ્યું હતું. તેણે નહેરોનાં કેટલાંક બાંધકામો પણ કર્યાં હતાં.

## પેગામ્બરી દાવો કરનાર મઝદક વિષે હકીકત.

**મઝદક** એ ઇરાની માજી ધર્મગુરૂ હતો. એના બાપનું નામ **બામ્દાદ** હતું. તે ઘણો હોશિયાર અને ચંચળ બુદ્ધિનો હતો. તે પોતાની વાકચાતુરી અને બોલીદરાજીથી કોબાદનો માનીતો થઇ પડયો. કહે છે, કે એક વખત ઇરાનમાં દુકાળ પડવાથી ગરીબ માણસો ભૂખે મરતાં હતાં, ત્યારે મઝદકે કોબાદને સમજાવ્યું, કે ગરીબો ભૂખે મરે અને તવંગરો અનાજના કોઠારો ભરી રાખે એ વાજબી નથી. તેણે ગરીબ લોકોને અનાજના કોઠારો લૂટવાનો હોકમ આપ્યો. મઝદકે ઇરાની રૈયતમાં ઝડપથી ફેલાવો પામતા ખ્રિસ્તી ધર્મ સામે ટક્કર ઝીલે એવો સુધારેલો જરથોસ્તી મઝહબ શિખવવાનાં ઓથાં હેઠળ જરથોશ્તી ધર્મનાં કેટલાંક સિધ્ધાંતોને મરડીમોચડીને પોતાના નાશકારક વિચારોનો ફેલાવો કરવાની તજવીજ કીધી. તેણે કોબાદને સમજાવ્યું, કે આ દુનિયામાં મારામારી અને ફેસાદનું મૂળ ઓરત અને દોલત છે, અને તેથી માણસો અદેખાઇ, કીનો, લોભ અને ગુસ્સાને આધીન થાય છે. માટે જો ઓરત અને દોલતનો બધાઓ એક સરખી રીતે ઉપયોગ કરે, તો દુનિયામાંથી બુરાઇ નાબુદ થાય. હલકી પંક્તિનાં અનીતિમાન માણસોએ મઝદકનાં બુરાં સિધ્ધાંતોને માન્ય રાખી તેઓ તેના નવા પંથમાં દાખલ થયા. આસ્તે આસ્તે મઝદકના માનનારાઓની સંખ્યા વધતી ચાલી. જગેજગ લૂટફાટ અને અનીતિ ચાલવા લાગી. કોબાદે આર્મીન્યામાં ખ્રિસ્તી ધર્મને બદલે મઝદકના નાશકારક ફતવાઓનો ફેલાવો કરવાની તજવીજ કરવાથી આર્મીન્યામાં બળવો જાગ્યો. ઇરાની ઉમરાવોએ કોબાદને કેદ કરી તેના ભાઇ **જામાસ્પને** તખ્ત આપ્યું. કોબાદ હુએતાલીઓની મદદથી પાછો પાદશાહ થયો. હવે જાહેરમાં મઝદકના ધર્મને માન આપવાને બદલે બાતેનમાં તે તેની હીલચાલોને પસંદ કરતો હતો. દરબારના મોબેદો મઝદકના ધર્મ સામે કશો અટકાવ નાંખી શકયા નહિ, અને તેથી મઝદકનો ધર્મ એક બાજુથી ખ્રિસ્તી ધર્મ સામે અને બીજી બાજુથી જરથોશ્તી ધર્મ સામે મોટા ભય સમાન થઇ પડયો. આખરે કોબાદના બેટા **ખુસરોએ** મઝદકના ધર્મનો નાશ કરવાનો ઠરાવ કીધો. તેણે જુદા જુદા પ્રાંતો ખાતેથી ઘણા દાનેશમંદ મોબેદોને બોલાવી મંગાવ્યા. ૩૦) દાનેશમંદ મોબેદો મદાયનની દરબારમાં મઝદક સાથે સવાલ

જવાબ કરવા હાજર થયા. આ ૩૦) મોબેદોમાં **હોરમજ** અને **મેહરઆઝર** નામે મોબેદો ઘણાજ કાબેલ હતા. મઝદક આ મોબેદોના સવાલના જવાબ નહિ આપી શકવાથી કોબાદે તેને તથા તેના ૩,૦૦૦) ધર્મ માનનારાઓને શાહજાદા ખુસરોને સ્વાધીન કીધા. આ સઘળા માણસોને ખુસરોએ જમીનમાં ઉંધા દટાવ્યા, અને મઝદકને ફાંસીએ ચઢાવ્યો. આ પછી કોબાદ પાછો જરથોસ્તી ધર્મ ઉપર યકીન લાવ્યો.

---

## પ્રકરણ નવમું.

### ડહાપણભર્યા ઇન્સાફી રાજઅમલથી અમર કીર્તિ મેળવનાર પારસી શહેનશાહ ખુસરો ૧ લો (નોશેરવાન આદેલ)

(ઇ. સ. ૫૩૧–૫૭૯).

### નોશેરવાનનું ઇરાનની ગાદી ઉપર આવવું અને તેની સાંમે તેના ભાઇઓના કાવાદાવા.

જ્યારે કોબાદને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવામાં આવ્યો હતો, અને તે હએતાલના મુલક તરફ નાસતો હતો તે વખતે રસ્તામાં તેણે **અહવાજના** એક ઉંચ કુળના ગામડયાની છોકરી સાથે શાદી કીધી હતી. પરિણામે **નોશેરવાનનો** જન્મ થયો હતો. જ્યારે કોબાદે હએતાલીઓની મદદ સાથ પોતાનું તખ્ત પાછું મેળવવા મદાયન તરફ કૂચ કીધી, ત્યારે નાના શાહજાદાને તે પોતાની સાથ લાવ્યો હતો. તેણે કાંઇપણ મુસ્કેલી વગર પોતાનું તખ્ત મેળવ્યું, તેથી તે એમ માનવા લાગ્યો, કે તે તેના નાના શાહજાદાનાં બુલંદ બખ્તને લીધે હતું. આથી તે નોશેરવાન ઉપર બહુ ચાહ રાખતો હતો. તેણે એક વસીઅત કરી નોશેરવાનને પોતાની પાછળ ઇરાનનાં તખ્તનો માલેક ઠેરવ્યો. કોબાદનાં મરણ વખતે વડા વજીર **રામબુર્જીને (મેબાડીસે)** મરનાર શહેનશાહનું વસીઅતનામું ઉમરાવોની સભામાં વાંચીને, નોશેરવાનની લાયકાતો વિષે વિવેચન કરી તેને ઇરાનનાં તખ્તનો માલેક જાહેર કીધો. આથી તેના વડા ભાઇ **કઉસ** તથા **જામાસ્પ** નોશેરવાન સાંમે કાવાદાવા કરવા માંડયા. નોશેરવાનને આ વાતની ખબર પડવાથી તેઓને તેણે સખત **સજા** કરી શહેનશાહી તખ્ત ઉપરનો પોતાનો દાવો મજબુત કીધો.

### રૂમ સાથ ઇરાનની જાવેદાનની સુલેહ.

ઇ. સ. ૫૩૨ માં રૂમી શહેનશાહ **જસ્ટીનીયને** ઇરાની દરબારમાં એલચી મોકલી નોશેરવાનની દોસ્તી શોધી. જસ્ટીનીયને દરબંદની કિલ્લેબંધીનાં રક્ષણ માટેની

લહેણાંની રકમ તરીકે ૧૧,૦૦૦) રતલ (લગભગ ૫૦ લાખ રૂ.) જેટલું સોનું ઇરાનને આપ્યું, અને બન્ને દેશોએ સુલેહ કરી લડાઇને વખતે એકમેકને મદદ કરવા કબુલ્યું. રૂમીઓએ દારાના કિલ્લામાંથી પોતાનું વડું મથક બદલીને કોન્સ્ટેન્શીયા ખાતે લઇ જવા કબુલ્યું, અને ઇરાને લેજીકા પ્રાંતમાં જીતી લીધેલા રૂમી કિલ્લાઓ તેઓને પાછા સપુરદ કીધા.

## જાવેદાનની સુલેહનાં પરિણામે રોમનોની વધી પડેલી સત્તા અને રૂમીઓ સાથની લડાઇનાં કારણો.

જસ્ટીનીયને ઇરાન સાથ જાવેદાનની સુલેહના કોલકરારો કીધા પછી ચોતરફ પોતાની સત્તા જમાવવા માંડી. યુરોપમાં રૂમીઓએ ઇટલીનાં **ઓસ્ટ્રોગોથ** રાજ્યને જીતી લીધું. તેઓએ આફ્રિકામાં **કાર્થેજ**નાં રાજ્યને જીતી લઇ ટયુનીસની નજદીકનાં **વેન્ડાલ** રાજ્યનો નાશ કીધો. વળી **આર્મીનિયા** તથા **લેજીકા**ના પ્રાંતોમાં પણ રૂમીઓએ પોતાનાં કદમો લંબાવી ત્યાંના લોકોને હેરાન કરવા માંડયાં. રૂમીઓએ **મૂર** લોકો ઉપર મોટી જીત મેળવી, અને ઇરાનને તાબેના આરબ સરદાર **મંજર**ને ઇરાનથી છૂટો પાડી પોતાની પક્ષમાં લેવાની તજવીજ કીધી. જાવેદાનની સુલેહનાં ઓથાં હેઠળ રૂમીઓએ ચોતરફ લંબાવેલી ફત્તેહોથી ઘણા દેશોએ નોશેરવાનને વચ્ચે પડવાની અરજ કીધી. આથી નોશેરવાનને રૂમીઓ સાથ લડાઇ કરવાની ફરજ પડી, કારણકે જો તે રૂમીઓ સામે અટકાવ નાંખે નહિ, તો તેઓ પોતાની સત્તા વધારીને તથા ઇરાનના દોસ્તોને તેનાથી છૂટા પાડીને ઇરાન સામે મોટો ભય ઉત્પન્ન કરે.



પાદશાહ નોશેરવાન આદેલ (ઇ. સ. ૫૩૧–૫૭૯).

## સિરિયાના રૂમી મુલક ઉપર નોશેરવાનની પેહલી ચઢાઇ.

નોશેરવાન એક લશ્કર સાથ સિરિયાના રૂમી પ્રાંતમાં દાખલ થયો. તેણે **સુરોન, હયરાપોલીસ** અને **બહીર્યા** (એલેપ્પો) નાં કિલ્લેબંધીવાળાં શહેરો જીતી લીધાં, અને ત્યાંનાં લોકો પાસે દંડની મોટી રકમ વસુલ કીધી. આ પછી નોશેરવાન એશિઆ માંહેલા રૂમી મુલકનાં પાયતખ્ત **એન્ટીઓક** (અંટાકીઆ)ને ઘેરો ઘાલી તે શેહેર પણ જીતી લીધું. આ પછી નોશેરવાન છેક ભૂમધ્ય સમુદ્ર સુધી આગળ વધ્યો. તેણે સમુદ્રનાં પાણીમાં નાહી, પોતાની ફત્તેહો માટે ખુરશેદ સન્મુખ ઉભો રહી ખુદાતાલાની શુક્રગુજારી કીધી. આ પછી **અપેમ્યા** શહેરમાંથી ઘણો એક કિમતી ખજાનો મેળવી એન્ટીઓક શહેર ખાતે પાછો ફર્યો. નોશેરવાનની ઉપરાસાપરી ફત્તેહોથી જસ્ટીનીયન ગભરાયો, અને સુલેહ માટે માંગણી કીધી.

**પરિણામ**:—નોશેરવાન અને જસ્ટીનીયન વચ્ચે થએલી સુલેહનાં પરિણામમાં નોશેરવાનને રૂમીઓએ લડાઇના ખર્ચ તરીકે ૫,૦૦૦) વજન જેટલું સોનું આપ્યું. વળી દરબંદની કિલ્લેબંધીના બચાવને માટે દર વર્ષે ૫૦૦) વજન જેટલું સોનું આપવા કબુલ્યું.

## નોશેરવાનનું સિરિયામાં રૂમીઓ ઉપર ફત્તેહ મેળવી પાછું ફરવું અને ટાઇગ્રીસ નદી ઉપર નવું શાહેર વસાવવું.

રૂમીઓ સાથની સુલેહ પછી નોશેરવાને સિરિયામાંથી પોતાનું લશ્કર ખેંચી લીધું. તેણે મેસોપોટેમ્યાના રૂમી મુલકમાં પોતાનો ધાક બેસાડવા પાછો ફરતાં કેટલાક રૂમી કિલ્લાઓ ઉપર હુમલો કરી તેઓને તાબે કીધા. તેણે **ચાલ્સીસ, એડેસ્સા, કોન્સ્ટેન્શીયા** અને **દારાનાં** શહેરો અને કિલ્લાઓને તાબે કરી ત્યાંનાં લોકો પાસે દંડની રકમ વસુલ કીધી. જ્યારે નોશેરવાને સિરિયા ઉપર ચઢાઇ કીધી હતી, ત્યારે એન્ટીઓક શહેરની સુંદરતાથી તે અજબ રહ્યો હતો, અને તેથી ફત્તેહો મેળવીને પાછો ફરવા પછી તેણે મદાયનથી એક દિવસની મંજલ ઉપર ટાઇગ્રીસ નદીના કાંઠા ઉપર **રૂમીઆ** અથવા **ઝેબ ખુસરો** નામે નવું શહેર એન્ટીઓકની ઢબ ઉપર બંધાવ્યું. અહિંયાં તેણે સિરિયાની ચઢાઇ વખતે કેદ પકડાએલા બંધવાઓને વસાવ્યા, તથા સિરિયાનાં યુનાની લોકોને અહિં આવી વસવાને તેણે દરેક સગવડ કરી આપી. આ શહેર બાંધવાથી યુનાનીઓ અને ઇરાનીઓને એકમેકની નજદીક રહી એકમેકના સુધારા જોવાની તક મળી.

## સિરિયાના રૂમી મુલક ઉપર નોશેરવાનની બીજી ચઢાઇ.

નોશેરવાને સિરિયામાં રૂમીઓ સાથ સુલેહ કીધા પછી લેજીકા પ્રાંતમાં તેઓ સાંમે લડાઇ ઉઠાવી (ઇ. સ. ૫૪૧), અને તે પ્રાંતમાંથી તેઓને હાંકી કાઢયા (જેની

વિગત આપણે હવે પછી જોઇશું). આથી પશ્ચિમના ઇરાની પ્રાંતમાં રૂમી સરદાર **બેલીસેરીયસ** એક લશ્કર લઇ દાખલ થયો. **નસીબન**ના કિલ્લામાંનાં ઇરાની લશ્કરે બેલીસેરીયસ સાથે લડાઇ કીધી, પણ રૂમીઓનાં મોટાં લશ્કરને સબબે તેઓને કિલ્લામાં ભરાઇ જવું પડયું. બેલીસેરીયસે નસીબનના કિલ્લાને જીતવાની તજવીજ ન કરતાં આજુબાજુના ઇરાની મુલકમાં લૂટ ચલાવવા માંડી. આથી ઇ. સ. ૫૪૨ માં નોશેરવાને સિરિયાના રૂમી મુલક ઉપર ચઢાઇ કીધી. તેનો ઇરાદો છેક પેલેસ્ટાઇન સુધી આગળ વધવાનો હતો, પણ તેટલાં મરકી ફાટી નિકળવાથી તે પાછો ફર્યો. આ ચઢાઇ દરમિયાન નોશેરવાને **કેલીનાઇકસ** શહેર ફત્તેહ કરી તેને જમીનદોસ્ત કર્યું.

## આર્મીનિયામાં રૂમી લશ્કરની મોટી હાર.

ઇ. સ. ૫૪૨ માં મરકીના સબબે સિરિયામાંથી પોતાનું લશ્કર નોશેરવાને પાછું ખેંચી લીધા પછી ૩૦,૦૦૦) માણસનાં રૂમી લશ્કરે ઇરાની આર્મીનિયામાં લૂટ ચલાવવા માંડી. આ રૂમી લશ્કર ૧૫) સરદારોની આગેવાની હેઠળ હતું. **એંગ્લન** નામના ઇરાની કિલ્લામાંનાં ૪,૦૦૦) માણસોએ **નાબેદીસ** નામના એક સરદારની સરદારી હેઠળ રૂમીઓને લડાઇમાં રોકયા, અને તેઓને મજબુત હાર આપી. આ લડાઇમાં **નરસી** નામે એક નામાંકિત રૂમી સરદારના માર્યા જવાથી રૂમીઓમાં મોટો ગભરાટ ફેલાયો, અને તેઓ પોતાનો સઘળો અસબાબ તથા હથિયારો છોડી લડાઇનાં મેદાનમાંથી જીવ લઇ નાઠા.

## નોશેરવાનની સિરિયા ઉપર ત્રીજી ચઢાઇ.

ઇ. સ. ૫૪૪ માં મરકી બંધ પડયા પછી નોશેરવાને સિરિયા ઉપર ત્રીજી વાર ચઢાઇ કીધી. માર્ગમાં તેણે એડેસ્સાના કિલ્લાને ઘેરો ઘાલ્યો, અને ત્યાંનાં લોકો પાસે ૫૦૦) વજન જેટલું સોનું લીધું. આ વખતે નોશેરવાનનો ઇરાદો યુફ્રેટીસ નદી સુધી ઇરાની મુલક વધારવાનો હતો. નોશેરવાનનો આ ઇરાદો જોઇ જસ્ટીનીયન ગભરાયો, અને તેણે સુલેહ માટે આજીજીભરી માંગણી કીધી. નોશેર-વાન રૂમીઓના કાવાદાવાથી વાકેફ હતો, તેથી તેણે ઇ. સ. ૫૪૫ માં ૨૦૦૦) વજન જેટલું સોનું લઇ ૫) વરસને માટે સુલેહ કીધી.

## રૂમીઓ સાથ ઇરાનીઓની લડાઇનું નવું મથક-લેજીકા પ્રાંત

(ઇ. સ. ૫૪૨–૫૪૬).

**કારણો :**—ઇરાનની પશ્ચિમે સિરિયા અને મેસોપોટેમીઆના પ્રાંતોમાં રૂમીઓ સાથની લડાઇઓમાં નોશેરવાનની ફત્તેહો થવાથી દંડની મોટી રકમો આપી રૂમીઓએ ઇરાનીઓ સાથે સુલેહ કીધી હતી; આટલું છતાં રૂમીઓ સાથની ઇરાનીઓની લડાઇ બંધ પડી નહિ, કારણ કે રૂમીઓના ગેરઇન્સાફથી જે પ્રજાઓ

દુ:ખી થતી હતી તેઓની અરજ ઉપરથી નોશીરવાનને તે તરફ લડાઇમાં ઉતરવું પડયું. હવે રૂમીઓ સાથની લડાઇનું મથક કાળા સમુદ્રના પૂર્વ કિનારા ઉપર આવેલો લેજીકાનો પ્રાંત બન્યો. લેજીકા પ્રાંત ઇરાનને તાબેનો પ્રાંત હતો, પણ કોબાદના વખતમાં ત્યાંના રાજાએ ખ્રિસ્તી ધર્મ એખત્યાર કરી, ઇરાની વડપણ તરછોડી, રૂમી વડપણ સ્વિકાર્યું હતું. આ તકનો લાભ લઇ રૂમીઓએ લેજીકામાં પોતાનો લાગવગ વધારવા માંડયો. તેઓએ લેજીક લોકો પાસેથી **પેત્રા** નામે શહેર તથા કિલ્લો પડાવી લઇ ત્યાં રૂમી લશ્કર રાખ્યું, અને લેજીક લોકોને દબાવવા માંડયા. આથી એ પ્રાંતના રાજાએ નોશીરવાનને વચ્ચે પડવા અરજ કીધી. નોશીરવાનની ચગોર ચશમોએ પેત્રાના કિલ્લાની અગત્યતા પીછાણી લીધી. તેણે જોયું, કે એ કિલ્લો જો ઇરાનીઓના હાથમાં હોય, તો કાળા સમુદ્ર ઉપરનાં તમામ બંદરોનો વેપાર ઇરાનીઓના હાથમાં રહે. વળી એ કિલ્લાની મદદથી ઇરાનીઓ રૂમીઓનાં પાયતખ્ત કોન્સ્ટેન્ટીનોપલ ઉપર કાબુ રાખી રૂમીઓને દાબમાં રાખી શકે. એ ઉપરાંત ઉત્તર તરફથી ઉતરી પડતા હુન લોકો સામે પણ એ કિલ્લો બચાવરૂપ થઇ પડે.

**બનાવો:**—આ કારણોને લીધે નોશીરવાને લેજીક લોકોની માંગણી કબુલ રાખી, એક લશ્કર સાથ લેજીકા પ્રાંતમાં દાખલ થઇ, રૂમીઓને હરાવી પેત્રાનો કિલ્લો તથા શહેર જીતી લીધાં. નોશીરવાને તે કિલ્લાને સમારી મજબુત બનાવી ત્યાં એક ઇરાની લશ્કર રાખ્યું, તથા એક દરિયાઇ કાફલો ઉભો કરવાનો હુકમ આપ્યો. લેજીકાના રાજાએ નોશીરવાનનું વડપણ કબુલ રાખ્યું, અને રૂમીઓનો પગદંડો લેજીકામાંથી દૂર થયો.

## પેત્રાના કિલ્લા ઉપર પહેલી રૂમી ચઢાઇ અને તેઓની હાર.

કાળા સમુદ્ર ઉપરનો પેત્રાનો કિલ્લો ઇરાનીઓને હાથ જવાથી રૂમીઓ ગભરાટમાં પડયા. તેઓએ લાઝી લોકોને ઉશ્કેરીને તેઓને પાછા પોતાની પક્ષમાં લીધા. ઇ. સ. ૫૪૯ માં ૮,૦૦૦) માણસનાં એક રૂમી લશ્કરે પેત્રાને ઘેરો ઘાલ્યો. કિલ્લામાં માત્ર ૧૫૦૦) ઇરાનીઓ હતા. બહાદુર ઇરાનીઓએ લાંબો વખત સુધી કિલ્લાને ટકાવી રાખ્યો. કિલ્લાનો બચાવ કરતાં માત્ર ૪૦૦) ઇરાનીઓ બાકી રહ્યા, અને તેઓમાં માત્ર ૫૦) ઇજા પામ્યા વગરના હતા. ઇરાની સરદાર **ઝરમેહરને** જયારે પેત્રાના પારસી શૂરવીરોની મુશ્કેલીની ખબર પડી, ત્યારે તે એક લશ્કર લઇ તે તરફ આવ્યો. ઝરમેહરના આવવાની ખબર સાંભળીને રૂમીઓ ગભરાટમાં પડયા, અને ઘેરો ઉઠાવી લઇ ચાલતા થયા. ઝરમેહરે પેત્રાના કિલ્લામાં ૩૦૦૦) માણસનાં લશ્કરને બચાવને માટે રાખ્યું, અને પુરતી ખાવખોરાકી મૂકી, તે કિલ્લાનું સમારકામ કરી, પોતે આમીન્યા ખાતે પાછો ફર્યો.

## પેત્રાના કિલ્લા ઉપર બીજી રૂમી ચઢાઇ અને તેનો નાશ.

ઝરમેહર પેત્રા છોડી ગયા પછી ટુંક મુદતમાં રૂમીઓએ ૬૦,૦૦૦) માણસનાં એક જબરાં મોટાં લશ્કર સહિત પેત્રાના કિલ્લાને બીજીવાર ઘેરો ઘાલ્યો. તેઓએ કિલ્લાની દિવાલમાં બાકોરાં પાડવાની તજવીજ કીધી, પણ કિલ્લાનાં રક્ષણને માટે રહેલાં ૩,૦૦૦) માણસનાં નાનાં ઇરાની લશ્કરે તેઓને બહુ હંફાવ્યા. કિલ્લાની દિવાલ તોડવાની રૂમીઓની અનેક કોશેશો નિષ્ફળ ગઇ, અને તેઓમાં ઇરાનીઓનાં તીરોથી મોટી ખુવારી થઇ. વળી ઇરાનીઓ ગંધક, નપતેલ વગેરે તેજાબોને સળગાવીને રૂમી લશ્કરપર ફેંકતા હતા, જેથી પણ રૂમીઓ બહુ આજેજ થયા. રૂમીઓ થાકીને ઘેરો ઉઠાવી લેવાની તૈયારીમાં હતા, એટલામાં કિલ્લામાં ગાબડું પાડવામાં તેઓ ફત્તેહમંદ થયા. તેઓએ તે રસ્તે કિલ્લામાં દાખલ થવાની તજવીજ કીધી, પણ ઇરાની શૂરવીરો તેઓની સામાં આવી ભારે યુદ્ધમાં રોકાયા. આ વખતે જે સળગાવેલા તેજાબો ઇરાનીઓ રૂમીઓ તરફ ફેંકતા હતા, તે ફેરવાયલા પવનને સબબે જે લાકડાંનાં બાંધકામ ઉપર ઉભા રહીને ઇરાનીઓ લડતા હતા તેને લાગ્યા, અને બાંધકામ સળગી ઉઠયું. કેટલાક ઇરાનીઓ આગમાં બળી મુવા, અને બીજા ઘણાંકો ત્યાં લડતા માર્યા ગયા. ૫૦૦) ઇરાનીઓ કિલ્લાના અંદરનાં ભાગમાં ગયા, અને તેઓ દરેકે તાબે થવાને બદલે રૂમીઓ સાથે લડી લડાઇમાં પોતાનો જાન આપ્યો. પેત્રાનું આ બીજું યુદ્ધ એવું તો મહાભારત હતું, અને તેમાં ઇરાની શૂરવીરોએ એવી તો બહાદુરીભરેલી લડત ચલાવી હતી, કે ૩,૦૦૦) ઇરાની લશ્કરમાંથી જે ૭૩૦) માણસ કેદ પકડાયલા હતા, તેમાં માત્ર ૧૮) જણજ લડાઇના જખમ વિનાના હતા. રૂમીઓ જાણતા હતા, કે ઇરાનીઓ તે કિલ્લો લેવાને પાછા જરૂરજ આવશે, અને તે વખતે તેનો બચાવ કરવાની તાકાદ તેઓમાં નહિ રહેશે, તેથી તેઓએ તે કિલ્લાનો સદંતર નાશ કીધો. જયારે ઝરમેહરને પેત્રાનો કિલ્લો પડવાની ખબર પડી, ત્યારે તે એક મોટું લશ્કર લઇ લેઝીકામાં આવ્યો. લેઝીકાનો રાજા પહાડોમાં જઇ ભરાયો, અને ઝરમેહરે લેઝીકાના પ્રાંત ઉપરાંત **સ્કીમ્નીઆ** અને **સુએની**આ સુધી પોતાની ફત્તેહો લંબાવી. ઝરમેહરે રોમનોને લેઝીકાના પ્રાંતમાંથી હાંકી કાઢયા; પણ તે પોતાની ફત્તેહનું કામ પુરૂં કરે એટલામાં તે બહાદુર યોદ્ધાનું મરણ નિપજ્યું. તેનાં મરણ પછી લેઝીકાના પ્રાંતમાં રોમનોએ પાછો દેખાવ દીધો, અને ઝરમેહરની જગાએ નેમાએલા ઇરાની લશ્કરના વડાની બેદરકારી તથા સુસ્તીને લીધે એ પ્રાંતનો કબજો તેઓએ લીધો.

## રોમ અને ઇરાન વચ્ચે ઇ. સ. ૫૬૨ માં થએલી ૫૦) વરસની સુલેહ.

જો કે ઇરાની સરદારની બેદરકારીથી લેઝીકાનો પ્રાંત ઇરાનના હાથમાંથી ગયો હતો તે છતાં રૂમીઓ જાણતા હતા, કે તેઓ ઇરાનીઓ સાંમે લડાઇનાં

મેદાનમાં ટકી શકતા નથી, અને તેથી તેઓએ પોતાની સલામતીને ખાતર ઇ. સ. ૫૬૨ માં ઇરાન સાથે ૫૦) વરસની સુલેહ કીધી. આ સુલેહથી રૂમે ઇરાનને દર વરસે ૩૦,૦૦૦) સોનાના સિક્કા આપવા કબુલ્યું. આ સુલેહથી રૂમ જાણે ઇરાનને ખંડણી આપતો મુલક બન્યો, અને ઇરાનની સર્વોપરિ સત્તા કબુલ કરવાની તેને ફરજ પડી. લેજીકાનો પ્રાંત રૂમીઓના હાથમાં રહેવા દેવામાં આવ્યો, અને બન્ને દેશોએ સરહદ ઉપર કિલ્લા નહિ બાંધવાને કબુલ્યું.

## નોશેર્વાનની તુર્કી પ્રજા ઉપર ફત્તેહ.

રોમનોને પુરેપુરા જેર કર્યા પછી નોશેરવાને પૂર્વમાં બળવાન થઇ પડેલી તુર્કી પ્રજા તરફ પોતાની નજર દોડાવી. આ તુર્ક લોકો જકૂસાર્ટીસ અથવા સીહુન નદીની દક્ષિણે આવેલા આલ્ટાઇ પર્વતની તળેટીમાં પોતાની ફત્તેહો વધાર્યા જતા હતા. તેઓના અને ઇરાનના મુલક વચ્ચે હએતાલી લોકોનું રાજ્ય હતું. તુર્કીઓનો વડો ખાન કહેવાતો. ઇરાન સાથે વેપાર સંબંધી તથા બીજા કોલકરાર કરવાને માટે તુર્કીઓના ખાન **દિસાબુલે** એક કિમતી હદીયો તૈયાર કરી એલચીઓ સાથ નોશેરવાન તરફ રવાના કીધો. હએતાલીઓએ માર્ગમાં તે હદીઓ લૂટી લીધો. આથી તુર્કીઓએ હએતાલના મુલક ઉપર ચઢાઇ કરી તે રાજ્યનો નાશ કર્યો. તુર્કીઓની સત્તા હાલના એશિયાઇ-રશિયાના મોટા ભાગમાં અને છેક ચીનના મુલક સુધી ફેલાઇ હતી. રૂમીઓએ આ તકનો લાભ લઇને તેઓને ઇરાન સાંમે ઉશ્કેર્યા.

ખાન દિસાબુલ એક મોટાં તુર્કી લશ્કર સાથ ફત્તેહો મેળવતો ઇરાનના પૂર્વ ભાગ તરફ ધસ્યો. નોશેરવાન એક મોટું લશ્કર લઇ તેની મુકાબેલ ગયો. દિસાબુલ ગભરાયો અને નોશેરવાનને તાબે થયો. તેણે પોતાની બેટી નોશેરવાનને શાદીમાં આપી, તથા ઘણોએક કિમતી હદીયો લડાઇના દંડ તરીકે મોકલ્યો.

આ પછી નોશેરવાને ઇરાન સાંમે માથું ઉંચકી રહેલી બીજી અનેક નાની મોટી પ્રજાઓને વશ કરી તેઓ પાસે સલામી લીધી. આ પ્રજાઓમાં એફ્થલાઇટ અથવા ગોરા હુન લોકો અથવા હએતાલી પ્રજા, ખાઝાર અથવા રશિયન કોએક પ્રજા, બલુચી, અને ઘીલાંનની પ્રજાઓ મુખ્ય હતી.

ઇ. સ. ૫૬૫ માં રોમન શહેનશાહ જસ્ટીનીયન મરણ પામ્યો, અને તેનો ભત્રીજો **જસ્ટીન** શહેનશાહ થયો. ઇ. સ. ૫૬૨ માં ઇરાન સાથે થએલી ૫૦) વરસની સુલેહ છતાં નવા રોમન શહેનશાહે ઇરાનનાં વધ્યાં જતાં બળથી ગભરાઇ જઇને પોતાના કાવાદાવા ચલાવવા માંડયા. તેણે તુર્કીઓની દરબારમાં પાછા રોમન એલચી મોકલી પૂર્વથી ઇરાન ઉપર હુમલો લાવવા તેઓને સમજાવ્યા, અને પોતે પશ્ચિમેથી હલ્લો લાવવા કબુલાત આપી. આ વખતે તુર્કીઓનો ખાન દિસાબુલ

મરણ પામ્યો હતો. શરૂઆતમાં નવા ખાને રોમન માંગણી તુચ્છકારી કાઢી, પોતાના બાપના વખતમાં તેઓની ઉશ્કેરણીથી તુર્કીઓએ નોશીરવાન સાંમે માથું ઉચક્યું હતું ત્યારે તેઓને કેટલું ખમવું પડયું હતું, તેની યાદ આપી. છેવટે ખાન રોમન એલચીઓની મીઠી વાતોથી પીગળ્યો, અને રોમનો સાથે નવા કોલકરાર કરી ઇરાન ઉપર હુમલો કરવા કબુલ્યું.

## અરબસ્તાનના યમનના પ્રાંત ઉપર પારસી ચઢાઇ અને એબિસીન્યન પ્રજાની પારસીઓને હાથે હાર.

અરબસ્તાનની દક્ષિણે આવેલા **યમન**ના પ્રાંતમાં ઘણા પુરાતન વખતથી **હીમેરાઇટ** નામે પ્રજાનું રાજ્ય હતું. આફ્રિકાના એબિસીન્યાના વતનીઓએ યમનના પ્રાંત ઉપર હુમલો કરી ત્યાંના હીમેરાઇટ લોકો પાસેથી તે પ્રાંત છીનવી લીધો. એબિસીન્યન લોકો ખ્રિસ્તી ધર્મ પાળતા હતા, અને તેથી તેઓની આ ફત્તેહથી રૂમીઓ કે જેઓ પણ ખ્રિસ્તી હતા તેઓને મોટી ખુશાલી ઉત્પન્ન થઇ, પણ તેઓની આ ખુશાલી ઝાઝો વખત ટકી નહિ. એબિસીન્યનોએ હીમેરાઇટ લોકો પાસે યમનનો પ્રાંત ખૂંચવી લેવા પછી ટુંક મુદતમાં **સઇફ** નામના હીમેરાઇટ વંશના શાહજાદાએ મદાયન ખાતે નોશીરવાનની દરબારમાં આવી એબિસીન્યનો સાંમે તેની મદદ ચાહી. સઇફના વાજબી હકનું રક્ષણ કરવા નોશીરવાન તૈયાર થયો, અને તેણે એક નાનું લશ્કર તૈયાર કરી **વાહરીઝ** નામના એક ઇરાની સરદારના હાથ તળે સઇફ સાથે મોકલ્યું.

**બનાવ:**—આ લશ્કર ઇરાની અખાતમાં વહાણો ઉપર સવાર થઇને એડન બંદરે આવી યમનમાં દાખલ થયું. યમનના પ્રાંતના લોકોમાં ઇરાનીઓને જોઇ પ્રજાકીય છુટાપણાંનો જુસ્સો ઉશ્કેરાયો, અને તેઓ એબિસીન્યનો સાંમે બળવો ઉઠાવી ઇરાની લશ્કર સાથ મળી ગયા. એબિસીન્યનો અને ઇરાનીઓ વચ્ચે લડાઇ થઇ, જેમાં એબિસીન્યનોની પુરેપુરી હાર થઇ, અને યમનના પ્રાંતને પારકી જુસરી હેઠળથી છોડવવામાં આવ્યો. યમનનો પ્રાંત ઇરાનના તાબા હેઠળ આવ્યો, અને સઇફ તેનો હાકેમ થયો. થોડોક વખત બાદ સઇફનું ખૂન થવાથી નોશીરવાને વાહરીઝને યમનનો હાકેમ ઠેરવ્યો. નોશીરવાનના અમલમાં ઇરાનીઓએ જે જુદી જુદી મોટી પ્રજાઓ સાથે પોતાનો પંજો અજમાવ્યો હતો તેઓમાં એબિસીન્યન પણ એક હતી, અને તે પણ પારસી શૂરાતનનાં પરિણામે મહાત થઇ હતી.

## રૂમીઓ સાથ નોશેરવાનની છેવટની લડાઇઓ.

ઇ. સ. ૫૬૨ ની ૫૦) વરસની સુલેહ પછી ચોતરફ લંબાયલી ઇરાની ફત્તેહોથી રૂમીઓમાં મોટો ગભરાટ ફેલાયો. નોશીરવાનનું વધતું જતું બળ જોઇને તેઓ

મનમાં બહુ મુઝાવા લાગ્યા, અને પોતાના ગમે એટલા કાવાદાવા છતાં એક પછી એક અનેક પ્રગનઓને ઇરાનને તાબે થતી જોઇ પોતાની સલામતી માટે તેઓ ચિંતાતુર થયા. ઇ. સ. ૫૭૨ માં રોમન શહેનશાહ જસ્તીને ઇરાની એલચીને કોન્સ્ટન્ટીનોપલ ખાતેથી હાંકી કાઢીને તથા ઇરાની આમીર્ન્યાને બળવો જગાડવા ઉશ્કેરીને ઇરાન સાંમે લડાઇની છેડતી શોધી. તેણે એશિઆ–માઇનરનાં રૂમી લશ્કરની સરદારી **મારશીયન** નામના એક માણસને આપી. નોશેરવાન આ વખતે ૮૦) વરસની ઉમરે પહોંચ્યો હતો, તેથી તે બુઢાપાને લીધે રૂમ સાંમે લડશે નહિ એવી વક્કી જસ્ટીને રાખી હતી.

**બનાવો:**—મારશીયનનાં મોટાં રૂમી લશ્કરે નસીબનના ઇરાની કિલ્લાને ઘેરો ઘાલ્યો, પણ બુઢા નોશેરવાન ત્યાં આવી પહોંચવાથી તેણે ઘેરો ઉઠાવી લીધો. નોશેરવાનનાં ઇરાની લશ્કરે હવે દારાના મજબુત કિલ્લાને ઘેરો ઘાલ્યો, અને તે સર કીધો (ઇ. સ. ૫૭૩). દારાનાં કિલ્લાનાં પડવાથી કએસર જસ્ટીન ધ્રુજરો બની રાજકારોબારમાં **ટાઇબીરીયસ** નામે એક ઉમરાવને પોતા સાથે રાખ્યો. ટાઇબીરીયસે નોશેરવાનને ૪૫,૦૦૦) સોનાના સિક્કાઓનો દંડ ભરી એક વરસ માટે સુલેહ કીધી. આ સુલેહની મહેતલ દરમિયાન ટાઇબીરીયસે ૧,૫૦,૦૦૦) માણસનું રૂમી લશ્કર ભેગું કર્યું. ઇરાનીઓ અને રૂમીઓ વચ્ચે કોઇ જગાએ મોટી લડાઇ થઇ નહિ, પણ તક મળતાં ઇરાનીઓ રૂમી પ્રાંતોમાં અને રૂમીઓ ઇરાની પ્રાંતોમાં કાપાકાપી અને લૂટફાટ કરતા હતા. ઇરાની સરદારો **આદરમાન, તહમ-ખુસરો, શાપુર** (સપોઇસ), અને **માહબુદ** (મબોડીસે) જુદે જુદે સ્થળે રૂમી-ઓને બહુ હેરાન કર્યા. લડાઇ ચાલતી હતી એ દરમિયાન નોશેરવાન ઇ. સ. ૫૭૯ માં મદાયન ખાતે ૮૯) વરસની ઉમરે મરણ પામ્યો.

---

## પ્રકરણ દશમું.

### નોશેરવાનના વખતના જાણીતા પુરૂષો.

(૧) **ઝરમેહર:**—ઝરમેહર એ શિરાઝના હાકેમ સુફ્રાયનો દીકરો થતો હતો. જ્યારે ઇરાની ઉમરાવોએ કોબાદને મઝદકના પંથને મદદ કરવાને સબબે ઇરાની તખ્ત ઉપરથી ઉઠાડી મૂક્યો, ત્યારે તેઓએ તેને ઝરમેહરને સ્વાધીન કીધો, એવી મતલબથી કે તે કોબાદને પોતાના બાપ સુફ્રાયના કીનામાં મારી નાંખે, કારણ કે કોબાદે ઇરાની ઉમરાવોની માહોમાંહેની અંતસને લીધે સુફ્રાયનો જાન લેવાડયો હતો. મોટા દીલના ઝરમેહરે કોબાદને મારી નહિ નાંખતાં હએતાલ તરફ નસાડી

મુકયો, અને ઇરાની તખ્ત પાછું મેળવવામાં મોટી મદદ આપી. આના બદલામાં કોબાદે ઝરમેહરને પોતાનાં લશ્કરનો વડો નેમ્યો. કોબાદનાં મરણ પછી પણ નોશેરવાનના અમલમાં ઝરમેહર ઇરાની લશ્કરનો વડો હતો. તે જોકે બન્ને પગે લંગડો હતો, અને લડાઇનાં મેદાનમાં પાલખીમાં બેસીને જતો હતો, છતાં તેનામાં લડાયક કુનેહ અને બાહોશી એટલાં હતાં, કે તેની સરદારી હેઠળ ઇરાની લશ્કર હંમેશાં ફત્તેહો મેળવતું. ઝરમેહરનું નામ સાંભળતાંજ રૂમીઓ લડાઇનાં મેદાનમાંથી નાસતા હતા. જયારે લેજીકા પ્રાંતનાં પેત્રાના કિલ્લા ઉપર રૂમીઓએ હુમલો કીધો, ત્યારે ઝરમેહર પોતાનાં લશ્કર જોડે પેત્રા તરફ જેવો ગયો કે રૂમીઓ ઘેરો ઉઠાવી નાસી ગયા. ઝરમેહરે લેજીકા પ્રાંતમાં તથા સ્કીમ્નીઆ અને સુએન્યામાં મોટી ફત્તેહો મેળવી હતી. તે બહાદુર અને ઉદાર દીલનો ખરો જરથોસ્તી હતો. તે જીકા પ્રાંતની ફત્તેહો પછી ટુંક મુદતમાં માંદગી ભોગવી મરણ પામ્યો.

(૨) **યઝદીગુન** :—યઝદીગુન એ પાદશાહ નોશેરવાનની દરબારનો કુશળ રાજદ્વારી તથા બાહોશ એલચી હતો. રોમનો સાથની અનેક સુલેહોમાં તેણે ઇરાની એલચી દાખલ કામ બજાવ્યું હતું. આ ઇરાની એલચી પોતાનો ભપકો શહેનશાહ નોશેરવાનને છાજે એવો રાખતો હતો. ઇરાન અને રોમ વચ્ચેના કોલકરારો વખતે તેને એક વખતે ૧૦) મહિના સુધી કોન્સ્ટેન્ટીનોપલ ખાતે રહેવું પડયું હતું. કોન્સટેન્ટીનોપલમાં તેના વસવાત દરમિયાન તેની સાથે એ ઇરાની સેત્રપો તથા ૫૦૦) પારસી ચુનંદા ઘોડેસવારોનો રસાલો હતો. કોન્સ્ટેન્ટીનોપલમાં આ બાહોશ એલચીને રૂમીઓએ મોટું માન આપ્યું, તેને રહેવા માટે એક મહેલ આપવામાં આવ્યો, તથા કોઇ પણ પ્રજાના એલચીને નહિ આપવામાં આવે એવી સગવડો તેને આપવામાં આવી. યઝદીગુન અતિ કુનેહબાજ અને સુભાખિત બોલનાર હતો. એક વખતે રૂમી દરબારમાં એક રૂમી અમીરે તેને તાણો માર્યો, કે નોશેરવાન થોડાંક સિરિયન શહેરો જીતવાથી પોતાની ફત્તેહો થએલી માનતો લાગે છે. યઝદીગુને જવાબ આપ્યો, કે શહેનશાહ નોશેરવાન કાંઇ થોડાંક સિરિયન શહેરોની ફત્તેહોને મોટી અગત્યતા આપતો નથી, કારણકે જે ૧૦) મહાન પ્રજાઓને તેણે વશ કરી છે તેમાં રોમનોને તાબે કરવાનું કામ તેને મનસે બિસાદ વગરનું છે. યઝદીગુન કોન્સ્ટેન્ટીનોપલ ખાતે મોટા દમામથી ૧૦) મહિના સુધી રહી, ઇરાનની મોટાઇ અને દબદબાનો છાપ રૂમીઓપર પાડી, સુલેહના કોલકરારો કરી ઇરાન પાછો ફર્યો.

(૩) **બુઝોર્ગમહેર**:—બુઝોર્ગમહેર એ પાદશાહ નોશેરવાનનો નામાંકિત વઝીર અને ફિલ્સુફ હતો. કહે છે, કે એક વખત નોશેરવાને એક સ્વપ્નો જોયો, જેનો ઉકેલ કરવા માટે તેના દરબારીઓ લાઇલાજ હોવાથી સ્વપ્નાની તાસીરનો

ખુલાસો મેળવવા તેણે શહેરે શહેર માણસો મોકલ્યાં. નોશેરવાનનાં માણસો તપાસ કરતાં મર્વ શહેર ખાતે જઇ પહોંચ્યાં. તપાસ માટે ગયલો એક માણસ મર્વની મદ્રેસામાં જઇ ત્યાં કેળવણી આપતા ઉસ્તાદ પાસે પાદશાહનાં સ્વપ્નાંનો ખુલાસો માંગ્યો. ઉસ્તાદ તે ખુલાસો નહિ આપી શકયો, પણ ત્યાં બુઝોર્ગમહેર નામનો ચંચળ બુદ્ધિનો વિદ્યાર્થી હતો, જેણે ખુલાસો આપવા પોતાની તૈયારી દેખાડી. બુઝોર્ગમહેરને મર્વથી મદાયન ખાતે લઇ આવવામાં આવ્યો, જ્યાં તેણે કીધેલા નોશેરવાનનાં સ્વપ્નાના ખુલાસાથી પાદશાહ સંતોષ પામ્યો, અને તેને મોટું ઇનામ બક્ષ્યું. બુઝોર્ગમહેરની ચંચળાઇ, તેજ બુદ્ધિ તથા ઉંડી અક્કલની તપાસ નોશેરવાને લીધી, અને તેને પોતાની દરબારમાં મોટો ઓહ્‌દો બક્ષ્યો. બુઝોર્ગમહેર નોશેરવાનની દરબારનો એક કિમતી સંગાર થઇ પડયો. તેણે **ગંજે શાયગાંન** નામની એક પહેલવી કેતાબ લખી, અને તે વખતના અમીર–ઉમરાવો જેઓ મોજશોખમાં પડી ગયા હતા તેઓને ગંજે શાયગાંન યાને પાયદાર દોલત નેકી છે એવો ખ્યાલ એ કેતાબ મારફતે આપવાની તેણે તજવીજ કીધી. એક વખતે હિંદુસ્તાનના રાજાએ બ્રાહ્મણ પંડિતો સાથ નોશેરવાનની દરબારમાં શેત્રંજની રમત મોકલી તેનો ખુલાસો માંગ્યો. નોશેરવાનની દરબારના કોઇપણ વિદ્વાનો આ રમત ઉકેલી શકયા નહિ, પણ બુઝોર્ગમહેરે એ રમતનો ખુલાસો આપવાને માટે ત્રણ દિવસની મહેતલ માંગી. એ મહેતલ પુરી થવે બુઝોર્ગમહેરે એ રમતની ચાલ તથા મહોરાંની ગોઠવણી વગેરે સર્વે પ્રકારનો ખુલાસો દરબારમાં રજુ કરી, તે રમત ત્રણ વખત બ્રાહ્મણ પંડિતો સાથે રમી તેઓને મહાત કીધા. બુઝોર્ગમહેરની આ હોશિયારી જોઇ બ્રાહ્મણ પંડિતો અજબ રહ્યા. બુઝોર્ગમહેરે પોતાની તરફથી નર્દની રમત શોધી, અને તેનો ખુલાસો આપવા હિંદુ પંડિતોને જણાવ્યું. આ રમતનો ખુલાસો હિંદુ પંડિતો આપી શકયા નહિ, અને તેથી ઇરાની દરબારના વિદ્વાનોની હિંદી વિદ્વાનો ઉપર સરસાઇ પુરવાર થઇ, અને હિંદુ રાજાએ ઇરાનને ખંડણી આપવાનું ચાલુ રાખ્યું. બુઝોર્ગમહેરે નોશેરવાનનાં મરણ પછી પણ કેટલીક મુદત સુધી તેના બેટા હોરમઝના સલાહકાર તરીકે કામ બજાવ્યું હતું. તેની ડહાપણભરેલી સલાહથી નોશેરવાનનો આખો અમલ અને હોરમઝના અમલનાં શરૂઆતનાં વરસો ઇન્સાફ અને ડહાપણભરેલાં રાજ્યવહિવટ માટે પ્રખ્યાત થયાં હતાં.

(૪) **બરજો હકીમ :**—બરજો નોશેરવાનના વખતનો નામાંકિત ઇરાની હકીમ હતો. તેણે એક હિંદી કેતાબમાં વાંચ્યું હતું, કે હિંદુસ્તાનમાં એવી એક જડીબુટ્ટી છે, કે જે મુવેલાં માણસોને લગાડવાથી તેઓ જીવતાં થાય છે. બરજો હકીમ નોશેરવાનનું નામું લઇ કનોજના હિંદી રાજાની દરબારમાં એ જડીબુટ્ટીની તપાસ કરવા આવ્યો. તેણે જડીબુટ્ટીની ઘણીએક તપાસ કરવા છતાં કોઇ જડીબુટ્ટી

તેને મળી નહિ. એક બુઝર્ગ હિંદુ પંડિતે બરઝો આગળ ખુલાસો કીધો, કે આવી કોઈપણ જાતની જડીબુટ્ટી હસ્તી ધરાવતી નથી; પણ બરઝોએ જે જડીબુટ્ટીની વાત વાંચી હતી, તે તો અલંકારિક રીતે **કલીલે** નામની એક સુંદર બોધજનક ચોપડીને માટે કહેવામાં આવે છે. આ ચોપડી એવી સુંદર રીતે લખાયલી છે, કે તે વાંચવાથી ગમે એવા અજ્ઞાન માણસને જ્ઞાન મળે. તેણે જણાવ્યું, કે કેળવણી અને જ્ઞાનથીજ માણસ જીવતું કહેવાય છે, અને તે વગર માણસ મુવેલાં જેવું છે. કલીલે કેતાબ એવી જડીબુટ્ટી છે, કે જે અજ્ઞાનતાને સબબે મુવેલાં જેવાં ગણાંતાં માણસોને જ્ઞાન આપી, જીવતાં માણસ તરીકે જીંદગી ગુજારતાં શિખવે છે. આ ખુલાસાથી બરઝો હકીમ ખૂશ થયો, અને કનોજના રાજા પાસે તે કેતાબ મેળવી ઇરાન લાવ્યો. આ સુંદર કેતાબનો તરજુમો ઇરાની ઝબાનમાં કરવામાં આવ્યો, અને એ રીતે હિંદી જ્ઞાનનો ફેલાવો ઇરાનમાં થયો.

(૫) **નુશજાદ:**—નુશજાદ એ નોશેરવાનનો તેની ખ્રિસ્તી રાણી **યુફેમીયાને** પેટનો દીકરો હતો. નોશેરવાને પોતાની સિરિયા ઉપરની ચઢાઇ વેળા સુરોંન કબજે કર્યું, તે વખતે કેપેડોકીયાના ખ્રિસ્તી હાકેમ જોનની દીકરી પણ કેદ પકડાએલાઓમાં તેના હાથમાં આવી. નોશેરવાને તેણીની સાથ શાદી કીધી, અને એ શાદીનાં પરિણામે નુશજાદનો જન્મ થયો. યુફેમીયા ખ્રિસ્તી ધર્મ પાળતી હતી, અને તેથી તેણીએ પોતાના બેટા નુશજાદને પણ એજ ધર્મમાં ઉછેર્યો. યુફેમીયા ખ્રિસ્તી ધર્મ પાળે તે માટે નોશેરવાનને વાંધો હતો નહિ, પણ નુશજાદ તે ધર્મ પાળે, તો ઇરાનના ઉમરાવોમાં માઠી અસર થાય, એ વિચારથી તેણે નુશજાદને શાપુરગર્દ ખાતે કેદ કર્યો. ઇ. સ. ૫૭૨ માં નોશેરવાને રૂમી મુલક ઉપર ચઢાઇ કીધી, તે વખતે શહેનશાહ મરણ પામ્યો છે એવી ખોટી ખબરથી નુશજાદે બળવો જગાડયો. તેની પક્ષમાં એક મોટું ખ્રિસ્તી લશ્કર ભેગું થયું. નુશજાદે શહેનશાહી પદ ધારણ કર્યું, અને ખ્રિસ્તીઓની મદદ સાથ કેટલાંક શહેરો જીતી લઇ ઇરાક ઉપર ચઢાઇ કીધી. નોશેરવાને મદાયન ખાતેના પોતાના સરદાર રામબુર્જીનને બળવાખોર નુશજાદ સાંમે લડાઇ કરી તેને જીવતો પકડવા હોકમ આપ્યો. નુશજાદ અને બળવાખોર ખ્રિસ્તીઓ તથા ઇરાનીઓ વચ્ચે મોટી લડાઇ થઇ, અને નુશજાદ લડાઇમાં માર્યો ગયો.

# પ્રકરણ અગિયારમું.

## નોશીરવાનના સુધારા અને તેની ભલી કીર્તિવંત કારકીર્દી.

### (૧) રાજ્યવહિવટને લગતા સુધારા.

નોશીરવાને બહોળી ફત્તેહો મેળવીને ઇરાની શહેનશાહતની હદ ચોતરફ લંબાવી હતી. તેણે જીતાએલા તમામ પ્રાંતોને ૪) ભાગોમાં વહેંચી નાંખ્યા, અને તે ૪) ભાગો ઉત્તરનાં રાજ્યો, પૂર્વનાં રાજ્યો, દક્ષિણનાં રાજ્યો અને પશ્ચિમનાં રાજ્યો તરીકે ઓળખાવા લાગ્યાં. દરેક વિભાગમાં તેણે એક વાઇસરોય જેવો વડો અમલદાર નેમ્યો. દરેક વિભાગના જુદા જુદા પ્રાંતોમાં ગવર્નરો મિસાલ સેત્રપો હકુમત ભોગવતા હતા. દરેક વિભાગના વાઇસરોયનું કામ પોતાના વિભાગમાંના જુદા જુદા પ્રાંતોના હાકેમો ઉપર બારીક દેખરેખ રાખી તેના રાજ્યવહિવટ વિષે શહેનશાહને વાકેફ કરવાનું હતું. ગરીબમાં ગરીબ માણસને પણ ચોકખો ઇન્સાફ મળે તેની સંભાળ રાખવામાં આવતી હતી. કેઠે પણ ગેરવહિવટ નહિ ચાલે તેની છુપી તપાસ નોશીરવાન રાખતો. કેઠે પણ જુલમ કે જાસ્તીની ફરિયાદ માલમ પડે, તો તેવા અમલદારોની તપાસ કરવા શહેનશાહી કમિશન નેમાતું, અને કોઇ પણ અમલદાર ગુનેહગાર માલમ પડતાં તેને સખત સજા કરવામાં આવતી. રાજ્યવહિવટની આવી સુંદર ગોઠવણથી પ્રજાને બહુ રાહત થઇ, અને સઘળે પાક્કો બંદોબસ્ત અને વ્યવસ્થા સ્થપાયાં.

### (૨) મહેસુલી સુધારા.

### (ક) ખેતીવાડીને લગતા.

નોશીરવાને ખેતીવાડીને આબાદ કરવાને માટે તથા ખેડુતોની હાલત સુધારવાને માટે ઘણા કિમતી સુધારાઓ દાખલ કર્યા. તેણે જગેજગ નહેરો ખોદાવીને વેરાન જગાઓને આબાદ અને ફળદ્રુપ કરવા ઉપાયો યોજ્યા. વળી તેણે જમીનની માપણી કરાવીને જમીનની મહેસુલ એકઠી કરવાની રૂઢીમાં મોટા ફેરફાર કર્યો. તેના વખત અગાઉ જમીનની મહેસુલ મેળવવા માટે પાકના અર્ધાથી દશમાં ભાગ સુધીનો ભાગ સરકાર લેતી, અને બાકીનો ખેડુતો લેતા. આમ થવાથી ખેડુતોને જમીન સુધારવાને માટે ઉત્તેજન મળતું નહિ, કારણ કે જેટલા પ્રમાણમાં વધુ પાક થાય, તેટલા પ્રમાણમાં વધુ લાભ ઉપલી રૂઢીને કારણે સરકારને થતો. વળી પાક તૈયાર થયા પછી સરકારી અમલદાર સરકારનો મુકરર કીધેલો હિસ્સો લઇ જાય નહિ, ત્યાં સુધી ખેડુતોથી પાકને હાથ લગાડી શકાતો નહિ, આથી પણ ખેડુતોની

મુશ્કેલી વધતી હતી. જમીનની મહેસુલ એકઠી કરવાની આ રૂઢી દૂર કરીને નોશેરવાને જમીનની માપણી કરાવી ચોક્કસ માપ માટે એક દેરમ કર મુકરર કીધો. વળી જે ખેડુતોની મરજી પૈસા નહિ પણ પાકમાં કર ભરવાની હોય, તેઓએ ચોક્કસ વજનનું અનાજ સરકારને ભરવાનું હતું. વળી ફળફળાદીનાં ઝાડો ઉપર પણ ચોક્કસ નજીવો કર મુકરર કરવામાં આવ્યો હતો. જમીનની મહેસુલ એકઠી કરવામાં કોઇપણ જાતની લુચ્ચાઇ નહિ થાય એ માટે જમીનની આંકણી કરી, જમીનને લગતી તમામ હકીકતોની નોંધ સરકારી દફતરોમાં લેવાતી કીધી. કોઇ વખતે વરસાદ નહિ પડવાથી અથવા કોઇ બીજાં કારણે પાકને નુકસાન થાય, તો ખેડુતોને કરની રકમ માફ કરવામાં આવતી. મુશ્કેલીમાં આવી પડેલા ખેડુતોને બીયાં, ઢોર અને ખેતીનાં ઓજારો પુરાં પાડી. ખેતીનાં કામને દરેક ઉત્તેજન આપવામાં આવતું.

### (ખ) રાજ્યની મહેસુલનાં બીજાં સાધનો.

**(i) આયપત વેરો:—**જે માણસો ખેતીવાડી સિવાય બીજા ધંધામાં રોકાયલા હોય, તેઓને પણ તેઓની આવકનાં પ્રમાણમાં ચોક્કસ વેરો આપવો પડતો હતો. આ વેરો વધતામાં વધતો વરસ દહાડે ૪૮) દેરમથી વધુ લેવામાં આવતો હતો નહિ.

**(ii) માથાં વેરો:—**ખ્રિસ્તીઓ અને યાહુદીઓ જેવી પરદેશી પ્રજાઓ ઉપર નજીવો માથાં વેરો નાંખવામાં આવતો. ઓરતોની ઉપર કોઇ પણ જાતનો કરનો બોજો હતો નહિ. વળી ૨૦) વરસની અંદરના તથા ૫૦) વરસની ઉપરના મરદો પાસે પણ કોઇપણ જાતનો કર લેવામાં આવતો હતો નહિ. કર એકઠો કરવામાં કોઇનાં ઉપર પણ જાસ્તી ગુજરે નહિ એવી મકસદથી દરેક ગામના અમલદાર ઉપર તે ગામના મોબેદની દેખરેખ રહેતી.

### (૩) લશ્કરી સુધારા.

નોશેરવાને ઇરાની લશ્કરમાં મોટા સુધારા દાખલ કીધા. તેના વખત અગાઉ લશ્કરીઓને વરસમાં એકવાર પગાર મળતો હતો, અને તે વખતે હલકી પદવીના લશ્કરીઓ ઉંચી પદવીના લશ્કરીઓનાં લવાજમો મેળવતા હતા. નોશેરવાને લશ્કરના આવા ગેરવહિવટનો છેડો લાવવાને માટે તમામ લશ્કરીઓને પગાર આપનાર એક બાહોશ અમલદારને નેમ્યો. આ અમલદારનું કામ લશ્કરીઓને પગાર આપતી વખતે તેઓનાં સાજ, હથિયારો વગેરે તપાસી, તેઓની લશ્કરી કવાયદ લઇ, લાયકને લાયક બદલો આપવાનું હતું. પાદશાહ નોશેરવાન પોતે લશ્કરનો વડો સેનાધિપતિ હતો, અને તે પોતે લશ્કરના સુધારાના કાયદાઓને માન આપી વર્તતો. એમ કહેવામાં

આવે છે, કે બાબક નામના લશ્કરના રીવ્યુ લેનાર અને પગાર ચુકવનાર અમલદારે તમામ લશ્કરીઓને એક દિવસે મેદાનમાં હાજર રહેવા જણાવ્યું. ઠેડવેલે દિવસે તમામ લશ્કરીઓ હાજર થયા; પણ એક મોટો લશ્કરી અમલદાર હાજર નહિ થવાથી બાબકે તે સઘળાઓને તે દિવસે વિખેરી નાંખી બીજે દિવસે બોલાવ્યા. એ દિવસે પણ ઉપલો લશ્કરી અમલદાર હાજર નહિ થવાથી બાબકે જાહેર કર્યું, કે જે અમલદાર ગેરહાજર છે તે શહેનશાહ પોતે છે. તેણે ત્રીજી મરતબે તમામ લશ્કરીઓને બોલાવ્યા. આ વખતે નોશેરવાન જે કાયદાને માન આપનાર ડાહ્યો શહેનશાહ હતો તે સેનાધિપતિના લશ્કરી સાજમાં સજ થઇ, ઘોડા ઉપર બેસી રીવ્યુ માટે હાજર થયો. બાબકે શહેનશાહની તપાસ દરમિયાન તેના સાજમાં ખામી શોધી કાઢી. નોશેરવાન કમાનની સાથે રાખવાની બે ફાલતુ દોરી લાવ્યો હતો નહિ. બાબકે એ દોરી લાવી હાજર રહેવા શહેનશાહને જણાવ્યું. નોશેરવાન તુરત ઘોડો દપટાવી મહેલ તરફ ગયો, અને દોરીઓ લઇ પાછો ફર્યો. બાબકે આ પછી પાદશાહને ૪૦૦૧) દેરમનો સૌથી મોટો લવાજમ ચૂકવી આપ્યો, અને એક ઘોડો ભેટ આપ્યો. આ ઉપરથી માલમ પડે છે, કે નોશેરવાન જે સખત કાયદાઓ ઘડતો હતો તે પોતે પણ ચોકસાઇથી અમલમાં લાવવા તૈયાર રહેતો. વળી તેના અમલદારો પણ સ્વતંત્ર ખવાસના અને કાયદા મુજબ અમલ કરનારા હતા. લડાઇ દરમિયાન દુશ્મન પ્રજાની રૈયતને દુઃખ નહિ દેવાના સખત હુકમો નોશેરવાને લશ્કરી સેપાહોને આપ્યા હતા, અને જો જીતાએલી પ્રજા ઉપર કોઇ સેપાહ જાસ્તી ગુજારતાં પકડાય, તો તેને સખત સજા કરવામાં આવતી.

## (૪) કેળવણી સંબંધી સુધારા.

નોશેરવાન કેળવણી અને વિદ્યાભ્યાસનો શોખીન હતો. તેણે પોતે પણ યુનાની વિદ્વાનો પ્લેટો અને એરિસ્ટોટલની ફિલ્સુફીનો અભ્યાસ કીધો હતો. તેણે ચઢતા પ્રકારની કેળવણી અને વિદ્યા-હુન્નરનો ફેલાવો કરવા માટે શાહપૂરગર્દ (ગોંદે શાહપૂર) ખાતે એક પાઠશાળા (University) સ્થાપી, જ્યાં તબીબી વિદ્યા, કાયદાશાસ્ત્ર, ઇરાનની તવારીખ, ફિલ્સુફી વિગેરે બાબદોનો અભ્યાસ કરવાની સવળતા કરવામાં આવી હતી. વળી ૭) મોટા યુનાની ફિલ્સુફો જેઓ ધર્મ સંબંધી મતફેરને લીધે રૂમી મુલક છોડી ઇરાની મુલકમાં આવી વસ્યા હતા તેઓને પાદશાહ મોટી મદદ આપતો, અને તેઓ સાથે વિદ્યા-હુન્નરની તકરારમાં ભાગ લેતો. એ સાત યુનાની ફિલ્સુફો ઉપરાંત ત્રીબ્યુનસ નામના યુનાની તબીબ અને યુરેન્યસ નામના યુનાની ફિલ્સુફની સેવા પણ નોશેરવાને મોટે ખરચે મેળવી એલમનો વધારો કરવા કોશેશ કીધી હતી. નોશેરવાન જો કે એક ચુસ્ત જરથોસ્તી હતો, છતાં તે ખ્રિસ્તીઓ

પોતાનો ધર્મ પાળે તેની વચ્ચે આવતો હતો નહિ. તેણે એક બઝમ યાને ધાર્મિક મીજલસ સ્થાપી હતી, જ્યાં સઘળા ધર્મના વિદ્વાનો હાજર રહી ધર્મ સંબંધી વાદવિવાદમાં ભાગ લેતા. નોશેરવાન પોતે આ ધાર્મિક મીજલસમાં સરનશીન તરીકે કામ બજાવતો. તેણે ઇરાની સાહિત્યને ખીલવવાને માટે મોટી મહેનત લીધી હતી, અને ઘણાંએક યુનાની અને હિંદી પુસ્તકોનો તરજુમો ઇરાની ઝબાનમાં કરાવ્યો. વળી તેણે ઇરાનના પુરાતન પાદશાહોની તવારીખ ભેગી કરાવી, જેનો પાછળથી શાહનામું બનાવતી વખતે ફીર્દોસીએ ઉપયોગ કીધો.

## (૫) સંસારી સુધારા.

નોશેરવાને રૈયતની વસ્તી વધારવાને માટે દરેક શહેરીને ઉંમરમાં આવતાં પરણવાની તાકીદ કીધી. પ્રજાની વસ્તીના વધારા સાથ દેશ અને રાજ્યની પાયદારી અને મજબુતીનો આધાર છે, અને કુંવારી જીંદગી ગુજારવાથી વસ્તીમાં ઘટાડો થાય, તો દેશને નુકસાન જાય એમ નોશેરવાન માનતો હતો. પરણવાને લાયક થએલી છોકરીઓ ઉંમરમાં આવવા છતાં નહિ પરણે, તો તેઓને તેઓના દરજ્જાના મરદો શોધી કાઢી પરણાવવામાં આવતી. જેઓનાં લગ્ન શહેનશાહતને ખરચે થયાં હોય, તેઓનાં બચ્ચાંઓને ઘટતી કેળવણી આપી સારી નોકરીએ રાખવાનું કામ પણ સરકાર બજાવતી. આ પ્રમાણેના તાકીદના હુકમથી સંસારની પવિત્રાઇ અને નીતિરીતી જળવાતી. ગરીબ તથા અશક્ત માણસોને સરકારી તીજોરીમાંથી મુસારા આપવામાં આવતા, અને કોઇને પણ ભીખ માંગવા દેવામાં આવતી નહિ. કામ કરી શકે તેવાં માણસોને રોજીનાં સાધનો પુરાં પાડી ઉદ્યોગી જીંદગી ગુજારવાનું ઉત્તેજન આપવામાં આવતું હતું.

## (૬) વેપાર વણજને લગતા સુધારા.

નોશેરવાને કેટલાંક નવાં શહેરો, રસ્તાઓ અને પૂલો બંધાવી વેપાર વણજ અને મુસાફરીની સવળતા કરી હતી. આથી પરદેશના મુસાફરો ઇરાન સાથે વેપાર ચલાવવા આવતા. વેપારીઓનો માલ રસ્તામાં લુટાય નહિ તેનો પાક્કો બંદોબસ્ત કીધો હતો. મોટા દરજ્જાના પરદેશી મુસાફરોને રહેવાને માટે સરકારી ગેસ્ટ-હાઉસ (Guest-house)ની પણ સગવડ હતી. એથી નોશેરવાનના વખતમાં પરદેશીઓની આવજાવ બહુ વધી, અને ઇરાનનો વેપારવણજ વધ્યો.

## નોશેરવાનના ગુણો.

સાસાની વંશના પાદશાહોમાં નોશેરવાન સૌથી કીર્તિવંત શહેનશાહ હતો. તેના અદલ ઇન્સાફને લીધે તેનું નામ તવારીખમાં **નોશેરવાન આદેલ** તરીકે મશહુર છે. પોતાની રૈયતનાં સુખને માટે તે બહુ કાળજીમંદ હતો, અને પોતાની

રૈયતમાં કોઇને પણ કશો ગેરઇન્સાફ પોતાના અમલદારોથી નહિ થાય તે માટે તેણે મજબુત બંદોબસ્ત રાખ્યો હતો. તેનાં ઇન્સાફીપણાંને લીધે તેના વખતમાં ઇરાની રૈયત બહુ આબાદ થઇ.

લડાઇનાં મેદાનમાં નોશેરવાન એક શૂરવીર યોદ્ધો હતો. પોતાના રાજ અમલનાં સઘળાં વરસો દરમિયાન તેણે જુદી જુદી પ્રજાઓ સાથે ઘણીએક લડાઇઓ કીધી હતી, અને તે સર્વેમાં તે ફત્તેહમંદ થયો હતો. ઇરાની લશ્કરને તે જાતે લડાઇનાં મેદાનમાં દોરવતો. તેની બહાદુરી અને લડાયક કુનેહને લીધે તેના વખતમાં ઇરાની હદ ચોતરફ બહુ વધી, અને ઘણીએક મોટી પ્રજાઓ તેને ખંડણી આપતી હતી. તેણે રૂમીઓ, એબિસીન્યનો, હએતાલીઓ, તુરાનીઓ તથા હિંદીઓ વગેરે અનેક પ્રજાઓને તાબે કીધી હતી, અને ઇરાની પ્રજાના સર્વોત્તમ લડાયક બળનો છાપ દુનિયામાં આશ્કાર કીધો.

નોશેરવાન ઇરાની પાદશાહોમાં એક ઘણોજ દાનવ પાદશાહ હતો. તે એલમ હુનરનો શોખાન હોવાથી જુદા જુદા દેશના વિદ્વાનો સાથે વાદવિવાદમાં ઉતરતો હતો. તેની બાહોશી, તેનું ડહાપણ, તેનું જ્ઞાન તથા તેની ઉદારતાને સબબે પૂર્વના મુલકના પાદશાહોમાં તેણે અમર જગા રોકી છે. તેણે પોતાના રાજઅમલ દરમિયાન લડાઇમાં તથા સુલેહના વખતમાં એવું તો નામ કાઢયું હતું, કે જે માટે આજના પારસીઓ નોશેરવાન આદેલની ઓલાદ તરીકે પોતાને ઓળખાવવામાં વાજબી માન અને મગરૂરી લઇ શકે.

---

## પ્રકરણ બારમું.

### દાદગર બાપનો બેદાદગર બેટો

### હોરમઝ ૪ થો.

(ઇ. સ. ૫૭૯–૫૯૦).

### હોરમઝનું ઇરાનનાં તખ્ત ઉપર આવવું અને તેની બેદાદી.

નોશેરવાનનાં મરણ પછી તેની તુરાની રાણીને પેટે જન્મેલો દીકરો હોરમઝ ઇરાનની ગાદી ઉપર આવ્યો. નોશેરવાને પોતાનાં મરણ અગાઉ કેટલીએક નસીહતો કરી પોતાના બેટા હોરમઝને ફરવરદીન મહિનો અને ખોરદાદ રોજે પોતાને હાથે તાજ આપ્યું હતું. શરૂઆતમાં હોરમઝ પોતાના બાપની નસીહત પ્રમાણે ઇન્સાફથી

ચાલવા લાગ્યો, પણ તેના દાનવ ઉસ્તાદ **બુઝોર્ગમહેર**નાં મરણ પછી તે ઇરાની ઉમરાવો તથા રૈયત ઉપર ઘણું ઘાતકીપણું ગુજારવા લાગ્યો. કહે છે, કે તેણે ૧૩,૦૦૦) માણસોને કતલ કીધાં હતાં, અને પોતાના બાપના વખતના નામીચા વજીરો અને દરબારીઓ–**યઝદગોશસ્પ, જરથોશત બહેરામ, આઝરમેહાન, સીમાબુર્જીન** વગેરેને મારી નખાવ્યા, અને હલકા માણસોને રાજ્યમાં મોટા ઓદ્ધાઓ આપ્યો.

## ઇરાન સામે બહારના હુમલાઓ.

હોરમઝની બેદાદી અને તેને લીધે થએલી અંધાધુધીભરેલી હાલતને લીધે ઇરાનમાં દુશ્મનો ચોતરફથી ઇરાન સાંમે હુમલાઓ લાવવા લાગ્યા. રૂમીઓની ઉશ્કેરણીથી તુર્કીઓના ખાન **શાવેહશાહે** ચાર લાખ માણસનું જબરૂં લશ્કર લઇ ઇરાની મુલક ઉપર હુમલો કીધો. વળી એજ વખતે રૂમીઓએ પણ ઇરાન ઉપર ચઢાઇ કીધી. કેટલાક આરબ સરદારો જેઓ ઇરાનને ખંડણી આપતા હતા તેઓએ ખંડણી આપવાનું બંધ કરીને મેસોપોટેમ્યાના ઇરાની મુલક ઉપર હુમલો કીધો. વળી ખાઝાર પ્રજાએ પણ ઇરાન સામે માથું ઉચક્યું. તેઓએ આઝરબઇજાન અને આમીર્ન્યાના ઇરાની મુલકો ઉપર હુમલો કીધો. **ખુરરાદ** નામના એક ઇરાની સરદારે ખાઝાર લોકોને હરાવ્યા, અને તેથી આરબો પણ ગભરાઇને ઇરાનને તાબે થયા. આ પ્રમાણે ખાઝાર તથા આરબ લોકોને જલદીથી વશ કરવામાં આવ્યા, અને રૂમીઓ અને તુરાનીઓ સામે લડાઇ કરવાની તૈયારીઓ ચાલી. આ વખતે હોરમઝે પોતાની ભૂંડી વર્તણુંક માટે પસ્તાવો કરી દાદ અને ઇન્સાફથી પાછું વર્તવા માંડયું.

## હોરમઝની રૂમીઓ સાથે લડાઇ

ઇ. સ. ૫૭૯–૫૮૯.

**કારણ**:—હોરમઝની બેદાદીથી ઇરાની રૈયત બેદીલ થઇ હતી. આ વખતે રોમમાં શહેનશાહ ટાઇ**બીરીયસ** અમલ કરતો હતો. તેણે ઇરાનમાં ચાલતી અંધાધુંધીનો લાભ લઇ હોરમઝ ઉપર એક કાગજ લખી દારાનો રૂમી કિલ્લો પાછો આપી દેવા જણાવ્યું. હોરમઝે તેમ કરવા ના પાડી. આથી ટાઇબીરીયસે **મોરીસ** નામના એક રૂમી સરદારના હાથ હેઠળ એક મોટું લશ્કર ઇરાન ઉપર ચઢાઇ કરવા મોકલ્યું.

**બનાવ**:—રૂમી સરદાર મોરીસે કુર્દીસ્તાનમાં લૂટ ચલાવી. તેણે ઇરાની પાયતખ્ત મદાયન ઉપર ચઢાઇ લઇ જવાનો કસદ કીધો, અને ઇરાનના ખંડીયા આરબ સરદાર **મંજર**ને પોતાની પક્ષમાં લેવા તજવીજ કીધી. મંજર શરૂઆતમાં

તેના કાવાદાવાથી ઠગાયો, પણ છેવટે તેણે સઘળી હકીકત હોરમઝને જણાવી દીધી. હોરમઝે **આદરમાન** નામના એક ઇરાની સરદારને મોટી ફોજ આપી મોરીસ સાંમે મોકલ્યો. તેને આવતો જોઇને મોરીસ ઇરાની મુલક છોડી રૂમી મુલકમાં જઈ ભરાયો. ત્યાર પછી ઇરાનીઓ અને રૂમીઓ વચ્ચે **કોન્સ્ટેન્શીયા** ખાતે જંગ થયું, જેમાં ઇરાનીઓ હાર્યા, અને તેઓનો સરદાર **તનખોસરો** માર્યો ગયો (ઇ. સ. ૫૮૧).

આ પછી રૂમમાં ટાઇબીરીયસ મરણ પામવાથી મોરીસ શહેનશાહ થયો, અને તેણે **જોહાનીસ** નામના એક રૂમીને સરદારી આપી. આ રૂમી સરદારને ઇરાનીઓએ બે મરતબે લડાઇમાં હરાવ્યો, અને **અરબાસના** ઇરાની કિલ્લા ઉપર જોહાનીસે ઘેરો નાંખ્યો હતો તે તેને ઉઠાવી લેવો પડયો. મોરીસે જોહાનીસને બદલે રૂમી લશ્કરની સરદારી **ફીલીપીકસ** નામના એક પોતાના બેશીને આપી. ફીલીપીકસે ઇરાની મુલકમાં કેટલીક લૂટ ચલાવી. તેણે ઇરાનીઓને પૂર્વ મેસોપોટેમ્યામાં **સોલેખોન** નામની જગા આગળ લડાઇમાં હરાવ્યા (ઇ. સ. ૫૮૬). ફીલીપીકસે **હીરેકલીયસ** નામના પોતાની હાથ હેઠળના અમલદારને લશ્કરની સરદારી આપી પોતે કોન્સ્ટેન્ટીનોપલ ખાતે ગયો. હીરેકલીયસે **મારટીરોપોલીસ** નામનાં શહેર આગળ એક ઇરાની સરદાર મરૂજાસને હરાવી, તેને મારી નાંખી તેનું ડોકું મોરીસ ઉપર મોકલાવ્યું. કેટલીક લડાઇ પછી ઇ. સ. ૫૮૯ માં ઇરાનીઓએ મારટીરોપોલીસનું રૂમી શહેર જીતી લીધું. કોન્સ્ટેન્ટીનોપલ ખાતેથી આ શહેર પાછું લેવા ફીલીપીકસ આવ્યો, પણ તે બબ્બેવાર નિષ્ફળ ગયો, અને છેવટે એક મોટી લડાઇમાં ઇરાનીઓએ તેને હરાવ્યો. ત્યાર પછી કેટલોક વખતે રૂમી સરદાર હીરેકલીયસે ઇરાનીઓનો અરબાસનો કિલ્લો જીતી લીધો. આ પ્રમાણે ૧૦) વરસો સુધી ઇરાનીઓ અને રૂમીઓ વચ્ચે લડાઇ ચાલી, જેમાં કોઈ વખતે ઇરાનીઓની જીત થતી તો કોઇ વખતે રૂમીઓની જીત થતી હતી.

**પરિણામ**:—આ વખતે પૂર્વના ઇરાની મુલક ઉપર તુરાનીઓએ હુમલો કીધેલો હોવાથી હોરમઝે પોતાના બાપ નોશેરવાને જીતેલાં રૂમી શહેરો તેઓને પાછાં આપી દઇ રૂમીઓ સાથ સુલેહ કીધી.

### તુરાનીઓ સાથે લડાઇ (ઇ. સ. ૫૯૦). પહેલો તબકકો.

**કારણ**:—રૂમીઓની ઉશ્કેરણીથી તુરાની ખાન **શાવેહશાહે** ચાર લાખ માણસનાં મોટાં લશ્કર સાથે ઇરાની મુલક ઉપર ચઢાઇ કીધી હતી, અને બલ્ખ અને હેરાતનાં શહેરો કબજે કર્યાં હતાં.

**બનાવ**:—હોરમઝે **બહેરાંમચોબીન** નામના એક અમીરી કુટુંબના પહેલવાનને ઇરાની લશ્કરની સરદારી આપી શાવેહશાહ સાંમે લડવા મોકલ્યો. બહેરાંમ

૧૨,૦૦૦) ચુનંદા માણસોનું એક ઇરાની લશ્કર લઇ હેરાત નદી જ્યાં શાવેહશાહે છાવણી નાંખી હતી ત્યાં આવી પહોંચ્યો. બહેરાંમને જોઇ શાવેહશાહ ગભરાયો, અને તેણે બહેરાંમને પોતાની દીકરી સાથ પરણાવી ઇરાનનો શાહ બનાવવાની લાલચ આપી, પણ બહેરાંમે તે લાલચ તુચ્છકારી કાઢી. ઇરાનીઓ અને તુરાનીઓ એક ભારે જંગમાં રોકાયા. શરૂઆતમાં તુરાનીઓનાં મોટાં લશ્કરને સબબે તેઓ ઇરાનીઓ ઉપર ગાલેબ આવ્યા, અને ઇરાનીઓનો અજદાહપેકર ઝુંડો તુરાનીઓના હાથમાં ગયો, પણ ત્યાર પછી ઇરાનીઓએ તુરાની લશ્કરના ૧,૨૦૦) હાથીઓ ઉપર એવો તો તીરોનો મારો ચલાવ્યો, કે તે મોટાં પ્રાણીઓ ગુસ્સામાં આવી પાછાં ફરી નાસવા લાગ્યાં. આ નાસભાગમાં તુરાની લશ્કરનો કચડઘાણ નિકળી ગયો. શાવેહશાહ હાથી ઉપરથી ઉતરી ઘોડા ઉપર સવાર થઇ નાસવા લાગ્યો, પણ બહેરાંમે તેની પૂઠ પકડી, એક તીર મારી તેને બેજાન કીધો. શાવેહશાહનો બેટો **ફગફુર** પણ આ લડાઇમાં માર્યો ગયો.

**પરિણામ :**—બહેરાંમે શાવેહશાહ અને ફગફુરનાં માથાંઓ કપાવી લડાઇમાં મળેલી લૂટ સાથે હોરમઝ ઉપર ફત્તેહની નિશાની તરીકે હદીયા દાખલ મોકલી આપ્યાં. હોરમઝે બહેરાંમચોબીનની ફત્તેહથી ખૂશ થઇ, તેને હયતાલથી જીહુન નદી સુધીના મુલકની હાકેમીનું ફરમાન આપી એક તખ્ત ભેટ મોકલ્યું, અને શાવેહશાહનો બેટો **પરમુદેહ** જે હજુ તાબે થયો હતો નહિ તેની સામે લડાઇ આગળ ચલાવવા હુકમ કીધો.

## તુરાનીઓ સાથની લડાઇ—બીજો તબકકો.

**બનાવ :**—પરમુદેહ આવાઝેના કિલ્લામાં ભરાઇ બેઠો હતો. બહેરાંમચોબીને તે કિલ્લા સાંમે કૂચ કીધી, અને રાતને વખતે એક બાગમાં આસરો લીધો. પરમુદેહનાં તુરાની લશ્કરે બાગની આસપાસ ફરી વળી ઇરાની લશ્કરને ઘેરી લીધું, પણ બહેરાંમચોબીને બાગમાંથી બહાર પડી તુરાનીઓ સાંમે એવું તો મહાભારત જંગ કર્યું, કે પરમુદેહ તેની બહાદુરી જોઇ આવાઝેના કિલ્લામાંથી બહાર આવી તેને શરણ થયો.

**પરિણામ :**—બહેરાંમે પરમુદેહને બંધવા દાખલ આવાઝેના મોટા કિલ્લામાંથી મળેલા મોટા ખજાના સાથે હોરમઝ તરફ મોકલ્યો. પરમુદેહ જ્યારે હોરમઝ તરફ જવા નિકળ્યો, ત્યારે તેણે બેહરાંમચોબીનની રજા લીધી નહિ. આથી તે શૂરવીર સરદાર ક્રોધે ભરાયો, અને પરમુદેહને પોતાની આગળ બોલાવી એક ચાબુક વડે ફટકાવી નાંખ્યો. જ્યારે પરમુદેહ મદાયન ખાતે પાદશાહ હોરમઝ આગળ આવ્યો, ત્યારે તેણે પરમુદેહને છૂટો કરી, તેના મુલકની હદ મુકરર કરી, તેને પાછો પોતાને દેશ જવાની રજા આપી.

## પાદશાહ હોરમઝ અને બહેરાંમચોબીન વચ્ચે અણબનાવ અને બહેરાંમચોબીનનો બળવો.

તુરાનીઓ સાથની લડાઇ પછી શહેનશાહ અને સેપેહસાલાર વચ્ચે અણબનાવ થયો. બહેરાંમચોબીનની પરમુદેહ તરફની સખ્તાઇભરેલી અને અસભ્ય વર્તણુંકથી હોરમઝ નારાઝ થયો હતો. વળી બહેરાંમ તરફ તેની નારાજીનું બીજું કારણ એ હતું, કે જ્યારે બહેરાંમે આવાઝેના કિલ્લાનો ખજાનો હોરમઝ ઉપર રવાના કીધો, ત્યારે તેણે ખાએકી કરીને એક કિમતી કાનની બાલી તથા એક જોડ મોતીનાં મોજાં પોતા પાસે રાખ્યાં હતાં. વળી તુરાનીઓ સાથની લડાઇ પછી લેજીકા પ્રાંતમાં એરેકસીસ નદી આગળ થએલી રૂમીઓ સાથની લડાઇમાં બહેરાંમની બેદરકારીને લીધે ઇરાની લશ્કરને હાર મળી હતી, તેથી પણ પાદશાહનો ગુસ્સો બહેરાંમ ઉપર વધ્યો હતો. તેણે બહેરાંમને અપમાન કરવાને માટે એક સુરવાળ, ઓઢણી, પહેરણ અને રેંટયો મોકલી તેને એક બુઢયા ઓરત સાથ સરખાવ્યો. વળી હોરમઝે બહેરાંમ પાસે લશ્કરની સરદારી તથા તેના પ્રાંતની હાકેમી પણ છીનવી લેવાનું ફરમાન મોકલ્યું. બહેરાંમ પોતાને થએલાં અપમાનથી ગુસ્સે થયો, અને તેણે પાદશાહ સામે બળવો જગાડયો. તેણે હોરમઝના બેટા શાહજાદા ખુસરૂના સિક્કાઓ પડાવી હોરમઝ ઉપર મોકલ્યા. આથી હોરમઝ પોતાના બેટા **ખુસરૂ**ના ઉપર વહેમાયો, અને તેનો જાન લેવાનો કસદ કીધો. ખુસરૂને આ વાતની ખબર પડવાથી તે **આઝરઆબાદગાન**ના મુલકમાં જઇ ભરાયો, જ્યાં કેટલાક ઇરાની હાકેમો તેને આવી મળ્યા. તેઓએ આઝરગુશસ્પનાં આતશ કદેહમાં જઇ ખુસરૂ તરફ વફાદારી રહી તેને મદદ આપવાના સોગંદ લીધા.

બીજી તરફ બહેરાંમચોબીન મોટું લશ્કર ભેગું કરી મદાયન તરફ ચઢી આવવાની તૈયારી કરતો હતો. હોરમઝે તેની સામે **આઇનગોશસ્પ** નામના એક ઇરાનીને લશ્કર આપી મોકલ્યો, પણ આઇનગોશસ્પનું ખૂન થયું, અને તેનું કેટલુંક લશ્કર બેહરાંમચોબીનને જઇ મળ્યું.

## શહેનશાહ હોરમઝનું પદભ્રષ્ટ થવું અને શાહજાદા ખુસરૂનું તખ્તે આવવું.

ખુસરૂનાં મદાયનથી આઝરઆબાદગાન ખાતે નાસી જવા પછી હોરમઝ પોતાનો કહેર પોતાના મહેલનાં માણસો અને રૈયત ઉપર કાઢવા લાગ્યો. તેણે ખુસરૂના બે મામાઓ **બંદુ** અને **ગસ્તહમ**ને કેદ કરાવ્યા. હોરમઝની સખ્તાઇભરેલી વર્તણુંકથી લોકોનો વિશ્વાસ તેના ઉપરથી ઉઠી ગયો. બંદુ અને ગસ્તહમને બંદમાંથી છૂટા કરવામાં આવ્યા, અને લોકોની મદદ સાથ આ બન્ને ભાઇઓએ

મહેલમાં ધસી જઇ, હોરમઝનું તાજો તખ્ત છીનવી લઇ, તેની આંખો ફોડી નાંખી તેને કેદ કીધો. ત્યાર પછી બંદુ અને ગસ્તહમ ખુસરૂને જઇ મળ્યા. ખુસરૂ ભારે ઠાઠમાઠ સાથે મયદાન ખાતે પાછો ફર્યો, અને ઇરાની તખ્ત હાથ કર્યું" (ઇ. સ. ૫૯૦).

### હોરમઝનું ખૂન.

હોરમઝનો રાજઅમલ ઇરાનને માટે કોઇપણ રવેશે ફાયદાકારક હતો નહિ. તેની રૈયત તેની ઘાતકી વર્તણુંકથી નારાજ હતી. તેના વહેમી અને કપટી સ્વભાવને લીધે બેહરાંમચોબીન જેવા એક બળવાન સરદારને તેણે પોતાનો દુશ્મન બનાવ્યો. બહેરાંમચોબીને હોરમઝ સાંમે જે બળવો જગાડયો હતો તે તેણે ખુસરૂને તખ્તે આવવા છતાં પણ ચાલુ રાખ્યો હતો. જ્યારે ખુસરૂ બહેરાંમથી હારીને કોન્સ્ટેન્ટીનોપલ ખાતે નાસ્તો હતો, ત્યારે બંદુ અને ગસ્તહમે હોરમઝનો જાન લીધો (ઇ. સ. ૫૯૧).

---

## પ્રકરણ તેરમું.

### ઇરાની તખ્ત માટે ખુસરૂપર્વીઝ અને બહેરાંમચોબીન વચ્ચે થએલી લડાઇઓ.

### ખુસરૂનું ઇરાનનાં તખ્ત ઉપર આવવું અને પોતાના પેદર હોરમઝ સાથ મુલાકાત.

ખુસરૂ પોતાના બાપ હોરમઝની હૈયાતીમાં ઇ. સ. ૫૯૦ માં સાસાની તખ્તનો ધણી થયો. બહેરાંમચોબીનના બળવા વખતે હોરમઝ પોતાના બેટા ઉપર વહેમી બનવાથી ખુસરૂ આઝરઆબાદગાન ખાતે નાસી ગયો હતો. જ્યારે બંદુ અને ગસ્તહમ તથા ઇરાની ઉમરાવોએ હોરમઝને કેદ કરી તેની આંખો ફોડી નાંખી, ત્યારે ખુસરૂ મદાયન ખાતે આવ્યો, અને દરબારીઓએ તેને શહેનશાહ દાખલ કબુલ રાખ્યો.

ખુસરૂએ ગાદી ઉપર આવતાંજ પોતાના પેદર હોરમઝને મહેલમાં લાવી રાખ્યો. કહે છે, કે પોતાના પેદરનું દુઃખ જોઇ ખુસરૂ ઘણો દુઃખી થયો, અને તાજો તખ્ત તેને પાછાં હવાલે કરવા તૈયાર થયો. પોતે અપંગ થએલો હોવાથી હોરમઝે તે લેવા ના પાડી; પણ ખુસરૂ આગળ તેણે ત્રણ માંગણીઓ કીધી, જેમાં પહેલી એ હતી, કે ખુસરૂએ દરરોજ બામદાદને વખતે હોરમઝને મળી જવું; બીજી માંગણી એ હતી, કે એક તવારીખથી માહીતગાર માણસને તેની આગળ

મોકલી આપવો, કે જેથી તે તેની આગળ ઇરાનના આગલા પાદશાહોની તવારીખ વાંચે; અને ત્રીજી માંગણી એ હતી, કે બંદુ અને ગસ્તહમને કતલ કરવા. ખુસરૂ પોતાના બાપની પહેલી બે માંગણીઓ ઉપર અમલ કરવા તૈયાર થયો, પણ જ્યાં-સુધી બહેરાંમચોબીનનો બળવો શાંત પડે નહિ, ત્યાં સુધી બંદુ અને ગસ્તહમને સજા કરવા મોકુફ રાખવા જણાવ્યું.

## બહેરાંમચોબીનની ખુસરૂ સાથ લડાઇ.

## ખુસરૂની હાર અને નાસભાગ.

ખુસરૂએ ઇરાનનું તખ્ત લીધા પછી બહેરાંમચોબીને તેની સામે બળવો જગાડયો, અને તેણે લશ્કર સાથ મદાયન તરફ કૂચ કીધી. ખુસરૂ બહેરાંમનું બળ જાણતો હતો, તેથી તેને સમજાવી લેવાની ઘણીએક તજવીજો તેણે કીધી, પણ બહેરાંમ નહિ સમજવાથી આખરે ખુસરૂને તેની સાથે લડાઇ કરવી પડી. મદાયનથી ૧૫૦) માઇલ દૂર **હોલવાન** નામની એક જગા આગળ લડાઇ થઇ, જેમાં ખુસરૂ હાર્યો, અને તેનું લશ્કર બેહરાંમચોબીનને જઇ મળ્યું. આથી ખુસરૂ મદાયન તરફ નાસી આવ્યો. તેના બાપ હોરમઝે તેને કોન્સ્ટેન્ટીનોપલ ખાતે જઇ બહેરાંમ-ચોબીન સામે રૂમીઓની મદદ મેળવવા સલાહ આપી. આથી ખુસરૂ થોડાક સોબતીઓ સાથ કોન્સ્ટેન્ટીનોપલ તરફ રૂમી દરબારમાં નાસી ગયો. જ્યારે બહેરાંમ-ચોબીનને ખુસરૂના નાસી જવાની ખબર પડી, ત્યારે તેણે બહેરાંમસ્યાવક્ષ નામના એક ઇરાનીને લશ્કર આપી ખુસરૂને પકડવા મોકલ્યો. એક વખતે બહેરાંમસ્યાવક્ષ ખુસરૂની ઘણી નજદીક આવી પહોંચ્યો, અને જો ખુસરૂના મામા બંદુએ એક યુક્તિ કરી ખુસરૂને નસાડી મૂકી બહેરાંમસ્યાવક્ષને રોકી રાખ્યો ન હોત, તો ખુસરૂ બહેરાંમસ્યાવક્ષના હાથમાં કેદ પકડાત. ખુસરૂ સહી-સલામત રૂમી દરબારમાં બંદુની યુક્તિથી નાસી જઇ શકયો.

## બહેરાંમચોબીન

## ( ઇ. સ. ૫૯૦–૫૯૧ ).

## બહેરાંમચોબીનનું મદાયનમાં દાખલ થઇ તખ્તેનશીન થવું.

ખુસરૂ એક તરફથી મદાયન છોડી નાઠો, કે બીજી તરફથી ફત્તેહમંદ બળવા-ખોર **બહેરાંમચોબીન** મદાયનમાં દાખલ થયો. તેણે દરબારીઓને ભેગા કરી, તેઓની સમક્ષ એક ભાષણ આપી, પાદશાહી તોખમમાંથી તખ્તને માટે લાયક ઉમેદવાર ચૂંટવાની અરજ કીધી. ઘણાક અમીર–ઉમરાવોએ બહેરાંમથી ડરીને તેને પાદશાહ થવાને માટે પોતાનું મત આપ્યું. થોડાક દરબારીઓ આથી નારાજ થઇ, મદાયન છોડી ખુસરૂને જઇ મળ્યા. હવે બહેરાંમચોબીન પાદશાહ થયો.

## ખુસરૂનું રૂમી મદદ સાથ બહેરાંમચોબીન સામે લડવા આવવું.

બીજી તરફ ખુસરૂ રૂમી મદદ મેળવવા હાયરાપોલીસ જઇ પહોંચ્યો. તેણે હાયરાપોલીસથી કોન્સ્ટેન્ટીનોપલ ખાતે ઇરાની એલચીઓ મોકલી રૂમી શહેનશાહ **મોરીસ**ની મદદ ચાહી. મોરીસે તેની મદદ માટે એક લાખ માણસનું મોટું લશ્કર નરસી નામના એક ઇરાની સરદારની સરદારી હેઠળ મોકલી આપ્યું. વળી તેણે પોતાની બેટી **મરાયા**ને ખુસરૂને શાદીમાં આપી ત્રણ કરોડ જેટલી મોટી રકમ ખરચ માટે મોકલાવી. આ સઘળી મદદ સાથ ખુસરૂએ મદાયન તરફ કૂચ શરૂ કીધી.

જયારે બહેરાંમચોબીને ખુસરૂની એક મોટાં લશ્કર સાથ મદાયન તરફની કૂચની વાત સાંભળી, ત્યારે તે ગભરાયો. તેનાં તખ્તે આવવા પછી ટૂંક મુદતમાંજ તેની તરફેણદારી કરનારા દરબારીઓ પણ તેનાથી નારાજ બન્યા. જુદા જુદા પ્રાંતના હાકેમોએ પણ બહેરાંમચોબીનને શહેનશાહ દાખલ કબુલ કરવા આનાકાની કીધી. જયારે ખુસરૂ મદાયન તરફ ધસી આવતો હતો, ત્યારે કેટલાંક ઇરાની પ્રાંતોનાં લશ્કરો પણ તેને જઇ મળ્યાં. આથી ખુસરૂનું બળ વધી પડયું.

## બહેરાંમચોબીન અને ખુસરૂનાં લશ્કર વચ્ચે ત્રણ મોટી લડાઇ.

**મોસલ** નામનાં શહેર આગળ ખુસરૂનાં લશ્કર અને બહેરાંમચોબીનનાં લશ્કર વચ્ચે પહેલી લડાઇ થઇ. આ લડાઇમાં બહેરાંમચોબીનનાં લશ્કરનો સરદાર કેદ પકડાયો, અને તેનાં લશ્કરની હાર થઇ. ખુસરૂએ એક લશ્કર છુટું પાડી મેહબુદ નામના સરદારની સરદારી હેઠળ મદાયન અને સીલ્યુશીયાનાં શહેરો જીતવા મોકલ્યું. બહેરાંમચોબીન આ વખતે મદાયન છોડી ઝાબે અસફાલ નામની નદી આગળ છાવણી નાંખી પડયો હતો. ખુસરૂના સરદાર મેહબુદનાં લશ્કરે કાંઇ પણ મુશ્કેલી વગર પાયતખ્ત શહેર જીતી લીધું, અને તમામ પાદશાહી ખજાનો હાથ કર્યો. શહેરનાં લોકોએ ખુશીથી ખુસરૂને પોતાના શહેનશાહ દાખલ કબુલ રાખ્યો.

જયારે મદાયન જીતવાની ખબર ખુસરૂને પડી, ત્યારે તે ખુશાલીમાં આવી ગયો. તેણે બહેરાંમચોબીનનાં લશ્કર સાંમે લડાઇ કરવાનો નિશ્ચય કર્યો. **આડી-યાબીની**નાં મેદાનમાં **જાગ્રોસ** પહાડની તળેટી હેઠળ ખુસરૂ અને બહેરાંમચોબીનનાં લશ્કર વચ્ચે બીજી મોટી લડાઇ શરૂ થઇ. ખુસરૂનાં લશ્કરમાં ઇરાનીઓ, રૂમીઓ અને અરમાનીઓ હતા. આ લડાઇમાં બહેરાંમ હાર્યો, અને તેનું કેટલુંક લશ્કર ખુસરૂને જઇ મળ્યું.

આડીયાબીનીનાં મેદાનમાંથી હટી જઇને બહેરાંમે ચએચસ્ત સરોવરની નજદીકમાં આવેલાં **કન્ઝાકા** અથવા **શીઝ** શહેર ખાતે પોતાનાં લશ્કરની છાવણી

કીધી. ખુસરૂ તેની પૂઠે પડયો, અને આ જગાએ થએલી લડાઇમાં પણ તેણે તેને હરાવ્યો. બહેરામચોબીનનાં લશ્કરનો અસ્બાબ તથા બાયડીછોકરાં ખુસરૂના હાથમાં આવ્યાં. બહેરાંમ તુરાન ભણી ૪,૦૦૦) માણસો સાથ નાસી ગયો. આ પછી ખુસરૂ મદાયનમાં આવ્યો, અને પોતાનું બાપીકું તખ્ત હાથ કીધું.

### બહેરાંમચોબીનનો અંત.

હવે બીજી તરફ લડાઇનાં મેદાનમાંથી નાઠેલા બહેરાંમચોબીનને તુરાનનાં ખાન **પરમુદેહે** પોતાના મુલકમાં આસરો આપ્યો. બહેરાંમચોબીને પાદશાહ હોરમઝના વખતમાં પરમુદેહ સાથ જે અઘટીત વર્તણુ ચલાવ્યું હતું તેનો કીનો ન રાખતાં પરમુદેહે તેને પોતાની બેટી સાથ પરણાવ્યો, અને એક તુરાની લશ્કર તેની મદદે આપી ખુસરૂ સામે લડવા ઉશ્કેર્યો. બહેરાંમચોબીન જયારે તુરાની લશ્કરની મદદ સાથ કૂચ કરતો મર્વ ખાતે છાવણી નાંખી પડયો હતો, ત્યારે ખુસરૂપર્વીઝના એક સરદાર ખુરૂરાદબુર્જીને એક ખુની પાસે તેનો જાન લેવાડયો. બળવાખોર બહેરાંમચોબીનનો આ રીતે અંત આવ્યો, અને ખુસરૂ ઇરાનનાં તખ્ત ઉપર સહીસલામત થયો.

---

## પ્રકરણ ચૌદમું.

### અપૂર્વ જાહોજલાલી ભોગવનાર પારસી શહેનશાહ ખુસરૂપર્વીઝ

(ઇ. સ. ૫૯૧–૬૨૮).

### ખુસરૂનું ગાદી ઉપર ઠરીઠામ થવું અને બંદુ અને ગસ્તહમને મારી નાંખવું.

ઇરાનનાં તખ્ત ઉપર ઠરીઠામ થયા પછી ખુસરૂએ પોતાને મદદ કરનારાઓને જુદા જુદા પ્રાંતોની હાકેમી બક્ષી. ત્યાર પછી તેણે પોતાના બાપને હેરાન કરનારાઓને સજા કરવાનો નિશ્ચય કર્યો. પોતાના મામા **બંદુની** તેના તરફની મોટી સેવાઓ છતાં પોતાના બાપ હોરમઝ સાથે ચલાવેલી ખરાબ વર્તણુંક માટે **ખુસરૂએ** તેને મારી નાંખ્યો. આ પછી **ગસ્તહમ** જેને તેણે ખોરાસાનનો **હાકેમ** બનાવ્યો હતો તેને પોતા આગળ બોલાવી મંગાવ્યો. ગસ્તહમે **પાદશાહની** મતલબ પામી જઇ તેની સાંમે બળવો જગાડયો. ખુસરૂએ તેની સાંમે મોકલેલાં લશ્કરને ગસ્તહમે એક લડાઇમાં હરાવ્યું. આ વખતે બેહરાંમચોબીનની બેન **કરદીહા**

પોતાનાં લશ્કર સાથે ગસ્તહમને મળી ગઇ, અને ગસ્તહમે તેણીની સાથ નેકા કીધા. કરદીહા મગરૂર અને કરદા-સ્વભાવની ઓરત હતી. તેણીના ભાઇ બહેરાંમચોબીનનાં ખૂન પછી તુરાનના ખાન પરમુદેહે તેણીની સાથ શાદી કરવાની માંગણી મોકલી હતી, જે તેણીએ તુચ્છકારી કાઢી હતી. વળી જ્યારે પરમુદેહે પોતાના ભાઇ તબરરકને તેણીને પકડવા એક લશ્કરની નાની ટુકડી સાથ મોકલ્યો, ત્યારે તે બહાદુર ઇરાની ઓરત તે તુરાનીની સાંમે થઇ હતી, અને લડાઇમાં તેનો જાન લીધો હતો. કરદીહા ગસ્તહમને મળી ગઇ છે એ વાતની ખબર જ્યારે ખુસરૂને પડી, ત્યારે તે ગસ્તહમનાં વધ્યાં જતાં બળથી ફિકરમંદ થયો. આ વખતે ઇરાનની દરબારમાં બહેરાંમચોબીનનો એક ભાઇ કરદુએ નામનો હતો, જેણે ખુસરૂના કહેવાથી પોતાની બેન કરદીહા ઉપર એવું લખ્યું, કે જો તેણી ગસ્તહમનું ખૂન કરી મદાયન આવે, તો ખુસરૂ તેણીની સાથ પરણવા તૈયાર હતો. બેવફા કરદીહાએ રાતને વખતે પાંચ ખુનીઓ પાસે પોતાના ધણી ગસ્તહમનું ખૂન કરાવ્યું, અને પોતે મદાયન તરફ પાદશાહને જઇ મળી.



સાસાની શાહબાનુ.

## ખુસરૂપર્વીઝની ઝળકતી ફત્તેહો.

## પૂર્વના મુલકની પ્રજાઓ સાંમે ખુસરૂપર્વીઝની ફત્તેહમંદ લડાઇઓ.

ઇ. સ. ૫૯૧ થી ૬૨૦ સુધીમાં ખુસરૂપર્વીઝે જે મહાભારત ફત્તેહો મેળવી હતી તે સાસાની તવારીખમાં અપૂર્વ હતી. પાદશાહનો બુલંદ સેતારો એવો તો રોશન થયો હતો, કે આ મુદત દરમિયાન તેના સઘળા દુશ્મનો ઉંધા પડયા. તેણે શરૂઆતમાં અરમાની લોકોમાંથી એક લશ્કર ઉભું કરી માજનદરાન અને તબ્રીસ્તાનના મુલકો જીતી લીધા, અને હએતાલી, તૂર્કી અને કુશાની પ્રજાઓને જેર કીધી. તેની ફત્તેહોથી ઇરાની હકુમત દેમાવંદ પહાડથી તે હિંદુકુશ પર્વત સુધી મજબુત થઇ, અને તમામ મુલકોએ તેની સર્વોપરિ સત્તા સ્વિકારી તેના તાબેદાર બન્યા.

## પશ્ચિમના મુલકમાં રૂમીઓ સાથે ખુસરૂપર્વીઝની લડાઈઓ અને તેમાં મેળવેલી મોટી ફત્તેહો.

**કારણ :**—ખુસરૂપર્વીઝ રોમન શહેનશાહ મોરીસની મદદથી પોતાનું તખ્ત મેળવી શકયો હતો, તેથી જ્યાંસુધી મોરીસ રૂમી તખ્ત ઉપર હતો, ત્યાંસુધી રોમનો અને ઇરાનીઓ વચ્ચે સુલેહ રહી. પણ ત્યાર પછી કોન્સ્ટેન્ટીનોપલ ખાતે મોરીસની સત્તા સાંમે બળવો જાગ્યો, અને બળવાખોરોએ મોરીસ અને તેનાં ફરઝંદોને ઘાતકીપણે મારી નાંખ્યાં. પોતાના સસરા અને એક વખતના મોટા મદદગાર મોરીસનું ખૂન કરવામાં આવ્યું, તેથી ખુસરૂપર્વીઝ ગુસ્સે થયો, અને તેણે રૂમીઓ સાંમે લડાઇ કરી બળવાખોરોને સજા કરવાનો નિશ્ચય કર્યો.

**બનાવો :**—ઇ. સ. ૬૦૩ માં ખુસરૂએ રોમનો સાંમે લડાઇ જાહેર કીધી. તેણે **દારા**નો પ્રખ્યાત રૂમી કિલ્લો ૯) માસના ઘેરા પછી જીતી લીધો (ઇ. સ. ૬૦૫). આ પછી તેણે **અમીડા, એડેસ્સા** વગેરે રૂમી કિલ્લાઓ જીતી લઇ તારાજ કીધા. હવે ખુસરૂપર્વીઝ સિરિયામાં દાખલ થયો, અને **હાયરાપોલીસ, એલેપ્પો, કોલ્ચીસ** અને **એન્ટીઓક** શહેરો જીતી લીધાં. આ પછી ખુસરૂ-પર્વીઝનાં લશ્કરે આમીન્યામાં દાખલ થઇ રાજધાની શહેર **થીયોડોશીયોપોલીસ** જીતી લીધું. ઇરાની લશ્કરે પોતાની ફત્તેહો કેપેડોશીયા, ફ્રીજ્યા અને ગેલેશીયાના પ્રાંતોમાં લંબાવી. ઇ. સ. ૬૧૧ સુધીમાં ખુસરૂપર્વીઝનું લશ્કર ફત્તેહો મેળવતું **ચાલ્સીડન** સુધી જઇ પહોંચ્યું. આ શહેર બોસ્ફરસની ખાડીના એશિયા–માઇ-નરના કિનારાપર હતું. આથી કોન્સ્ટેન્ટીનોપલ ખાતેના રોમનોમાં મોટો ગભરાટ પેઠો.

**શહરબરાજનાં પરાક્રમો :**—એક બાજુ ખુસરૂપર્વીઝનું લશ્કર રોમનો સામે ધુંબારો ચલાવતું હતું, ત્યારે બીજી બાજુથી તેના નામીચા સરદારો ઇરાની લશ્કર સાથ ચોતરફ પોતાની ફત્તેહો લંબાવ્યા જતા હતા. એ ઇરાની સરદારોમાં **શહરબરાજ** બળવાન અને પરાક્રમી પુરૂષ હતો. તેણે ઇ. સ. ૬૧૪ માં **દમાસ્કસ**નું શહેર જીતી લીધું. ઇ. સ. ૬૧૫ માં શહરબરાજ પેલેસ્ટાઇનમાં દાખલ થયો. તેણે યાહુદીઓને પોતાની પક્ષમાં લઇને ખ્રિસ્તીઓને મોટી હાર આપી, અને **જેરૂસલેમ**નું પુરાણું શહેર ૧૮) દિવસના ઘેરા પછી જીતી લીધું. શહરબરાજનું ઇરાની લશ્કર યાહુદીઓ સાથ શહેરમાં દાખલ થયું. યાહુદીઓ અને ખ્રિસ્તીઓને અરસપરસ વેર હતું, અને તેથી આ ફત્તેહનો લાભ લઇ યાહુદીઓએ ખ્રિસ્તીઓમાં મોટી કતલ ચલાવી. શહરબરાજે ૩૫,૦૦૦ ખ્રિસ્તીઓને કેદ પકડયા, અને તેઓને બંધવા દાખલ ઇરાન મોકલી આપ્યા. વળી તેણે જેરૂસલેમમાંથી જે ક્રોસ ઉપર ક્રાઇસ્ટ પેગામ્બરને મારી નાંખવામાં આવ્યા હતા તે હાથ કરી તે પણ

ખુસરૂપવીઁઝ ઉપર મોકલી આપ્યો, જે ખુસરૂની રાણી મરાયાએ પોતા પાસે માન સાથે રાખ્યો. ઇ. સ. ૬૧૬ માં શહરબરાજનાં ઇરાની લશ્કરે આફ્રિકા ઉપર ચઢાઇ કીધી. તેણે **ઇજીપ્ટ** અને **ઇથીયોપીયા**ના મુલકો જીતી લીધા.

**શાહાનનાં પરાક્રમો:**—જ્યારે એક બાજુ શૂરો શહરબરાજ પોતાની મોટી ફત્તેહોથી ઇરાનની કીર્તિ વધાર્યો જતો હતો, ત્યારે બીજી બાજુ **શાહાન** નામે એક બીજો ઇરાની સરદાર ચાલ્સીડનનાં રૂમી શહેરને ઘેરો નાંખી રૂમી પાયતખ્ત કોન્સ્ટેન્ટીનોપલને ધાસ્તીમાં નાંખતો હતો. ચાલ્સીડન અને કોન્સ્ટેન્ટીનોપલ વચ્ચે માત્ર અર્ધા માઇલનો તફાવત હતો, અને તેથી જો ચાલ્સીડન પડે, તો રૂમી પાયતખ્ત પણ ભયમાં આવી પડે એમ હતું. આથી રૂમી શહેનશાહ **હીરેકલીયસે** બોસ્ફરસની ખાડી પસાર કરી, શાહાન નજદીક આવી સુલેહ માટે અરજ ગુજારી. અમીરી દીલના શાહાને બાઇઝતથી હીરેકલીયસ સાથે મુલાકાત લીધી, અને મદાયન ખાતે ખુસરૂપવીઁઝ ઉપર રૂમી એલચી મોકલી આપી સુલેહ માટે ખુસરૂને અરજ કરવા સલાહ આપી. હીરેકલીયસે રૂમી એલચીઓ પાસે નમનતાઇભર્યું નામું મોકલી ખુસરૂપવીઁઝ પાસે સુલેહ માટે માંગણી કીધી, પણ તેણે તે સ્વિકારી નહિ. ઇરાની લશ્કરોની ફત્તેહોથી તે લગાર ગર્વિષ્ટ બન્યો હતો, અને તેથી તેણે રૂમી એલચીઓને કેદ કરી, જ્યાંસુધી હીરેકલીયસ ઇસાઇ ધર્મ છોડી જરથોસ્તી ધર્મ એખત્યાર કરે નહિ, ત્યાંસુધી શાહાનને લડાઇ આગળ ચલાવવાનો હુકમ કીધો. વળી તેણે એવો દાવો કીધો, કે રૂમી તખ્ત ઉપર તેનો હક હતો, અને તેથી તે હીરેકલીયસે છોડી દઇ તેને સ્વાધિન કરવું. હીરેકલીયસે કરવા માંગેલી સુલેહ નહિ કરવામાં ખુસરૂપવીઁઝે મોટી ભૂલ કરી હતી. હવે તેની પડતીનો વખત નજદીક આવ્યો હતો, અને તેથી તેને વિનાશકાળે વિપરીત બુદ્ધિ સૂઝતી હતી. તેણે ઇરાની સરદાર શાહાન ઉપર ચાલ્સીડન ઉપરનો ઘેરો ચાલુ રાખી તે કબજે કરવા ફરમાન મોકલ્યું. તે ફરમાન મુજબ ચાલીને શાહાને ઇ. સ. ૬૧૭ માં **ચાલ્સીડન** જીતી લીધું. ત્યાર પછી **એન્ઓરા**નો મજબુત કિલ્લો અને **રહોડસ**નો ટાપુ ઇરાનીઓના હાથમાં આવ્યાં. અત્યાર સુધી ખુસરૂપવીઁઝે મેળવેલી મોટી ફત્તેહોથી સાસાની શહેનશાહતની હદ પૂર્વે સિંધુ નદીથી પશ્ચિમે ઇજીઅન સમુદ્ર સુધી, તથા દક્ષિણે આફ્રિકામાં મીસર અને ઇથીયોપીયા સુધી પહોંચી હતી. કોઇપણ સાસાની શહેનશાહના વખતમાં ઇરાની હુકુમતની ધજા એટલે દૂર સુધી ફડકી હતી નહિ.

ચાલ્સીડનનાં પડવાથી કોન્સ્ટેન્ટીનોપલમાં મોટો ગભરાટ થઇ રહ્યો. રૂમીઓની આ વખતે હાલત બહુ બતંગ હતી. એક બાજુથી ઇરાનીઓની વધતી જતી ફત્તેહોથી અને બીજી બાજુથી યુરોપનાં જંગલી ટોળાઓનો ધસારો રૂમીઓને અક-

બાવી નાંખવા માટે પુરતો હતો. બચાવનો કોઇ પણ માર્ગ નહિ રહેવાથી શહેનશાહ હીરેકલીયસે વહાણમાં માલ ખજાનો ભરી કાર્થેજમાં નાસી જવાનો કસદ કીધો. લાચાર બનેલી રૂમી રૈયત શહેનશાહના આ ઠરાવની સાંમે થઇ, અને કોન્સ્ટેન્ટીનોપલના વડા ધર્મગુરૂએ હીરેકલીયસને સમજાવી, દેવળમાં લઇ જઇ, દુશ્મનો સાંમે છેવટ સુધી લડવાને સોગંદ આપ્યા. હીરેકલીયસ લડાઇની તૈયારી કરે તે પહેલાં તેણે ઇરાન સાથ વચગાળેની સુલેહ કીધી, અને કિમતી હદીયો તાબેદારીની એક નિશાન તરીકે ખુસરૂપર્વીઝ ઉપર મોકલી આપ્યો. જીતાએલો તમામ મુલક ખુસરૂપર્વીઝના હાથમાં રહ્યો, અને ત્યાં લગભગ ૧૦) વરસો સુધી ઇરાની હકુમત ચાલુ રહી. વગી હીરેકલીયસે ખજાનો લાદીને જે વહાણો કાર્થેજ તરફ રવાનાં કીધાં હતાં તે પણ ઇરાનીઓના હાથમાં સપડાયાં, અને તેમાંનો સઘળો ખજાનો પાદશાહ ખુસરૂ ઉપર રવાના કરવામાં આવ્યો.

## સાસાની શહેનશાહતની પડતીની શરૂઆત ખુસરૂપર્વીઝના નબળા દિવસો અને રૂમીઓની ફત્તેહો.

(ઇ. સ. ૬૨૨–૬૨૮).

રૂમીઓ સાથની લડાઇઓમાં ખુસરૂપર્વીઝનાં બુલંદ બખ્તે તેને બહુ મદદ આપી હતી, અને દરેક જગાએ તેનાં લશ્કરો ફત્તેહમંદ થતાં હતાં. ઇ. સ. ૬૨૨ પછી ખુસરૂપર્વીઝનો બરગસ્તે દહાડો બેઠો, અને હવે દરેક જગાએ ઇરાની લશ્કરો હાર ખાવા લાગ્યાં. રૂમીઓનો સેતારો બુલંદ થયો, અને હવે તેઓએ છેવટ પર આવી પોતાનાં દુશ્મનો સાંમે લડવાનો નિશ્ચય કર્યો.

(૧) શહેનશાહ હીરેકલીયસે તાજોતખ્ત છોડી લશ્કરી પોશાક સજ્યો. વહાણોનો એક કાફલો તૈયાર કરી, કોન્સ્ટેન્ટીનોપલ છોડી, સિરિયા તરફ આવી તે ઉતર્યો. હજુ પણ તેને પોતાનાં બળ માટે વસવસો હતો, તેથી તેણે કોન્સ્ટેન્ટીનોપલ છોડતી વખતે પોતાની રૈયતને સલાહ આપી, કે જો ઇરાની લશ્કર કોન્સ્ટેન્ટીનોપલ ઉપર હલ્લો લાવે, તો તેઓએ શરણ થઇ પોતાના જાનની સલામતી શોધવી. પણ આપણે હવે જોઇશું તેમ આસ્માનના રંગઢંગ બદલાયા હતા, અને ઇરાનીઓને માટે શોક અને ગમગીનીના દિવસો નજદીક આવતા હતા. હીરેકલીયસની હીલચાલ તપાસીને ઇરાની સરદાર શહરબરાજે **આર્મીન્યાની** સરહદ ઉપર એક લડાઇમાં તેને રોકયો, પણ આ લડાઇમાં ઇરાની લશ્કરની હાર થઇ.

(૨) ઇ. સ. ૬૨૩ માં હીરેકલીયસ કાળા સમુદ્રને માર્ગે ટ્રેબીજોંડ ગયો, અને તે તરફનાં લોકોની મદદ મેળવી એક મોટાં લશ્કર સાથ આર્મીન્યામાં દાખલ થયો. આ વખતે ખુસરૂપર્વીઝ મેસોપોટેમ્યામાં દસ્તગર્દ ખાતે હતો. તે એક

લશ્કર સાથ **આઝરબઇજાન**માં દાખલ થયો. અત્રેથી તેણે પોતાના સરદારો શહર-બરાજ અને શાહાનને પોતાનાં લશ્કર સાથ રૂમીઓની સાંમે થવા ફરમાન મોકલ્યું. પણ શાહાન અને શહરબરાજનાં લશ્કર ભેગાં થઇ હીરેકલીયસની સાંમે થાય તે અગાઉ રૂમી લશ્કર આઝરબઇજાનમા દાખલ થયું. ખુસરૂને પોતાનાં લશ્કર સાથ પાછળ હઠવાની ફરજ પડી, અને તેણે છેવટે પાછા મેસોપોટેમ્યામાં આવી દસ્તગર્દ ખાતે આસરો લીધો. હીરેકલીયસનાં લશ્કરે ઇરાની પ્રાંતો અને શહેરોમાં મોટી પાયમાલી કીધી, આતશ-કદેહો ભાંગી નાંખ્યાં, શહેરોને લૂટી સળગાવી મૂકયાં, અને મોટી સંખ્યામાં લોકોને કેદ પકડયા. આ પછી શિયાળો નજદીક આવેલો હોવાથી હીરેકલીયસે પોતાનું લશ્કર આલ્બેનીયામાં ખેંચી લીધું.

(૩) ખુસરૂપવીઝે પોતાના સરદાર **શેહેરઅફગન**ને એક લશ્કર આપી હીરેકલીયસને **આલ્બેનીયા**માં રોકી રાખવાને ફરમાવ્યું. શેહેરઅફગનની બેદરકારીથી હીરેકલીયસ ઇરાની લશ્કરની નજર ચૂકાવી ઇરાની મુલકોમાં ઉતરી પડયો. શહર-બરાજ, શાહાન અને શેહેરઅફગનનાં ભેગાં ઇરાની લશ્કરોએ હીરેકલીયસનાં લશ્કરને ઘેરી લીધું. રૂમીઓએ વેરવિખેર હાલતમાં નાસી જવાનો દેખાવ કીધો. શહરબરાજ અને શેહેરઅફગનનાં લશ્કરોએ શાહાનનાં લશ્કરથી છૂટાં પડી રૂમીઓની પૂઠ પકડી. રૂમીઓએ પાછા ફરી બન્ને સરદારોનાં ઇરાની લશ્કરો ઉપર હુમલો કરી તેઓને હરાવ્યાં, અને પછી શાહાનનાં છૂટાં લશ્કર ઉપર હુમલો કરી તેને પણ હાર આપી.

(૪) ઇ. સ. ૬૨૫ માં હીરેકલીયસે **અમીદા** અને **માર્ટીરોપોલીસ**નાં રૂમી કિલ્લાઓ ઇરાનીઓ પાસેથી પાછા જીતી લીધા.

(૫) આ પછી હીરેકલીયસે શહરબરાજનાં ઇરાની લશ્કરને **સારસ** નદી આગળ મોટી હાર આપી.

(૬) ઇ. સ. ૬૨૬ માં ખુસરૂપવીઝે એક મોટું લશ્કર ભેગું કરી સખત હાથે કામ લેવાનો ઠરાવ કીધો. ઇ. સ. ૬૨૨ થી અત્યાર સુધીની લડાઇઓમાં દરેક વખતે જો કે રૂમીઓ ફત્તેહમંદ થયા હતા, તે છતાં તેઓ ઇરાની પ્રાંતો પાયમાલ કરવા સિવાય કશું વધુ કરી શકયા હતા નહિ. ખુસરૂએ જીતેલા રૂમી મુલકોમાંથી એક પણ તેઓ પાછા જીતી શકયા નહિ; એટલું છતાં ઇરાની લશ્કરોની ઉપરા-સાપરી હારોથી ખુસરૂને બહુ ખોટું લાગ્યું હતું. તેણે એક મોટી કોશેશ કરી પોતાને લાગેલી નામોશી દૂર કરવા ઇ. સ. ૬૨૬ માં શહરબરાજને એક લશ્કર આપી **કોન્સ્ટેન્ટીનોપલ** ઉપર હુમલો કરવા મોકલ્યો. વળી તેણે બીજું લશ્કર શાહાનને આપીને એશિયા-માઇનરમાં રૂમીઓ સામે લડાઈ કરી તેઓને ઇરાની મુલકમાંથી નસાડવાની તજવીજ કીધી. શાહાનનાં ઇરાની લશ્કર અને રૂમી લશ્કર

વચ્ચે લડાઇ થઇ, જેમાં ન ધારેલાં કરાંનાં તોફાનનાં સબબે ઇરાની લશ્કરમાં ભારે ખુવારી થઇ, અને રૂમીઓ તેઓ ઉપર ફાવ્યા. આ હારથી બુઝોર્ગ સરદાર શાહાનને ઘણું દુઃખ થયું, અને તે ટુંક મુદતમાં મરણ પામ્યો. બીજી બાજુ શહરબરાજનાં ઇરાની લશ્કરે કોન્સ્ટેન્ટીનોપલ પર હુમલો કરવાની તજવીજ કીધી. એવું ઠેડવવામાં આવ્યું હતું, કે યુરોપની આવાર નામની જંગલી જાતે શહરબરાજનાં ઇરાની લશ્કર સાથ મળી જઇ કોન્સ્ટેન્ટીનોપલના કિલ્લાપર હુમલો કરવો. ઇરાનીઓના યુરોપ્યન મિત્રો આવાર લોકોએ કોન્સ્ટેન્ટીનોપલના કિલ્લાની દિવાલો તોડવાની મજબુત કોશેશ કીધી, પણ તેમાં તેઓ ફત્તેહમંદ થયા નહિ. વળી ચાલ્સીડન ખાતે ભેગાં થએલાં શહરબરાજનાં ઇરાની લશ્કરથી વહાણોનાં મજબુત કાફલાની ગેરહાજરીને લીધે બોસ્ફરસની ખાડી પસાર કરી, આવાર લોકો સાથે મળી જઇ શકાયું નહિ. ઇરાનીઓ પોતાના યુરોપ્યન મિત્રોની નાની હોડીઓમાં ખાડી ઓળંગવાની તજવીજ કરતા હતા, ત્યારે રોમનોનાં મોટાં બારકસોએ તેઓના ઉપર હુમલો કરી તેઓનો નાશ કીધો. આવાર લોકો કિલ્લા ઉપર હુમલો કરતાં થાકા, અને ઇરાની લોકો બોસ્ફરસની ખાડી ઓળંગવાની કોશેશ કરતાં નિષ્ફળ થઇને કંટાળ્યા. એ રીતે કોન્સ્ટેન્ટીનોપલ જીતવાની સઘળી ઉમેદ ફોકટ ગઇ.

(૭) ઇ. સ. ૬૨૭ માં હીરેકલીયસે કોન્સ્ટેન્ટીનોપલ ઉપરના ઇરાની ઘેરાનું વેર લેવા **દસ્તગર્દ** ઉપર હુમલો કરવાનો નિશ્ચય કર્યો. દસ્તગર્દ મદાયનથી ૭૦ માઇલ દૂર હતું, જ્યાં ભપકાદાર મહેલો બાંધી ખુસરૂપર્વીઝે તેને પોતાનું પાયતખ્ત બનાવ્યું હતું. ખાજાર લોકોની મદદ સાથ હીરેકલીયસ તે શહેર તરફ ધસી આવ્યો. રાહાજાદ નામના ઇરાની સરદારે નીનીવેહ શહેરની નજદીકમાં આવેલાં મેદાનમાં હીરેકલીયસને રોક્યો. આ જગોએ એક ભયંકર યુદ્ધ થયું, જેમાં ઇરાનીઓ બહુ બળત્વારીથી લડયા, અને રાહાજાદ માર્યો ગયો. ખુસરૂપર્વીઝે ચાલ્સીડનથી શહરબરાજને બોલાવી રાહાજાદનાં લશ્કરની સરદારી તેને આપી. શહરબરાજ હીરેકલીયસનો માર્ગ રોકે તે અગાઉ તે દસ્તગર્દ તરફ ધસી આવ્યો. ખુસરૂપર્વીઝને હીરેકલીયસનાં નજદીક આવી પુગવાની ખબર પડવાથી તે દસ્તગર્દ છોડી મદાયન નાઠો. હીરેકલીયસ દસ્તગર્દમાં દાખલ થયો. તેણે મહેલોમાંનો ખજાનો લૂંટી લીધો, અને તેઓને આગ લગાડી. દસ્તગર્દના મહેલોમાંથી હીરેકલીયસ પુષ્કળ ખજાનો તથા ખુસરૂપર્વીઝનાં અતિ કિંમતી તખ્તો હાથ કરી ઇ. સ. ૬૨૮ માં કોન્સ્ટેન્ટીનોપલ પાછો ફર્યો.

## ખુસરૂપર્વીઝના છેવટનાં દુઃખી દિવસો.

રોમનો સાથ લડાઇઓમાં ચાલુ હારો થવાની નામોશીનું વેર લેવા ખુસરૂપર્વીઝે પોતાનાં લશ્કરો અને રૈયત ઉપર વેર લેવા માંડયું. વળી તેણે પોતાની

**ખ્રિસ્તી** રાણી **મરાયાના** બેટા **શીરોય** (કોબાદ) નો તખ્ત ઉપરનો દાવો રદ **કરીને શીરીનના** બેટા **મરદાનશાહ** (મરદાસ) ને તખ્ત આપવા માંગ્યું. આથી શીરોયે ખુસરૂપર્વીઝથી નારાજ થએલા ઇરાની સરદારો સાથ મળી જઇ બળવો જગાડયો. શીરોયે ખુસરૂને કેદ પકડયો, અને તેના બેટા મરદાનશાહ તથા શીરીનને પેટનાં બીજાં બાળકોને તેની નજર આગળ કતલ કરાવ્યાં. શીરોયે તથા નારાજ થએલા ઇરાની સરદારોએ એક વખતના મહાન સાસાની શહેનશાહને સખત તાનાઝની તથા અપમાન કરી તેના પર ફીટકાર નાંખ્યો. આ પછી તા. ૨૮ મી ફેબ્રુઆરી ૬૨૮ ને દિવસે શીરોયે પોતાના પેદર ખુસરૂપર્વીઝનું ખૂન કરાવ્યું. એક મહાન શહેનશાહનો આ અતિ કંગાળ અંત હતો. જુદ્દીન લગ્નનું આ એક બદબખ્ત પરિણામ હતું.

---

## પ્રકરણ પંદરમું.

### ખુસરૂપર્વીઝના ગુણો અને તેની જાહોજલાલી.

ખુસરૂપર્વીઝ સાસાની શહેનશાહતના કીર્તિવંત પાદશાહોમાંનો એક હતો. તે બહાદુર અને લડાયક હતો, અને પોતાની હકુમતનાં લગભગ સઘળાં વરસો તેણે લડાઇમાં ગાળ્યાં હતાં. તે એક મોજીલો અને શોખીન શહેનશાહ હતો. પોતાના મોજશોખને પુરી પાડવા તેણે જગેજગ દમામદાર મહેલો બાંધ્યા હતા. તેની મોજશોખને તૃપ્ત કરવા તેના મહેલોમાં ગવૈયા અને રામશગરોની એક મોટી ફોજ તેની સેવામાં હાજર રહેતી હતી. તરેહવાર નાદર ચીજોનો સંગ્રહ કરવામાં અને તરેહવાર જાનવરો પાળવામાં તે અતિ ઉલટ લેતો. તે એક આપઅખત્યાર પાદશાહ હતો, અને પોતાની મરજી મુજબજ કામ લેવા પોતાના સરદારોને ફરજ પાડતો. રૂમ ઉપરની મોટી ફત્તેહોથી તે ગર્વિષ્ટ અને તુંડ બન્યો. તેઓ સાથની લડાઇઓની હારથી તે વહેમી અને ઘાતકી બની, પોતાના સરદારોની વફાદારી પર શકથી જોઇ, તેઓને અપમાન કરવા લાગ્યો. આ સઘળું છતાં તેના રાજઅમલ દરમિયાન ઇરાને છેવટે જે મોટી જાહોજલાલી ભોગવી તે સાસાની તવારીખમાં અપૂર્વ હતી.

### ખુસરૂપર્વીઝની જાહોજલાલી.

ખુસરૂપર્વીઝની શરૂઆતની મહાન ફત્તેહોને લીધે ઇરાની સલ્તનતની આબાદીમાં મોટો વધારો થયો. જીતાએલા મુલકોમાંથી આવતી ખંડણીની રકમોથી શહેનશાહી તીજોરીઓ તર થઇ. આ પૈસા ખુસરૂએ રૈયતનાં સુખ તથા પોતાની દરબારનો દબદબો વધારવા માટે ઉપયોગમાં લીધા.

(ક) ખુસરૂએ **મશીત, દસ્તગર્દ** અને **કન્ઝક** ખાતે સુંદર અને ઉત્તમ કારીગીરીના મહેલો ઉભા કીધા. દસ્તગર્દના ભપકાદાર મહેલને માટે કહેવામાં આવે છે, કે તેને ૪૦,૦૦૦) ચાંદીના સ્થંભો અને ૩૦,૦૦૦) રેશમી પરદાઓથી શણગારવામાં આવ્યો હતો. કન્ઝકના મહેલને માટે કહેવામાં આવે છે, કે તેમાં સેતારાઓ અને ગ્રહોની ચાલ દેખાડવાને કોશેશ કરવામાં આવી હતી, અને તે મહેલ વિદ્યા અને કારીગરીનો એક નાદર નમુનો હતો.

(ખ) ખુસરૂએ પોતાના ખજાનાના ૮) ભાગો કીધા હતા, અને તેઓને ૮) જુદાં જુદાં નામથી ઓળખવામાં આવતા હતા.

(ગ) વળી તેણે એક **અજાયબ** જેવું તખ્તગાહ (દરબાર હોલ) ઉભું કીધું હતું. ઘણું કરીને આ તખ્તગાહ કન્ઝકનાં મહેલમાં બનાવવામાં આવ્યું હોય એમ માલમ પડે છે. આ તખ્તગાહ બનાવવામાં લગભગ ૩૫૦૦) કારીગરો રોકાયા હતા, અને તે ૧૦૦) ગજ ઉંચું, ૧૨૦) ગજ લાંબુ અને ૩૦) ગજ પહોળું હતું. આ તખ્તગાહ બનાવવામાં સોનું, રૂપું અને જર ઝવેરાતનો છૂટથી ઉપયોગ કરવામાં આવ્યો હતો. એમાં રૈયતનાં લોકોને માટે, અમીર-ઉમરાવોને માટે તથા લશ્કરી અમલદારોને માટે ત્રણ જુદી બેઠકો કરવામાં આવી હતી.

(ઘ) ખુસરૂનાં જાનવરખાનામાં સેંકડો હાથીઓ, ઉંટો, અને કિમતી ઘોડાઓ હતા. શબ્દેજ નામનો તેનો એક કાળો ઘોડો ઘણું પ્રખ્યાત અને કિમતી જાનવર હતું.

(ચ) તેનું નેગેહબાની કરનારૂં લશ્કર (Bodyguards) ગીબનના કહેવા પ્રમાણે ૬૦૦૦) માણસનું અને ફિર્દોસીના કહેવા પ્રમાણે ૧૨૦૦) ચુનંદા પહેલવાનોનું બનેલું હતું.

(છ) ખુસરૂ એક લાખ માણસનું લશ્કર ચાલુ નિભાવતો હતો, અને તેણે બાર બાર હજાર માણસોનાં ચાર લશ્કરોને નામીચા ઇરાની સરદારોની સરદારી હેઠળ ઇરાનની ચાર દિશામાં રાજ્ય અને પ્રજાનું રક્ષણ કરવાને માટે અને વ્યવસ્થા જાળવવાને માટે ગોઠવ્યાં હતાં.

(જ) ખુસરૂની દરબારમાં **સરકશ** અને **બારબદ** નામે ૨) નામીચા ગવૈયાઓ હતા, જેઓના હાથ હેઠળ સેંકડો રામસ્ગરો પાદશાહના કાનોને ગાયનથી ખૂશ કરવાને માટે રોકાએલી હતી.

(ઝ) ખુસરૂએ પોતાના પાદશાહીને લગતાં કામોને માટે ૯) મોહરો ઘટતા લેખો તથા આકૃતિઓ સાથ બનાવી હતી. ટપાલનાં કાગળો ઉપર મારવાની મોહર ઉપર 'ઝડપ' એવો મુદ્રાલેખ હતો.

(૮) ખુસરૂએ **તાકે-બોસ્તાનમાં** સાબરો તથા ડુક્કરોના શીકારબાજીના ઘણાંજ સુંદર અને આબેહુબ ચિતારો કોતરાવ્યા છે, જે પાદશાહના શિકારબાજીના શોખની ગવાહી પુરી પાડે છે.

## ખુસરૂપર્વીઝના વફાદાર ગવૈયા બારબદ વિષે હકીકત.

ખુસરૂની દરબારમાં શરૂઆતમાં ગવૈયા તરીકે **સરકશ** કામ કરતો હતો, તેજ વખતે **બારબદ** નામનો એક નામીચો ગાયનકાર તે શહેરમાં રહેતો હતો. સરકશ તેના તરફની અદેખાઇને લીધે તેને દરબારમાં ખુસરૂ આગળ હાજર થવા દેતો હતો નહિ. નવરોઝની રાત્રે પાદશાહ પોતાના મહેલના બાગમાં મીજલસ ભરી બેઠો હતો. તે વખતે બારબદ લીલો પોશાક પહેરી, લીલા રંગનું વાજીંત્ર લઇ એક ઝાડમાં છુપાઇ બેઠો. જ્યારે સાકીએ શરાબની જામ પાદશાહના હાથમાં આપી, ત્યારે બારબદે ઝાડમાં છુપાઇને 'દાદ આફ્રીદ' નામે એક ગાયન ગાયું. જે સાંભળી પાદશાહ ખૂશ થઇ ગયો. અને તે ગવયાને બાગમાંથી શોધી લાવવા ખેદમતગારોને જણાવ્યું. ખેદમતગારોએ બાગમાં ઘણીએક શોધ કરી, પણ ગવૈયાનો પત્તો મળ્યો નહિ. બીજી મરતબે જ્યારે સાકીએ શરાબની જામ પાદશાહના હાથમાં આપી, ત્યારે 'પેકારગર્દ' નામે બીજું ગાયન ગાયું. પાદશાહ આ ગાયન સાંભળી અજબ રહ્યો. અને પાછું ખેદમતગારોને ફરમાવ્યું. કે એ અદભૂત ગવૈયાને શોધી કાઢો, પણ ખેદમતગારો તેને શોધી શકયા નહિ. ત્રીજી મરતબે જ્યારે સાકીએ શરાબની જામ પાદશાહના હાથમાં આપી, ત્યારે બારબદે 'સબ્જ દર સબ્જ' નામે ત્રીજું ગાયન ગાયું. પાદશાહે જાહેર કીધું, કે જે કોઇ આ ગવૈયાને મારી આગળ લાવે, તેને હું કિમતી ભેટ સોગાદોથી નવાજીશ. આ ઉપરથી બારબદ પોતેજ ઝાડ ઉપરથી નીચે ઉતરી આવી પાદશાહ આગળ હાજર થયો, અને સરકશની અદેખાઇની વાત પાદશાહ આગળ કહી. પાદશાહે સરકશને ઠપકો આપી બારબદને પોતાની દરબારમાં રાખ્યો. કહે છે, કે જ્યારે ખુસરૂને તેના બેટા કોબાદે કેદખાને નાંખ્યા પછી તેનું ખૂન કરાવવાની તે તજવીજ કરતો હતો, ત્યારે આ વફાદાર ગવૈયાએ એક શોકાતુર ગાયન પાદશાહ આગળ છેવટનું ગાયું, અને ત્યાર પછી પોતાના વાજીંત્રને આતશમાં બાળી નાંખી પોતાના હાથનાં આંગળાં કાપી નાંખ્યાં.

# પ્રકરણ સોળમું.

## ખુસરૂપર્વીઝનાં મરણ પછી ઇરાનની અંધાધુંધીભરી હાલત અને માત્ર ૪) વરસ (ઇ. સ. ૬૨૮–૬૩૨) ની નાની મુદતમાં થઇ ગએલા ૧૦) નબળા રાજકર્તાઓ.

ખુસરૂપર્વીઝનાં મરણ પછીનો અને યઝદેગર્દ ગાદીએ આવ્યો ત્યાંસુધીનો ૪) વરસનો અમલ ઇરાનમાં ભારે ગડબડ, ઘોંટાળા, કાવાદાવા, ખુનરેજી, બેદીલી અને બેવફાઇનો હતો. એક પછી એક શહેનશાહો ગાદી પર આવતા, અને ખંજર યા ઝેરનો ભોગ થઇ માર્યા જતા.

### કોબાદ ૨ જો

(ઇ. સ. ૬૨૮–૬૨૯).

ખુસરૂનો બેટો **શીરોય** પોતાના પાદશાહી પેદરનું ખૂન કરાવી, **કોબાદ ૨) જો** નામ ધારણ કરી ઇરાનની ગાદી ઉપર બેઠો. શીરોય ખુસરૂની રોમન રાણી મરાયાનો બેટો થતો હતો, અને તે ખ્રિસ્તી ધર્મ તરફ ઢળેલો હતો. ખુસરૂનો વિચાર પોતાની બીજી રાણી શીરીનના બેટા મરદાનશાહને તખ્ત આપવાનો હતો; પણ ઇરાનીઓએ રોમનોના કાવાદાવાને વશ થઇ ખુસરૂને કેદ પકડયા પછી શીરોયને પાદશાહ બનાવ્યો.

### કોબાદ ૨) જાની રોમનો સાથે સુલેહ.

કોબાદે તખ્તે બેઠા પછી રૂમી શહેનશાહ હીરેકલીયસ સાથે સુલેહ કીધી, અને ખુસરૂપર્વીઝે જીતેલા મુલકો પાછા આપી દેવા કબુલ્યું. વળી તેણે જેરૂસલેમની જીત પછી ક્રાઇસ્ટ પેગામ્બરનો ક્રોસ જે ઇરાનીઓ મદાયન ખાતે લાવ્યા હતા તે હીરેકલીયસને પાછો સ્વાધીન કીધો. પાદશાહ ખુસરૂનું ખૂન થયું ત્યાં સુધી રોમનોએ ઘણીએક લડાઇઓમાં ઇરાનીઓને શેકસ્ત આપી હતી, છતાં રૂમીઓ એશિયામાંના રૂમી પ્રાંતોનો કબજો મેળવી શકયા હતા નહિ. ઇરાનીઓ સાથની લડાઇથી તેઓનાં હજારો માણસ માર્યાં ગયાં, અને તેઓની તીજોરી ખાલી થઇ ગઇ. કોબાદે રોમનો સાથે કીધેલી સુલેહથી હીરેકલીયસનો ગર્વ વધી પડયો, અને તે રોમન પાયતખ્ત કોન્સ્ટેન્ટીનોપલમાં ભારે ઠાઠમાઠ સાથ પાછો ફર્યો. આ વખતે ઇરાનની પશ્ચિમના પ્રાંતોમાં શહરબરાજ હાકેમી ભોગવતો હતો. કોબાદે રોમનો સાથે કીધેલી સુલેહ પ્રમાણે વર્તવા તેણે ના પાડી, અને પોતાને હસ્તકના રૂમી પ્રાંતોનો કબજો છોડયો નહિ. રોમનો પણ આ બહાદુર સરદારને છંછેડવાને નારાજ હતા.

## કોબાદનો અંત.

કોબાદે તખ્તે આવ્યા પછી રૈયતનાં દીલ પોતા તરફ જીતી લેવા કેટલાક પ્રયાસ કર્યા, પણ તે છતાં તેના ૧૫) ભાઇભાંડુઓની કતલ જરા પણ વચ્ચે પડયા વગર કરવા દેવાથી લોકોનું દીલ તેના ઉપરથી ઉઠી ગયું. આખરે ઇ. સ. ૬૨૯ માં લગભગ સવા વરસ રાજ્ય કરી કોબાદ મરણ પામ્યો. ફિર્દોસીના જણાવવા પ્રમાણે તેને ઝેર દઇ મારી નાંખવામાં આવ્યો હતો, પણ એક ખ્રિસ્તી તવારીખનવેશ (સેકંદરીયાનો ધર્માધ્યક્ષ યુટેચીયસ) મુજબ ઇરાનમાં ચાલેલી ભયંકર મરકીનો તે ભોગ થઇ પડયો હતો.



સાસાની શાહજાદી.

કોબાદ પછી તેના ૭) વરસના બેટા **અર્દશીર**ને ઇરાનની ગાદી આપવામાં આવી. **શાહરબરાજ** જે પશ્ચિમના પ્રાંતોનો હાકેમ હતો અને જે અત્યાર સુધી રોમનોનો કટ્ટો વેરી હતો, તેણે ઇરાનનાં તખ્તના લોભથી દોરવાઈ જઇને રોમનો સાથે સુલેહ કરી સિરિયા, પેલેસ્ટાઇન, અને ઇજીપ્ત તેઓને સોંપી દઇ ઇરાન ઉપર ચઢાઇ કીધી. શાહરબરાજે પોતાના બેટાની નામરજી છતાં ઇરાની તખ્ત હાથ કર્યું, પણ ટૂંક વખતમાં તેનું ખૂન કરવામાં આવ્યું. શાહરબરાજ પછી ઇરાનનાં તખ્ત ઉપર ખુસરૂપરવીઝની બેટી **પુરાનદોખ્ત** બેઠી. પુરાનદોખ્તનું ટુંક મુદતમાં મરણ થયા પછી **શેહેનેન્દેહ** નામે શાહજાદો, **આઝરમીદોખ્ત** નામે ખુસરૂપરવીઝની બેટી, તથા **ખોસરો, ફીરોઝ, ફર્રૌખઝાદ** અને **હોરમઝ** નામે શહેનશાહો થઇ ગયા.

ઇ. સ. ૬૩૨ માં સાસાની વંશનો છેલ્લો પાદશાહ યઝદેગર્દ શેહેરયાર ગાદીએ આવ્યો.

## સાસાની શહેનશાહતની પડતીનાં કારણો.

યઝદેગર્દ ગાદીએ આવ્યો, ત્યારે અર્દશીર બાબેગાંને સ્થાપેલી સાસાની શહેનશાહતની પડતીની શરૂઆત થઇ ચુકી હતી. જે શહેનશાહતે રોમનો જેવા

મહાન લડવૈયાઓને મોટી શિકસ્તો આપી સદીઓ સુધી મહાત કીધા હતા, તેજ શહેનશાહત હવે આરબો જેવી એક જંગલી પ્રજાને હાથે નાશ પામી. બુલંદ સાસાની શહેનશાહત જે કારણોને લીધે નાશ પામી હતી તે નીચે મુજબ છે:—

(૧) સાસાની શહેનશાહત દરમિયાન હસ્તીમાં આવેલા **માની** અને **મઝદક**ના પંથોએ ઇરાનના જરથોશ્તીઓની ધર્મ સંબંધી માન્યતાઓને કેટલેક અંશે ડામાડોળ બનાવી દીધી હતી. વળી ખ્રિસ્તી પાદરીઓએ પોતાનો મઝહબ ફેલાવવા વાપરેલી યુક્તિઓને લીધે પણ ઇરાની પ્રજાની એકસંપીને મોટો ધોકો પહોંચ્યો હતો. સાસાની તબક્કાના દીનપરવર શહેનશાહોએ તથા દીનઆગાહ દસ્તુરોએ એ પંથોની તથા ખ્રિસ્તીઓની નુકશાનકારક અસરથી ઇરાની પ્રજાને બચાવવા ભારે જહેમત ઉઠાવી, છતાં તેઓ એ પંથોની ખરાબ અસર નિર્મૂળ કરી શકયા નહિ. એ સઘળાનાં પરિણામે ઇરાનીઓ અનેક પંથો અને માન્યતાઓમાં વહેંચાઇ ગયા હતા, અને તેથી એકસંપીથી મજબુત થએલા આરબ તાયફાઓને સાસાની શહેનશાહત જીતવાનું કામ સહેલું થઇ પડયું.

(૨) ખુસરૂપર્વીઝના વખતથી અરબસ્તાનમાં **હજરત મહમદે** પોતાના નવા મઝહબનો ફેલાવો કરી જુદા જુદા આરબ તાયફાઓને પોતાના નવા મઝહબનાં બળથી એકત્ર કીધા. વળી તે ઉપરાંત હજરત મહમદનો ધર્મ અરબસ્તાનની નજદીકની બીજી સેમેટીક પ્રજાઓમાં પણ ફેલાતો ચાલ્યો. એક તરફથી જ્યારે ઇરાનમાં માની, મઝદક અને ખ્રિસ્તી ધર્મોની અસરથી એક વખતની એકત્ર ઇરાની પ્રજાના ધાર્મિક આચારવિચારોમાં ફાટફૂટ પડી હતી, ત્યારે બીજી તરફથી મહમદે સ્થાપેલા નવા ધર્મની બરકતથી તમામ સેમેટીક પ્રજાઓ એકત્ર થઇ, નવા ધર્મને ફેલાવવાના ઝનુનમાં આજુબાજુના મુલકોમાં ચઢાઇ કરવાની તૈયારી કરતી હતી.

(૩) મહમદે સ્થાપેલા ધર્મએ તમામ સેમેટીક પ્રજાઓને એકત્ર કીધી તેનું કારણ એ પણ હતું, કે રોમનો અને ઇરાનીઓ વચ્ચેની લડાઇઓમાં એશિયા–માઇનરના પ્રાંતોમાં વસ્તી પ્રજાઓને ભારે ખમવું પડયું. એશિયા–માઇનરનો તમામ મુલક રૂમીઓ અને ઇરાનીઓ વચ્ચેની લડાઇનું મુખ્ય મથક થઇ પડયો. એશિયા–માઇનરમાંના પ્રાંતો ઘડીમાં રૂમીઓને હાથ જતા, તો ઘડીમાં તે ઇરાનીઓના અમલ હેઠે આવતા. બન્ને પ્રજાઓના ચાલુ ઝગડાઓને લીધે એ તરફ વસ્તી પ્રજાઓ કંટાળી ગઇ હતી, અને તેથી જ્યારે મહમદે પોતાનો ધર્મ ફેલાવ્યો, ત્યારે તેઓ સઘળા ઇસ્લામના વાવટા હેઠળ ભેગા થયા, અને એક બાજુથી રૂમીઓને માર મારી પોતાના મુલકમાંથી હાંકી કાઢયા, અને બીજી બાજુથી ઇરાની શહેનશાહત જીતવાની તૈયારીઓ કરવા માંડી.

(૪) ઇરાનીઓના માહોમાંહેનાં કુસંપને લીધે **દીન્યારદસ્તુર** જેવો એક કાબેલ ઇરાની જે મુસલમાનોમાં સલ્માનફારસીને નામે પ્રખ્યાત થઇ ગયો છે તે મહમદ પેગામ્બરને જઇ મળ્યો. તેણે પોતાનાં ડહાપણ તથા હોશિયારીથી આરબોને એવી તો અસરકારક મદદ કીધી, કે જેથી તેઓનો તથા તેઓના ધર્મનો લાગવગ ચોમેર ફેલાવા લાગ્યો.

(૫) અરબસ્તાનના યમન પ્રાંતનો પારસી હાકેમ **બાઝાન** પોતાની તમામ રૈયત સાથ મુસલમાન થઇ ગયો. આ રીતે પારસી બળ અને એકસંપી તૂટતાં ચાલ્યાં, અને આરબ બળ અને એકસંપીમાં વધારો થતો ગયો.

(૬) સુસાના પારસી હાકેમ **હોરમઝાને** પણ આરબોને ઇરાનીઓની ઘણીએક બાતમીઓ પુરી પાડી, સાસાની શહેનશાહત જીતવાનું તેઓનું કામ સહેલ કરી આપ્યું.

(૭) નોશેરવાન-આદેલના બેટા **હોરમઝે** પોતાની બેદાદ અને ઘાતકી વર્તણુંકને લીધે ઇરાની અમીર-ઉમરાવો, દાનાવો અને રૈયતમાં મોટી કતલ ચલાવી. તેનાં આ કામથી શહેનશાહી કુટુંબ તરફ બેદીલી અને બેવફાઇનો પવન ફૂંકાયો, અને જ્યારે **બહેરાંમચોબીને** બળવો જગાડયો, ત્યારે ઘણાં લોકો તેને મળી ગયા. બહેરાંમચોબીનનો બળવો ઇરાની એકસંપીમાં મોટી ફાટફૂટ પડાવનાર એક અગત્યનો બનાવ હતો.

(૮) ખુસરૂપર્વીઝના બેટા **શીરોય** અથવા **કોબાદ ૨) જા** એ પોતાના બાપને મારી નખાવી, પોતાના ભાઇભાંડુઓની મોટી કતલ ચલાવી, પાદશાહી કુટુંબમાં કજીયા-કંકાસનાં બીજ રોપી, સાસાની શહેનશાહતની ઝડપી પડતી લાવવામાં મદદ આપી.

(૯) કોબાદના બાળક બેટા અર્દશીરના ગાદીએ આવવા પછી એશિયા-માઇનરના ઇરાની પ્રાંતોના હાકેમ અને તે બાજુનાં ઇરાની લશ્કરના સરદાર **શહરબરાજે** તખ્તનો લોભ કરી, પોતાને હસ્તકનો મુલક છોડી, ઇરાન આવી ઇરાની તખ્ત હાથ કર્યું. આ રીતે એશિઆ-માઇનરના ઇરાની પ્રાંતો બચાવ વગરના થઇ પડયા, અને તે તરફ આરબોએ પોતાની સત્તાનાં કદમો લંબાવવા માંડયાં.

(૧૦) યઝદેગર્દના ગાદીએ આવવા અગાઉ અનેક નાના શહેનશાહો થઇ ગયા, જેઓએ માહોમાંહેના કુસંપ, લોભ અને બેદીલીનાં પરિણામે ખંજર યા ઝેરનો ભોગ થઇ પડી પોતાના જાનો ગુમાવ્યા, અને તેથી પણ સાસાની શહેનશાહતને મોટો ધોકો પહોંચ્યો.

---

# પ્રકરણ સત્તરમું.

## સાસાની શહેનશાહતનો છેલ્લો કમનશીબ પાદશાહ યઝદેગર્દ શેહેરયાર

(ઇ. સ. ૬૩૨-૬૫૧).

### યઝદેગર્દનું ગાદી ઉપર આવવું.

**યઝદેગર્દ** ખુસરૂપર્વીઝના દીકરા શેહેરયારનો દીકરો હતો. માહેમાંહેની મારામારી, અંતસ અને બેવફાઇથી ધ્રુજી રહેલાં ઇરાની તખ્ત ઉપર એ કમતાલેના શાહજાદાને ૧૬ મી જુન, ૬૩૨ ને દીને અસ્પંદાદ મહિનો ને અરદીબેહેસ્ત રોજે બેસાડવામાં આવ્યો.



યઝદેગર્દ શેહેરયાર (ઈ. સ. ૬૩૨-૬૫૧).

### આરબો અને ઇરાનીઓ વચ્ચે થએલી લડાઇઓ.

યઝદેગર્દ ગાદીએ બેઠા, તેજ વરસમાં મહમદ પેગામ્બર મરણ પામ્યો. તેમના પછી તેમના જાએનશીન તરીકે **અબુબક્ર** ખલીફ થયો. ઇ. સ. ૬૩૪ માં ખલીફ અબુબક્રએ એક આરબ સરદારને સિરિયા ઉપર ચઢાઇ કરવા મોકલ્યો. આ વખતે સિરિયા રૂમીઓને તાબે હતું. એજ વખતે એક બીજી આરબ ફોજ યુફ્રેટીસ અને ટૈગ્રિસ નદી વચ્ચેના ઇરાકના ઇરાની પ્રાંત ઉપર ચઢાઇ કરવાને માટે તૈયાર કરવામાં આવી. ઇ. સ. ૬૩૪ માં ખલીફ અબુબક્ર મરણ પામ્યો, અને **ઓમર** ખલીફ થયો. આ વખતે આરબો સિરિયામાં રૂમીઓ સામે ફત્તેહ મેળવ્યા જતા હતા. ખલીફ ઓમરે રૂમીઓ સામેની લડાઇઓમાં આરબોની ફત્તેહો થતી જોઇ ઇરાન સામે લડાઇ કરવાનો વિચાર કીધો. અત્યાર સુધીમાં અરબસ્તાન ઉપરાંત સિરિયા, પેલેસ્ટાઇન, ઇજીપ્ત અને મેસોપોટેમ્યામાં આરબોનો પગદંડો વધી પડયો હતો, અને પોતાનો નવો મઝહબ ફેલાવવાનાં ઝનુનમાં તેઓ ચોતરફ સખત લડાઇઓ ઉઠાવી ફત્તેહો મેળવ્યા જતા હતા.

## (૧) અલજસર અથવા પૂલની લડાઇ (ઇ. સ. ૬૩૪).

જ્યારે આરબ લશ્કરે ઇરાની મુલક ઉપર હુમલો કીધો, ત્યારે **જાબાન** નામના એક ઇરાની સરદારે ૨૦૦૦) માણસનાં લશ્કર સાથે આરબો સાંમે અટકાવ નાંખ્યો, અને તેનાં નાનાં લશ્કરે શૂરાતનથી લડીને ૪૦૦૦) આરબોને કતલ કીધા. આથી આરબો ગભરાટમાં પડયા, પણ તેઓના સરદારોએ તેઓને ઉલટ આપીને લડવાનું ચાલુ રાખ્યું, અને થોડીક લડાઇ બાદ ઇરાની સરદાર જાબાન આરબોના હાથમાં કેદ પકડાયો, અને તેને મુસલમાની ધર્મમાં વટલાવવામાં આવ્યો. આ પછી ઇરાની લશ્કરની સરદારી **જાલીનુસ** અને **બેહમન** નામના શખ્સોએ લીધી. ઇરાની તથા આરબ લશ્કરો યુફ્રેટીસ નદીના સામસામા કિનારા ઉપર લડાઇ માટે તૈયાર ઉભાં હતાં. આરબોએ યુફ્રેટીસ નદી ઉપર બોટોનો પૂલ બાંધી નદી ઓળંગવાની તજવીજ કીધી, પણ સાંમે પારથી તીરંદાજોએ એવો તો તીરનો મારો ચલાવ્યો, કે ઘણા આરબો માર્યા ગયા. આટલું છતાં આરબ લશ્કર યુફ્રેટીસ નદી ઓળંગી ઇરાની લશ્કરની સાંમે આવીને ઉભું. અહિં એક મોટી લડાઇ થઇ, જેમાં એક પછી એક અનેક આરબ સરદારો માર્યા ગયા, અને આરબ લશ્કરનો મોટો ભાગ લડાઇમાં કતલ થયો અને બાકીનાં નાસી ગયા. આ લડાઇમાં ઇરાનીઓની સંપૂર્ણ ફત્તેહ થઇ.

## (૨) હીરાની લડાઇ (ઇ. સ. ૬૩૫).

**કારણો :**—'પૂલ'ની લડાઇમાં આરબોની મોટી કતલ થઇ હતી, પણ તે છતાં **મોસેન્ના** નામનો એક આરબ સરદાર પોતાના ૩૦૦૦) માણસનાં લશ્કર સાથ છટકી નાસી ગયો હતો. તેણે આરબોની હારની હકીકત ખલીફ ઓમરને જણાવી તેની પાસે વધુ લશ્કરની માંગણી કીધી. ખલીફે આરબોનું એક નાનું લશ્કર મોસેન્નાની મદદે મોકલ્યું, જેની કુમક વડે મોસેન્ના ઇરાની મુલકમાં લૂટફાટ કરવા લાગ્યો. આરબ લૂટારાઓ સોદાગરોને તથા વેપારીઓને લૂટી ઇરાકની નજદીકની ઇરાની રૈયતને ત્રાસ આપવા લાગ્યા. આથી તેઓને સજા કરવાને યઝદેગર્દે એક લશ્કર તૈયાર કર્યું, અને તેની સરદારી **મેહરાન** નામના એક ઇરાની સરદારને આપી.

**બનાવો :**—ઇરાની સરદાર મેહરાન ૧૨,૦૦૦) ઘોડેસ્વાર લશ્કર લઇને ઇરાક તરફ ધસી આવે છે એ વાતની ખબર મોસેન્નાને પડવાથી તેણે બની શકતું આરબ લશ્કર ભેગું કરી, **હીરા** નામની જગા આગળ છાવણી નાંખી. અહિંયાં એક ભયંકર યુદ્ધ ઇરાનીઓ અને આરબો વચ્ચે થયું, જેમાં બહાદુર મેહરાને આરબોની ભારે કતલ ચલાવી. આરબો નાસવા લાગ્યા, પણ મોસેન્નાએ તેમને ભેગા કરી લડાઇ ચાલુ રાખી. સવારથી શરૂ થએલી લડાઇ સાંજ સુધી ચાલુ રહી,

અને તેમાં ઇરાનીઓને હાથે આરબોએ પુષ્કળ માર ખાધો. સાંજને વખતે મેહરાન-ની બહાદુરીથી કતલ થએલા આરબોનું વેર લેવા મોસેન્ના મેહરાન સાંમે આવી લડવા ઉભો. મોસેન્ના અને મેહરાન વચ્ચેની લડાઇમાં ઇરાની સરદાર મેહરાનને હાથે મોસેન્ના જખ્મી થયો, પણ આખરે મોસેન્નાને હાથે મેહરાન માર્યો ગયો. ઇરાની લશ્કરે પોતાના સરદારનાં મરણથી પોતાની કઢંગી રીત પ્રમાણે પીઠ ફેરવી નાસવા માંડયું.

## (૩) કેદેસીયાની લડાઇ (ઇ. સ. ૬૩૬).

'હીરા'ની લડાઇ પછી આરબોએ પાછી આજુબાજુના મુલકમાં લૂટફાટ ચલાવવા માંડી. હવે યઝદેગર્દે તેઓની સાંમે મજબુત પગલાં લેવાનો ઠરાવ કરી, એક મોટું લશ્કર ભેગું કરી, **રૂસ્તમ બીન ફરરોખઝાદની** સરદારી હેઠળ આરબો સાંમે રવાના કર્યું. આરબ સરદાર મોસેન્નાને આ વાતની ખબર પડવાથી તે ગભ-રાટમાં પડયો, અને ખલીફ ઓમર પાસે વધુ લશ્કરની માંગણી કીધી. ઓમરે **સાઆદ બીન વક્કાસ** નામના આરબની સરદારી હેઠળ એક લશ્કર ઇરાક તરફ મોકલ્યું. **કેદેસીયા** નામની જગા આગળ બન્ને લશ્કરોએ છાવણી નાંખી. આરબ સરદાર સાઆદે **મદાયન** તરફ એલચીઓ મોકલી, પાદશાહ **યઝદેગર્દને** મુસલમાની ધર્મ એખત્યાર કરવા, નહિ તો જજીયો ભરવા, અને તેમ નહિ તો લડાઇ કરવા કહેણ મોકલ્યું. યઝદેગર્દ આરબ એલચીઓથી એ વાત સાંભળી ગુસ્સામાં આવ્યો, અને તેઓના જેવા ભૂખે મરતા લૂટારૂઓ પોતાની હાલત ઉપર સંતોષ નહિ પકડશે, તો તેઓનો નાશ થશે એમ કહેવાડી, તેઓને ખાકના કોથળાઓ આપી દરબારમાંથી રવાના કીધા. આરબ એલચીઓ તે લઇ પોતાની છાવણી તરફ પાછા ફર્યા.

**બનાવો :**—ઇરાનીઓ અને આરબો વચ્ચે **કેદેસીયા** નામની જગા આગળ ૪) દિવસો સુધી ખુનખાર લડાઇ ચાલી. લડાઇની શરૂઆતમાં ઇરાની લશ્કરની હરોલમાંના હાથીઓને જોઇને આરબોના ઘોડાઓ ભડકી નાસવા લાગ્યા, અને તેથી ઇરાનીઓ આરબો પર ગાલેબ આવ્યા. લડાઇનાં મેદાનમાંથી ઇરાની હાથીઓના ભયને લીધે આરબ ઘોડેસ્વાર લશ્કર હટી ગયું, અને માત્ર પાયદળ લશ્કર રહ્યું, જેઓમાં ઇરાનીઓએ મોટી કતલ ચલાવી. હવે આરબ સરદારોએ ઇરાની લશ્કર-માંના હાથીઓને આંખમાં તીર મારી, તથા તેઓની સુંઢો ઉપર જખમો કરી, તે મોટાં પ્રાણીઓને ગભરાવવાનો કસદ કીધો, અને તેમાં તેઓ ફાવ્યા. આરબ તીરોથી હાથીઓ પીઠ ફેરવી મદાયન તરફ નાસવા લાગ્યા. આથી ઇરાની લશ્કરને કશી ખોટ જણાઇ નહિ, કારણકે એ મોટાં પ્રાણીઓને લીધે તેઓને પણ આરબો

સામે લડવામાં હરકત થતી હતી. ત્રણ દિવસો સુધી અતિ ખુનખાર લડાઇ આરબો અને ઇરાનીઓ વચ્ચે થઇ. ચોથે દિવસે જ્યારે ઇરાની લશ્કર આરબોને આજેઝ કરી રહ્યું હતું, તે વખતે એકાએક પશ્ચિમમાંથી પવન ફૂંકવા લાગ્યો, અને મેદાન-માંની બારીક રેતી ઇરાની લશ્કરની આંખમાં જવાથી તેઓને ફરજ્યાત લડાઇ બંધ કરવી પડી. પવનની દિશા તરફ આરબોની પીઠ હોવાથી તેઓને એ તોફાનથી ઝાઝી અસર થઇ નહિ, અને તેથી તેઓએ ઇરાનીઓ ઉપર આવી પડેલી આ કુદરતી આફતનો પુરેપુરો લાભ લઇ ઇરાની છાવણીમાં લૂટ ચલાવવા માંડી. રેતીનાં તોફાનથી ઇરાની લશ્કર આજેઝ થયું હતું, અને તેઓના તંબુઓ વટીક તોફાનમાં ઉડી ગયા હતા. આરબોએ ચોતરફ ઇરાની અસ્બાબની લૂટ ચલાવવા માંડી, અને આ ગડબડ ઘોંટાળામાં રૂસ્તમ ફરૂરોખઝાદ માર્યો ગયો. પોતાના બહાદુર સરદારના મરણુથી ઇરાની લશ્કરે નાસવા માંડ્યું, પણુ ૧૦,૦૦૦ બહાદુર ઇરાનીઓએ મેદાન છોડ્યું નહિ, અને ૬,૦૦૦ આરબોને કાપી નાંખી છેવટ સુધી પોતાની જગા ઉપર લડતાં માર્યા ગયા. યુફ્રેટીસ નદીની નહેર ઓળંગતાં ઘણા ઇરાનીઓ ડૂબી મુવા. અને બાકીનાં લશ્કરને જાલીનુસ મદાયન તરફ લઇ ગયો.

**પરિણામ :—**આ લડાઇમાં કુદરતી સંજોગો વિરૂદ્ધ જવાથી ઇરાનીઓની હાર થઇ, અને તેઓનો ઘણોએક કિમતી અસ્બાબ અને નામીચો કાવ્યાની ઝુંડો આરબોનાં હાથમાં આવ્યો. ઇરાની પહેલવાનોના કિમતી કમરબંદો, ગૌહરથી જડેલી ઢાલો, રૂસ્તમનું માથેનું તાજ અને બીજો ઘણોએક ખજાનો જંગલી આરબોને હાથ આવ્યો, જેની કિમત તેઓ સમજી શકયા નહિ. કહે છે, કે બે ગાલ્લી જેટલો કપુર આરબોને હાથ આવતાં તે જંગલીઓ તેને નિમક સમજ્યા; અને જે સોનું તેઓને હાથ આવ્યું, તેને રૂપું લઇને અદલબદલ કરવા ચાહ્યું. દ્રફ્શે-કાવ્યાની ખલીફ઼ ઓમર ઉપર મોકલી આપવામાં આવ્યો, અને તે કિમતી ઝુંડાને જંગલી આરબોએ ભાંગી તોડીને તે ઉપરનું કિમતી ઝવેરાત વહેંચી લીધું.

## (૪) આરબોની મદાયન તરફ કૂચ.

કેદેસીઆની લડાઇ પછી સાઆદ અને તેનાં આરબ લશ્કરે મદાયન તરફ નાસતાં ઇરાની લશ્કરની પૂઠ પકડી, અને તેઓને અનેક લડાઇઓમાં હરાવ્યા. આરબોને **મદાયન** તરફ ધસી આવતા જોઇને યઝદેગર્દ અને મદાયનના રહેવાસીઓ રાજધાની શહેર છોડી ગયા. મદાયનનો બચાવ કરવાને માટે રૂસ્તમ ફરૂરોખઝાદના ભાઇ **ખુરજાદે** એક ઇરાની લશ્કર સાથે કોશેશ કીધી, પણ તેમાં તે નિષ્ફળ ગયો. આરબો ઇરાની પાયતખ્તમાં દાખલ થયા, અને ચોતરફ લૂટ ચલાવી. નોશેરવાનનો નામીચો મહેલ 'તાકે કેસરા' તેના અતિ કિમતી ખજાના સાથ આરબોને હાથ

આવ્યો. મદાયન શહેરમાંથી આરબોને હાથ આવેલા સઘળા ખજાનામાંથી પાંચમો ભાગ અને તાકે કેસરામાંનો ૬૦) ચોરસ ગજ એક કિમતી ફરસ મદીના ખાતે ખલીફને માટે મોકલી, બાકીનો ખજાનો સાઆદે આરબ લશ્કરના ૬૦,૦૦૦ માણસોને વહેંચી આપ્યો. એમ કહેવામાં આવે છે, કે મદાયનમાંથી આરબોને એટલો ખજાનો હાથ લાગ્યો હતો, કે તેની ઉપર પ્રમાણે વહેંચણી થવા છતાં દરેક સિપાહને ભાગે સેંકડો રૂપીઆનો માલ આવ્યો હતો. સાસાનીઓની નામાંકિત રાજધાની મદાયન ઇ. સ. ૬૩૭ માં આરબોને હાથે ફના થઇ. ઇ. સ. ૬૩૮ માં સાઆદે યુફ્રેટીસના કાંઠા ઉપર કુફા નામે એક ગામમાં મદાયનથી પોતાની છાવણી ખસેડી. કુફામાં તેણે મોટી ઇમારતો બાંધી તેને એક શહેરમાં ફેરવી નાંખ્યું, અને તે ઇમારતો બાંધવામાં મદાયનની ઇમારતો તોડી તેના સામાનનો ઉપયોગ કીધો. અહિં પોતાને માટે એક મહેલ બાંધવા એ જંગલી આરબ સરદારે તાકે કેસરામાં ભાંજફોડ કરાવી તેનો કેટલો માલ વાપડયો.

## (૫) આરબોની હોલ્વાન તરફ કૂચ અને યઝદેગર્દની નાસભાગ.

જ્યારે આરબો મદાયનમાં દાખલ થયા, ત્યારે યઝદેગર્દ જે **હોલ્વાન** નામે મજબુત પહાડી બચાવવાળાં શહેરમાં આસરો લઇ રહ્યો હતો, તેણે આરબો સાંમે નવેસરથી લડવાની તૈયારી કીધી. સાઆદના એક ખેશી હાસમની સરદારી હેઠળ એક આરબ લશ્કર હોલ્વાન તરફ આવી પહોંચ્યું. અહિં ઇરાનીઓ આરબો સાંમે બહુ બહાદુરીથી લડયા, પણ કમનશીબીમાં ઘેરાયલા ઇરાનીઓની હાર થઇ. કમ્નસીબ તાલેનો પાદશાહ યઝદેગર્દ દુ:ખી દીલે હોલ્વાન છોડી **રએ** તરફ ગયો.

## (૬) નેહાવંદની લડાઇ (ઇ. સ. ૬૪૧).

યઝદેગર્દે રએમાં રહી આરબો સાંમે નવી લડાઇ કરવાની તૈયારી કરવા માંડી. તેણે ઇસ્ફહાન, કુમ, કાશાન, તબ્રીસ્તાન, દમગાન વગેરે પ્રાંતોના હાકેમો ઉપર નામાંઓ લખી, તેઓને પોતાનાં લશ્કરો **નેહાવંદ** ખાતે મોકલાવી, આરબોને ઇરાનમાંથી હાંકી કાઢવાની છેવટની કોશેશમાં તેઓની મદદ માંગી. સઘળા હાકેમોએ પોતાનાં લશ્કરોને નેહાવંદ ખાતે મોકલાવી આપ્યાં, અને યઝદેગર્દે **ફીરૂજાન** નામે એક કસાયલા ઇરાની સરદારને લશ્કરની સરદારી આપી. ફીરૂજાને ચર ખોદાવી, બચાવનાં મજબુત બાંધકામો બાંધી પોતાની છાવણી નાંખી. આરબોને ઇરાની લશ્કરના ભેગા થવાની ખબર મળવાથી તેઓએ પણ લડાઇની તૈયારી કીધી. આ વખતે આરબ લશ્કરની સરદારી **નોઅમાન**ને આપવામાં આવી હતી, કારણ— કે ખલીફે સાઆદને મદીને બોલાવી લીધો હતો. નોઅમાન પોતાનાં લશ્કર સહિત નેહાવંદ આવી પહોંચ્યો. ફીરૂજાન પોતાનાં લશ્કર સહિત પોતાના બચાવનાં

અંધકામોમાં રહેવાથી આરબોનું બે માસ સુધી કાંઇ વળ્યું નહિ, અને તેઓ કંટાળી ગયા. આખરે તેઓએ એક દગાખોર યુકિત કરી, પીરૂજાન અને તેનાં લશ્કરને નેહાવંદની મજબુત કીધેલી ઇરાની છાવણી છોડવાની ફરજ પાડી. ખલીફ ઓમર મદીના ખાતે મરી ગયો છે એવી ખોટી બૂમ ઉરાડી, આરબ લશ્કરે પોતાની છાવણી ઉંચકી પાછું ફરવા માંડયું. ઇરાનીઓ ઠગાયા, અને તેઓએ પોતાની બચાવની જગા છોડી આરબ લશ્કરની પૂંઠ પકડી. બે દિવસની મંજલ સુધી આરબોએ પોતાની કૂચ ચાલુ રાખી, અને ત્યારપછી એકાએક પીઠ ફેરવી વેરવિખેર ધસી આવતાં ઇરાની લશ્કર ઉપર તેઓએ હુમલો કીધો. અહિં એક ખુનખાર લડાઇ થઇ, અને આરબ સરદાર નોઅમાન ઇરાનીઓના તીરથી સખત જખ્મી થયો. તુરતજ તેના ભાઇએ તેનો લેબાસ પહેરી, હથિયારો સજી તેના ઘોડા ઉપર સવાર થઇ, આરબ લશ્કરમાં દેખાવ દઇ લડાઇ ચાલુ રાખી. ઇરાનીઓને છેવટે લડાઇના મેદાનમાંથી નાસવાની ફરજ પડી. આરબોએ તેઓની પૂઠ પકડી તેઓની મોટી કતલ ચલાવી. નેહાવંદનો કબ્જો આરબોના હાથમાં આવ્યો, અને એકવાર પાછી તેઓના હાથમાં મોટી લૂટ આવી.

## યઝદેગર્દની નાસભાગ અને તેનું ખૂન.

ઇ. સ. ૬૪૧ માં નેહાવંદના જંગ પછી કમનશીબ યઝદેગર્દ શહેરે શહેર રખડતો થયો. તબ્બરિસ્તાનના ઇરાની હાકેમે તેને પોતાના મુલકમાં આવવા ઇજન કીધું. પણ તુરાનીઓની મદદ મેળવવાના વિચારથી તે મર્વ ખાતે ગયો. આ વખતે મર્વનો હાકેમ **માહુએસુરી** હતો, જેના દગા અને પ્રપંચને લીધે તુરાની પાદશાહ **એજનની** મદદ મળવાને બદલે ઉલટું યઝદેગર્દને તેની સાથે લડાઇમાં ઉતરવું પડયું. આ લડાઇમાં જ્યારે યઝદેગર્દે જોયું, કે દગાખોર માહુએસુરીનું લશ્કર અલગ થઇ ગયું હતું, ત્યારે તે પોતાના જાન માટે ધાસ્તીમાં પડયો, અને નાસીને અંધારી રાત્રે ખુસરૂ નામે એક આંટો દળનારના મકાનમાં જઇ ભરાયો. યઝદેગર્દ ભૂખ્યો હોવાથી ખુસરૂ પાસે ખોરાક માંગતાં તેણે જવની રોટલી અને ભાજીનું ખાણું તેની આગળ લાવી મૂકયું. બાજ ધરી ખાણું ખાવા માટે યઝદેગર્દે ખુસરૂને બરસમ લાવવા કહ્યું. ખુસરૂ તે લેવા માટે દરેમહેરમાં ગયો. રસ્તામાં તે માહુએ-સુરીનાં માણસોના હાથમાં સપડાયો. ખુસરૂને માહુએસુરી આગળ લઇ જવામાં આવ્યો, અને તે નીચ દગાખોર હાકેમે પાદશાહી મેળવવાના લોભથી યઝદેગર્દને મારી નાંખવા ખુસરૂને હુકમ આપ્યો. આ તેના ઘાતકી હુકમ સાંમે તેના દર-બારીઓએ પોકાર ઉઠાવ્યો, અને તેને તે કામથી વાળવા તજવીજ કીધી. પાદશાહી તખ્તના લોભથી આંધળા થએલા માહુએસુરીને તેઓનાં બોલવાની કશી અસર

થઇ નહિ, અને ખુસરૂએ તેનાં હુકમ મુજબ યઝદેગર્દનો જાન લીધો. માહુએસુરીએ પાદશાહી તાજ, વીંટી અને મહોર યઝદેગર્દનાં શરીર ઉપરથી ઉતારી લઇ તેનાં શબને નદીમાં ફેંકાવી દીધું. જ્યારે મર્વના ખ્રિસ્તી પાદરીઓને એ વાતની ખબર પડી, ત્યારે તેઓએ યઝદેગર્દનાં શબને બહાર કાઢી ઘણાં માન સહિત અવ્વલમંજલ પહોંચાડયું. માહુએસુરીનાં કપિંણુ કામથી તેની તમામ રૈયત નારાજ થઇ તેનાથી ફરી બેઠી, અને છેવટે તુરાનના હાકેમ બેજને તેને મારી નાંખ્યો. યઝદેગર્દનું મરણ તા૦ ૨૩ મી ઓગષ્ટ ઇ. સ. ૬૫૧ ને દિવસે થયું હતું. તે મરણ પામ્યો, ત્યારે તેની ઉંમર ૩૪) વરસની હતી. યઝદેગર્દનાં મરણથી અર્દશીર બાબેગાને સ્થાપેલી સાસાની શહેનશાહતનો અંત આવ્યો.



# પુરવણી (*Appendix*)

## સાસાની પારસી શહેનશાહતની સમાપ્તી પછી ઇરાનમાં રાજ્ય કરી ગએલા ઇસ્લામી વંશો.

### તેઓના રાજ્યઅમલ દરમ્યાન ઇરાનના જરથોશ્તીઓની હાલત અને મઝહબ ઉપર અસર કરનારા કેટલાક અગત્યના તવારીખી બનાવોની ટુંક નોંધ.

## પ્રકરણ પહેલું.

### કેદેસીયા અને નેહાવંદના જંગો પછી આરબોએ જીતેલા ઇરાની પ્રાંતો વિષે ટુંક હકીકત.

કેદેસીયા અને નેહાવંદનાં જંગો પછી આરબોએ એક પછી એક ઇરાની શહેરો અને પ્રાંતો દગાથી કે લડાઇ કરીને કબજે કીધા.

**કેદેસીયા**ની લડાઇમાં ઇરાની લશ્કરની હાર થવા પછી **મેસોપોટેમ્યા**ના જીતાએલા મુલકમાં આરબોએ **બસરા** નામનું એક શહેર વસાવ્યું. આ નવાં વસાવેલાં શહેરની નજદીક **સુસામાં હોરમઝાન** નામનો પારસી હાકેમ અમલ ભોગવતો હતો. તેણે આરબો સાથે ઘણીએક લડાઇઓ કરી પોતાના મુલકથી તેઓને દૂર રાખવા વિચાર કીધો; પણ આરબોને હાથે તે હારી ગયો, અને એક ઇરાનીના દગાથી સુસાનો કિલ્લો પણ આરબોના હાથમાં આવ્યો. હોરમઝાનને કેદ પકડી **ખલીફ ઓમર** આગળ **મદીના** મોકલવામાં આવ્યો. ખલીફે તેને મોતની સજા ફરમાવી, પણ તેણે ઇસ્લામી મઝહબ એખત્યાર કરી પોતાનો જાન બચાવ્યો. હવે હોરમઝાન ખલીફ ઓમરનો મિત્ર અને સલાહકાર બન્યો, અને ઇરાનને લગતી ઘણીએક છૂપી હકીકત તેણે બહાર પાડી, યઝદેગર્દ અને તેના વફાદાર ઇરાનીઓનો નાશ લાવવામાં હોરમઝાન ખલીફનું એક હથિયાર બન્યું; પણ છેવટે ખલીફનાં થએલાં ખૂનનાં વેરમાં તેના ઉપર શક લઇ જઇને તેનો જાન લેવામાં આવ્યો.

**નેહાવંદ**ની લડાઇ પછી **હમદાન**નાં સુંદર શહેર ઉપર આરબોએ ઘેરો ઘાલ્યો, અને તે જીતી લીધું. ત્યાર પછી આરબો **રએ** તરફ ગયા, જ્યાં

યઝદેગર્દ હોલવાનથી નાસી જઇ રહ્યો હતો. રએ શહેર જ્યાં જરથોશ્તીઓના વડા ધર્મગુરૂ **જરથુશ્ત્રોતેમની** હકુમત ચાલતી હતી, તે શહેર આરબોએ **જઇન** નામના એક ઇરાનીના દગાથી જીતી લીધું, ત્યાંના સરદાર **સ્યાવક્ષને** મારી નાંખ્યો, અને જઇનને ત્યાંનો હાકેમ બનાવ્યો. **નુહાઇમ** નામના એક આરબ સરદારે **કુમીશ, દહુમગાન, જોરજાન** (વિહરકાન) અને **તબ્રીસ્તાનના** મુલકો ફત્તેહ કર્યા. તબ્રીસ્તાનના મુલકમાં **ફર્ખાંમ** નામના એક ડાહ્યા જઇફ સરદારે આરબોને જજીયા વેરો આપવાને કબુલ કરી એ મુલકનાં ઇરાની લોકોને ઇસ્લામી થતા બચાવ્યા. તબ્રીસ્તાનનાં લોકોએ દર વરસે પાંચ લાખ દેરમ યાને આસરે રૂ. ૩૨૦૦૦) આરબોને આપવા કબુલ્યું. હવે આરબોએ **આઝરબાઇજાનના** ઇરાની પ્રાંત ઉપર ચઢાઇ કીધી. અહિંયાં ઘણાંએક આતશકદેહો હતાં, અને તેમાં મોટી સંખ્યામાં મોબેદો રહેતા હતા. અહિંના જરથોશ્તીઓએ જજીયા વેરો આપવા ના પાડી, અને આરબો સાથે લડાઇ કીધી; પણ તેઓ હાર્યા, અને આઝરબાઇજાન આરબોના હાથમાં ગયું. અહિં આરબોએ આતશકદેહોની પાયમાલી કીધી. **ઇસ્ફહાનનું** શહેર અને કિલ્લો પણ દગાથી આરબોના હાથમાં ગયાં. હવે આરબોએ **ઇસ્તખ્ર** ઉપર હુમલો કીધો. **શાહરેગ** નામના ઇરાની સરદારે ઇસ્તખ્રનો બચાવ કીધો; પણ લડાઇમાં તે માર્યો ગયો, અને ઇસ્તખ્રની આસપાસનો તમામ મુલક **પર્સીપોલીસનાં** સુંદર શહેર સાથે આરબોના હાથમાં આવ્યો. ઇસ્તખ્રનાં લોકોએ આરબોને જજીયા વેરો આપવાને કબુલ કીધું.

---

## પ્રકરણ બીજું.

### યઝદેગર્દ અને તેનાં ફરજંદોની નાસભાગ.

ઇ. સ. ૬૪૧ માં થએલી નેહાવંદની લડાઇ પછી **યઝદેગર્દ** નાસભાગમાં પડયો, અને છેવટે મર્વના હાકેમ **માહુએસુરીના** દગાથી બેજાન થયો. યઝદેગર્દને **બહેરાંમ** અને **ફીરૂજ** નામના બે બેટા અને **શેહરબાનુ** નામે એક બેટી હતાં. બહેરાંમનું શું થયું તે જણાતું નથી, પણ ફીરૂજ યઝદેગર્દનાં મરણ પછી ઇ. સ. ૬૫૧ માં ચીન તરફ નાઠો. ચીનના પાદશાહે તેને પોતાની નેગેહબાની કરનારા લશ્કરનો વડો બનાવ્યો, અને ચીનના વાયવ્ય ખુણામાં **સીગન** નામની એક જાગીર તેને બક્ષી, તથા રહેવાને માટે એક મહેલ આપ્યો. આ સીગન નામની જગાએ ઇસ્લામીઓનાં જુલમથી કંટાળીને ધર્મના બચાવને ખાતર નાસી આવેલા જરથોશ્તીઓનું એક સંસ્થાન વસ્યું, અને લાંબી મુદત સુધી અહિં તેઓએ જરથોશ્તી મઝહબ જાળવી રાખ્યો, પણ છેવટે તેઓનું શું થયું તે હકીકત જણાઇ નથી.

પીરૂજનો એક બેટો **નરસી** નામે હતો, જેને ચીનાઓ **ની-ની-ચાને** નામે ઓળખતા હતા. નરસીએ ઇ. સ. ૬૮૩ માં ઇરાનની સરહદ ઉપર હુમલો લઈ જઇ ઇરાનનું તખ્ત પાછું મેળવવાની તજવીજ કીધી; પણ તે નિષ્ફળ ગયો, અને પોતાના છેવટના દિવસો ચીનમાં સીગન ખાતે ગુજારી ઇ. સ. ૭૧૦ થી ૭૧૨ માં મરણ પામ્યો.

શાહજાદા પીરૂજને નરસી ઉપરાંત **માહઆફ્રીદ** અને **દારા** નામની બે બેટીઓ હતી. પીરૂજની નાસભાગ વખતે તેઓ બાળક હોવાથી ઇરાનમાં રહી ગઇ હતી. પાછળથી માહઆફ્રીદ **વાલીદ** નામના ખલીફ સાથ પરણી હતી, અને તેણીને પેટે અવતરેલો બેટો **યેજદ ત્રીજાને** નામે ખલીફ થયો હતો. બીજી બેટી દારા મેસોપોટેમ્યાના યાહુદીઓના સરદાર **બોસ્ટેન** સાથ પરણી હતી.

વળી યઝદેગર્દની એક બેટી શેહરબાનુને માટે એમ કહેવામાં આવે છે, કે તેણી હજરત મહમદના જમાઇ અલીના બેટા **હુસેન** સાથે પરણી હતી.

---

## પ્રકરણ ત્રીજું.

## હજરત મહમદ અને હજરત અલીએ પારસીઓને આપેલાં મઝહબી છૂટાપણાંનાં કિંમતી ફરમાનો.

### હજરત મહમદ અને સલ્માને ફારસી.

**સલ્માને ફારસી** જે **દસ્તુર દીન્યારને** નામે પણ જણાયલો છે, તે ઇસ્ફહાનને લગતા **હય** નામના ગામડાના ખેતીબાનનો દીકરો થતો હતો. ખુસરૂ-પર્વીઝના અમલના પાછલા વર્ષોમાં જ્યારે ઇરાનમાં ધર્મ સંબંધી તથા રાજદ્વારી બાબતોમાં અંધાધુંધી ચાલતી હતી, તે વખતે આ ઇરાની મરદે લોકોને ભેગા કરી તેઓને તેઓની ફરજો સમજાવવાની તજવીજ કીધી; પણ જ્યારે તેને મારી નાંખવાની ઉશ્કેરણી ચાલી, ત્યારે તે પોતાનો જાન બચાવવા મદીના ખાતે **મહમદ** પેગામ્બરને જઇ મળ્યો. મક્કાના આરબોએ ઇ. સ. ૬૨૬-૬૨૭ માં મક્કાથી નાસી મદીના જઇ રહેલા મહમદ પેગામ્બર સાંમે લડાઇ ઉઠાવી. સલ્માનની સૂચનાથી મદીનાના રહેવાસીઓએ શહેરની આસપાસ ચર ખોદી દુશ્મનો સાંમે પોતાનો બચાવ કર્યો; તેથી મહમદ અને તેના મદદગારોની ફત્તેહ થઇ, અને દુશ્મનોને મારી હઠાવવામાં આવ્યા. સલ્માનની આ સેવાના બદલામાં મહમદે તેને પોતાના ઘરનાં માણસ તરીકે ઓળખાવી મોટું માન આપ્યું. **હદીસ** (મુસલમાનોનાં ધર્મશાસ્ત્રનો એક ભાગ)માં કહે છે, કે "સલ્માન જેટલી બહેસ્તની ખાહેશ રાખે છે તેના કરતાં વધુ, બહેસ્ત સલ્માનની ખાહેશ રાખે છે."

## સલ્માનના ભાઈ ફ્રૂખ–બીન–શખ્સાનને મહમદ પેગામ્બરે આપેલું એહદનામું અથવા છૂટાપણાંનો દસ્તાવેજ.

ઈ. સ. ૬૩૦ યાને હિજરી સને ૯) માં પેગામ્બર મહમદે પોતાના ૧૨) અસ્હાબો અથવા મીજલસીઓ, જેઓમાં સલ્માન પણ એક હતો, તેઓની રૂબરૂમાં પોતાના જમાઈ **અલી** પાસે એક દસ્તાવેજ લખાવી સલ્માનના ભાઇ **ફ્રૂખ–બીન–શખ્સાન,** તેની ઓલાદ, અને તેની ઓલાદની ઓલાદ, તથા તમામ જરથોસ્તીઓને પોતાનો મઝહબ તથા રીતરિવાજો તથા દીન–આઇનનાં કામો પોતાની મરજી મુજબ પાળવાની છૂટ આપે છે, અને તે કામમાં તેઓને હરકત નહિ કરવાને મુસલમાનોને તાકીદ ફરમાવે છે. જેઓ આ ફરમાનોનો ભંગ કરી કોઇપણ રવેસે જરથોસ્તીઓને દુઃખી કરે, તેઓની ઉપર પરવરદેગાર અને તેનો પેગામ્બર મહમદ નારાજ થશે એમ જાહેર કરે છે. આ ફરમાન ઉપર મહમદે પોતાની મોહર મારી હતી.

## હજરતઅલીએ બહેરાંમશાદ નામના દસ્તુરને આપેલું ફરમાન.

**હજરતઅલી–બીન–તાલીબ,** જેવણ મહમદ પેગામ્બરના જમાઇ થતા હતા, અને મહમદ પેગામ્બરે સલ્માન ફાસીંને આપેલું ફરમાન લખનાર હતા, તેવણે ઇ. સ. ૬૫૯ માં અને હિજરી સને ૩૯) માં પારસીઓ ઉપર પડતા જુલમમાંથી તેઓને બચાવવા એક બીજું ફરમાન બહાર પાડયું. આ ફરમાન હજરતઅલીના બેટા **હુસેને** લખ્યું હતું, અને તે **બહેરાંમશાદ–બીન–ખેરાંદરૂસને** આપ્યું હતું. બહેરાંમશાદ તે વખતે ઇરાનના પારસીઓના વડા ધર્મગુરૂ હતા. તેવણ દસ્તુર આદરબાદ મારેસ્પંદથી ઉતરી આવ્યા હતા, કે જે આદરબાદ મારેસ્પંદનું પએવંદ તથા સીલસીલો જરથોસ્ત પેગામ્બરથી હતો. આ કિંમતી ફરમાનમાં હજરતઅલી તમામ મુસલમાનોને હુકમ કરે છે, કે તેઓએ કોઇપણ રવેસે પારસીઓને હલાકી પહોંચાડવી નહિ, પારસીઓ પાસે જજીયા વેરો લેવો નહિ, અને તેઓનો મઝહબ છોડાવવા તેઓ ઉપર જુલમ ગુજારવો નહિ; કારણકે હજરતઅલી કહે છે, કે "કુરાનનાં ફરમાન મુજબ દીનની બાબતમાં ફરજ પાડવી વાજબી નથી, માત્ર ખરા અને ખોટા માર્ગની સમજણ આપવી ઘટારત છે." વળી આ ફરમાનમાં હજરતઅલી પારસીઓને હુકમ કરે છે, કે તેઓએ બહેરાંમશાદને દીનના પેશ્વા તરીકે એક દેરમ જરથોસ્ની દીન પાળનારાઓ તરફથી આપવાનો જે રિવાજ હતો તે પ્રમાણે અમલ કરવો.

આ ફરમાન આપવા પછી બીજેજ વર્ષે ભલા અને દીલસોઝ હજરતઅલીનું ખુન થયું, અને બબ્બે કિમતી ફરમાનો છતાં પારસીઓ ઉપર જુલમ ગુજારવાનું ચાલુજ રહ્યું.

# પ્રકરણ ચોથું.

## ઇરાનમાં પહેલા ચાર ખલીફાઓનો અમલ અને તે દરમિયાન ઇરાનીઓ અને જરથોસ્તી ધર્મની થએલી દુર્દશા.

### ખલીફ અબુબક (ઇ. સ. ૬૩૨–૬૩૪)

ઇ. સ. ૬૩૨ માં યજદેગર્દ ઇરાનની ગાદી ઉપર આવ્યો તેજ વર્ષમાં ઇસ્લામીઓના પેગામ્બર હજરત મહમદ મદીનામાં મરણ પામ્યા. તેમના જાએનશીન તરીકે **અબુબક** ને ચૂંટી કાઢવામાં આવ્યા. આ રીતે અબુબક પહેલા ખલીફ યાને પેગામ્બરના જાએનશીન હતા. તેવણે ઇ. સ. ૬૩૨ થી ૬૩૪ સુધી રાજ્ય કર્યું. અબુબકના વખતમાં આરબોએ ઇરાનીઓના મેસોપોટેમ્યાના પ્રાંત ઉપર હુમલો કીધો. અબુબકએ ઓમરને પોતાની પાછળ પોતાનો વારસ ઠેરવ્યો. અબુબકનું મરણ ઇ. સ. ૬૩૪ માં નિપજ્યું.

### ખલીફ ઓમર (ઇ. સ. ૬૩૪–૬૪૪)

ઇરાનીઓનો માહોમાંહેનો કુસંપ જોઇને **ખલીફ ઓમરે** ઇરાનનું રાજ્ય જીતી લેવાનો વિચાર કર્યો. આ તેના વિચારને પોતાના ધર્મ અને રાજ તરફ બેવફા થએલા ઇરાનીઓએ ટેકો આપ્યો. આ ઇરાનીઓમાં મુખ્ય કરીને યમનનો પારસી સરદાર **બાઝાન**, સુસાનો હાકેમ **હોરમઝાન**, અને **દસ્તુર દીન્યાર** નામનો લાગવગ ધરાવનાર દસ્તુર જે સલમાને ફારસી નામે જણાયલો હતો તે હતા. ઇરાનીઓ કેદેસીયા અને નેહાવંદની લડાઇમાં હારી ગયા પછી આરબોનો દોર ઇરાનમાં ચાલુ થયો. ખલીફ ઓમરના વખતમાં આરબોએ સુસા, હમદાન, કુમીશ, દહમગાન, આઝરબઇજાન, ઇસ્ફહાન અને ઇસ્તખ્રનાં શહેરો અને પ્રાંતો જીતી લીધા. તેઓએ જરથોસ્તીઓને ઇસ્લામી ધર્મમાં વટલાવવા માંડયા. જે ઇરાનીઓએ ઇસ્લામી ધર્મ કબુલ કીધો યા જજીયા વેરો આપવા કબુલ્યો, તેઓનાજ માત્ર જાન બચ્યા. ધર્મને વળગી રહેનાર દીનદાર મોબેદોની કતલ ચાલી. ગરીબ ઇરાનીઓ જજીયા વેરો નહિ આપી શકવાથી, પોતાની નામરજી છતાં, જાન બચાવવા ખાતર મુસલમાન થયા. તવંગરો જજીયા વેરો આપી પોતાનો મઝહબ પાળવા લાગ્યા, પણ તેઓને કાફરના હલકા નામે તુચ્છકારવામાં આવ્યા. જરથોસ્તીઓને પકડીને ગુલામ બનાવવામાં આવ્યા, અને તેઓ ઉપર અસહ્ય જુલમ ગુજારવામાં આવ્યો. આ જુલમ એટલો બધો હતો, કે **ફીરૂજ** નામનો એક **ધર્મગુરૂ**, જેને મદીના લઇ જઇ ગુલામ બનાવવામાં આવ્યો હતો, તેણે કંટાળી જઇ ખલીફ ઓમરનું ખૂન કીધું. એક વખત ખલીફ ઓમર મસજીદમાં નેમાજ

પઢતો હતો, તે વખતે ફીરૂજે દાખલ થઇ તેને કારી જખમો કીધા, જેનાં પરિણામે તે ૭) દિવસ પછી મરણ પામ્યો. ફીરૂજે તેને પકડવા આવનારા ઘણુકોને જીવથી માર્યા, અને છેવટે પોતે પોતાને હાથે બેજાન થયો. આ વખતે મદીનામાં સુસાનો પારસી હાકેમ હોરમઝાન, જે પોતાના પાદશાહ અને દીનને બેવફા થઇ ખલીફને મળી જઇ ઇસ્લામી મઝહબ એખત્યાર કરી રહેતો હતો, તેના ઉપર ફીરૂજને ઉશ્કેરી ખૂન કરાવવાનું આળ મૂકાયું, અને તેથી ખલીફ ઓમરના બેટા **અબદુલ્લાહે** હોરમઝાનને મારી નખાવ્યો. ખલીફ ઓમરે જરથોસ્તી ધર્મ અને તેનાં સાહિત્યની બહુ ખરાબી કીધી હતી. તેના હુકમથી જરથોસ્તી ધર્મનાં સઘળાં પુસ્તકોને બાળી નાંખવામાં આવ્યાં હતાં. ઓમરે પોતાના ખલીફ તરીકેના અમલ દરમિયાન (ઇ. સ. ૬૩૪–૬૪૪) ઇસ્લામી મઝહબના ફેલાવાને માટે પુષ્કળ પ્રયત્નો કર્યા હતા.

## **ખલીફ ઉસ્માન.** (ઇ. સ. ૬૪૪–૬૫૬).

ખલીફ ઓમર પછી **ઉસ્માન** ખલીફ થયો. એના વખતમાં આરબોએ ઇરાનના પૂર્વના ભાગોમાં પોતાની ફત્તેહો લંબાવી. તેઓએ કોહેસ્તાન, નિશાપુર, મર્વ, હેરાત અને બલ્ખના જરથોસ્તી હાકેમોને તાબે કીધા. ઇ. સ. ૬૫૬ માં ઉસ્માનનું ખૂન થયું.

## **ખલીફ અલી** (ઇ. સ. ૬૫૬–૬૬૧).

**અલી**ના વખતમાં આરબોમાં માહોમાંહે મોટો કુસંપ ઉભો થયો. સિરિયાના આરબ હાકેમ **મુએવીઆ**એ અલી સાંમે માથું ઉંચકયું. ઘણીએક લડાઇઓ અને મારામારી પછી ઇ. સ. ૬૬૧ માં અલીનું ખૂન થયું. અલીના બે બેટાઓ **હસન અને હુસેન** નામે હતા. અલી પછી હસન ખલીફ થયો. તે બહુ મોજીલો તથા વ્યભિચારી હોવાથી ખીલાફતનો અધિકાર પોતાના પિતાના મોટા દુશ્મન અને હરીફ મુએવીઆને સોંપી દઇને, સારી જેવી મોટી રકમની આવક લઇ મદીના ખાતે જઇ રહ્યો, જયાં તે ટુંક મુદતમાં મરણ પામ્યો. હસનના આ અવિચારી પગલાંથી કુરેશ (Kureish) કુટુંબમાંથી ખીલાફતનો અંત આવ્યો. અલીનો બીજો બેટો હુસેન યઝદેગર્દની બેટી શેહરબાનુ જોડે પરણ્યો હતો. આરબોની માહોમાંહેની લડાઇમાં કરબલા ખાતે અલીનો બેટો હુસેન માર્યો ગયો (ઇ. સ. ૬૮૦). હુસેનનાં મરણથી ઇરાનીઓ **ઓમયદ** (Omayyad) ખલીફો સાંમે બહુ ધિક્કારથી જોવા લાગ્યા.

———:o:———

# પ્રકરણ પાંચમું.

## સાસાની શહેનશાહતની સમાપ્તી પછી મધ્ય-એશિઆમાં ચાલુ રહેલો જરથોશ્તી અમલ.

## બોખારાના નામે ઇસ્લામી પણ મઝહબે જરથોશ્તી રાજકર્તાઓની હકીકત.

### (૧) બંદુન.

કેદેસીયા અને નેહાવંદનાં જંગો પછી એક પછી એક ઇરાની પ્રાંતો આરબોના હાથ હેઠળ આવ્યા હતા, અને ઇરાન ઉપર તેઓની સર્વોપરિ સત્તા ચાલુ થઇ ચુકી હતી. આ છતાં જીહુન નદીની પેલી પારના મુલકમાં હજુ જરથોશ્તી હકુમત કાયમ હતી, અને **બોખારામાં બંદુન** નામે એક જરથોશ્તી રાજા સ્વતંત્રપણે રાજ્ય કરતો હતો. આ તરફ હજુ આરબોએ પોતાનાં કદમ લંબાવ્યાં હતાં નહિ.

### (૨) ખાતુન.

બંદુનનાં મરણ પછી તેનો બેટો **તુગશાદે** રાજા થયો, પણ તે સગીર વયનો હોવાથી બંદુનની બાયડી, જેને મુસલમાન તવારીખનવેશો **ખાતુનને** નામે ઓળખાવે છે, તેણીએ રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી. ખાતુને બોખારામાં મોટા દબદબા સાથે ઘણાં વર્ષો સુધી અમલ ભોગવ્યો. આ વખતે બોખારામાં ૯૦) નામીચાં અમીરી ખાનદાનો હતાં, જે દરેક ખાનદાનમાંના ૨૦૦) જુવાન માણસો સોનેરી કમરબંદ તથા તરવાર બાંધી દરરોજ રાણીની સેવામાં હાજર રહેતા. જ્યારે ખાતુન બોખારામાં અમલ ચલાવતી હતી તે વખતે (યઝદેગર્દનાં મરણ પછી ૧૫ વર્ષે યાને ઇ. સ. ૬૬૬ માં) આરબો મધ્ય-એશિઆમાં દાખલ થયા. તેઓએ બોખારાની નજદીકમાં આવેલું **વએકંત** નામનું સુંદર શહેર ઇ. સ. ૬૭૨ માં કબજે કર્યું.

### આરબોની બોખારા ઉપરની પહેલી ચઢાઇ.

આરબ સરદાર **ઓબૈદુલ્લાહે** બોખારા ઉપર હુમલો કર્યો. ખાતુનને વખતસર તુરાનીઓની મદદ મળવાથી બોખારા ઉપર હુમલો કરનાર આરબ સરદાર ઓબૈદુલ્લાહ-બીન-જીયાદને મર્વ શહેર તરફ પાછું હઠી જવું પડયું. ડાહી ખાતુને જોઇ લીધું, કે તેણી આરબો સાંમે ટકી શકનાર નથી, તેથી પોતાના દેશ અને દીનનો બચાવ કરવાને ખાતર તેણીએ આરબો સાથે સુલેહ કરી દશ લાખ દેરમ (રૂા. ૮૧૬૭૫) ખંડણી તરીકે આપવા કબુલ કર્યું.

## આરબોની બોખારા ઉપરની બીજી ચઢાઇ.

આ સુલેહ પછી ત્રણ વર્ષ રહીને આરબોએ બીજીવાર બોખારા ઉપર હુમલો કીધો. ખાતુને આરબોના સરદાર **સઇદ–બીન–ઉસ્માનને** આગલી સુલેહની યાદ આપી મોટી ભેટસોગાદો મોકલી રાજી રાખવા વિચાર કીધો, પણ સઇદ–બીન–ઉસ્માને તે કબુલ ન કરતાં બોખારા ઉપરનો હુમલો ચાલુ રાખ્યો. ખાતુન તાબે થઇ અને સુલેહ કીધી. તેણીએ સુલેહની શરતના પાલણની જામીનગીરી તરીકે ૮૦) અમીરજાદાઓને સઇદને સ્વાધીન કીધા. સઇદ–બીન–ઉસ્માન તેઓને પોતા સાથે મદીના લઇ ગયો, અને તેઓને ત્યાં ગુલામ બનાવ્યા. આ અપમાન અમીરોથી સહન નહિ થઇ શકવાથી તેઓએ સઇદના મહેલમાં દાખલ થઇ તેનો જાન લીધો.

## આરબોની બોખારા ઉપર ત્રીજી ચઢાઇ.

ખોરાસાનના આરબ હાકેમે જીહુન નદી પસાર કરી ત્રીજી વાર બોખારા ઉપર હુમલો કીધો. આ વખતે ખાતુને **સુગ્ધ** અને બીજા પ્રાંતો ખાતેથી તુરાનીઓની મદદ મેળવીને ૧૨૦૦૦) માણસોનું લશ્કર ભેગું કર્યું. તુરાનીઓનો લડાઇમાં નાશ થવાથી એકવાર પાછું ખાતુનને આરબોને તાબે થવું પડયું.

## બોખારા ઉપર આરબોની ચોથી ચઢાઇ અને મધ્ય–એશિયામાં આરબોનો પગપેસારો (ઇ. સ. ૭૦૯).

અત્યારસુધીમાં આરબ સરદારોએ મધ્ય–એશિઆના મુલકોમાં ચઢાઇ લાવી, લુટ ચલાવી પાછા પોતાના મુલક તરફ ફરતા હતા; પણ હવે **કુતુઇબ–બીન–મુસ્લીમ** નામે આરબ સરદારે મધ્ય–એશિઆમાં આરબ ઝુંડો ઉડતો કરવા તથા ઇસ્લામી મઝહબ સ્થાપવાનો નિશ્ચય કર્યો. કુતુઇબ–બીન–મુસ્લીમે **બલ્ખ, વએકંત, સુગ્ધ** તથા **સમરકંદ**નાં શહેરો એક પછી એક તાબે કર્યાં. હવે કુતુઇબે બોખારા ઉપર હલ્લો કર્યો. આ વખતે બોખારાને આજુબાજુના તુરાનીઓની મદદ મળી નહિ, કારણ કે કુતુઇબે તેઓને પ્રથમથીજ તાબે કરી લીધા હતા. બોખારાના વતનીઓ તાબે થયા, અને કુતુઇબે તેઓને જોરજુલમથી જરથોસ્તી મઝહબ છોડાવી મુસલમાન બનાવવા પ્રયત્ન કર્યો. તેણે બોખારાના રહીશોને હુકમ કર્યો, કે દરેક ઘરનો અર્ધો ભાગ પોતાની સાથના આરબોના વસવાતને માટે કાઢી આપવો. આ આરબોને તેણે હુકમ ફરમાવ્યો, કે જરથોસ્તી રહેવાસીઓ ઉપર નજર રાખવી, કે તેઓ પોતાનો મઝહબ પાળે નહિ, અને તેઓને ઇસ્લામી મઝહબ શિખાડવો. બોખારાનાં જરથોસ્તી રહેવાસીઓએ પોતાના જાનના બચાવને ખાતર બહારથી ઇસ્લામી મઝહબ એખત્યાર કીધો, પણ અંદરખાનેથી તેઓ બાપીકો મઝહબ

પાળતા હતા, અને ભોંયરાઓમાં આતશકદેહો બનાવી છૂપીરીતે રાતના સમયે બંદગી અને સેતાયશમાં મશગુલ રહેતા. જ્યારે તેઓ પોતાનો મઝહબ પાળતા પકડાઈ આવતા, ત્યારે આરબો તેઓનો જાન લેતા. જરથોસ્તીઓને ઇસ્લામી મઝહબ તરફ લલચાવવા ખાતર કુતુઇબે હુકમ બહાર પાડયો, કે જેઓ જુમ્માને દિવસે એટલે શુક્રવારે બોખારામાં તેણે બંધાવેલી મસજીદમાં નેમાજને માટે હાજર થાય, તેઓ દરેકને બે દેરમ (આસરે અઢી આના)નો લવાજમ આપવો. આરબોની આ સઘળી કોશેશો છતાં બોખારાના જરથોસ્તીઓએ પોતાનો મઝહબ છોડયો નહિ. આથી ઘણીકવાર બોખારામાં ઇસ્લામી રહેવાસીઓ અને જરથોસ્તીઓ વચ્ચે ચાલુ લડાઇ થતી, અને પુષ્કળ લોહી રેડાતું. બોખારાને કબજે કરનાર આરબ સરદાર કુતુઇબનું તેના પોતાના સિપાઇઓએ કોઇ કારણસર ખૂન કર્યું. આરબોએ આ વખતે બોખારાને ખોરાસાન પ્રાંત સાથ જોડી દઇ ત્યાંના હાકેમને તાબેનો પ્રાંત બનાવ્યો. હવે બોખારામાં આગલા સ્વતંત્ર જરથોસ્તી રાજા બંદુન અને રાણી ખાતુનનો બેટો **તુગશાદ** ખોરાસાન પ્રાંતના હાકેમના હાથ હેઠળ અમલ ભોગવતો હતો.

## (૩) તુગશાદ.

**તુગશાદે**એ પોતાનો જાન બચાવવા તથા હકુમત જાળવી રાખવા ઇસ્લામી મઝહબ એખત્યાર કીધો હતો. તેણે બોખારામાં ૩૦) વર્ષ રાજ્ય કર્યું, અને છેવટે તેનું ખૂન થયું.

## (૪) કુતુઇબ.

તુગશાદ પછી બોખારાની ગાદી ઉપર તેનો બેટો **કુતુઇબ** આવ્યો. આરબ સરદાર કુતુઇબે બોખારાની ગાદી પાછી તુગશાદેને સ્વાધીન કરવાથી તેના ઉપકારના બદલામાં તુગશાદેએ પોતાના દીકરાને આરબ સરદારનું નામ આપ્યું હતું. કુતુઇબ નામે ઇસ્લામી હતો, પણ બાતેનમાં તે પોતાના નીઆગાંનોનો ધર્મ પાળતો હતો. આથી ખોરાસાનના આરબ હાકેમ **અબુ મુસ્લીમે** તેને મારી નખાવ્યો, અને તેના બેટા **નેનાત** અથવા **બીન્યાતને** ગાદી આપી.

## (૫) નેનાત (બીન્યાત)

**નેનાત** બહારથી મહમદીયાન હોવાનો ડોળ ઘાલતો હોવાથી ખોરાસાનના આરબ હાકેમે તેના બાપ કુતુઇબને મારી તેને બોખારાની ગાદી આપી. નેનાત ગાદી ઉપર પગભર થવા પછી જાહેર રીતે ઇસ્લામી મઝહબ તરફ દુશ્મનાઇ દેખાડવા લાગ્યો. તેણે **મોકન્ના** (બુરખાવાળા) નામે ખોટા ઉભા થએલા પેગામ્બરને મદદ આપી. જ્યારે **ખલીફ મેહદીને** આ વાતની ખબર પડી, ત્યારે તેણે એક આરબ ઘોડેસવાર ટુકડી મોકલી નેનાતનો જાન લેવાડયો.

### મોકન્ના વિષે હકીકત.

મોકન્ના મર્વનો રહેવાસી હતો, અને તેનું અસલ નામ **હાશીમ-બીન-હકીમ** હતું. તેણે જરથોસ્તી અને બુધ્ધ ધર્મમાંથી કેટલાંક શિક્ષણો લઇ ઇસ્લામી મઝહબની સામે પોતાનો નવો મઝહબ ફેલાવવા માંડયો. તેના આ નવા મઝહબે મધ્ય-એશિઆના તુરાનીઓમાં મોટી અસર કીધી, અને ૧૪) વર્ષ સુધી તેણે આરબોને ખુબ હંફાવ્યા, પણ આખરે તે આપઘાત કરી મરણ પામ્યો (ઇ. સ. ૭૭૭).

### (૬) અબુ ઇશાક.

નેનાત પછી બોખારાના રાજાઓ વિષે બરોબર હકીકત મળતી નથી. નેનાતનો નબીરો **અબુ ઇશાક** નામે હતો, જે બોખારાનો છેલ્લો રાજા હતો. અબુ ઇશાકની સત્તા એટલી બધી નબળી પડી ગઇ હતી, અને તેનાં રાજયની આમદાની એટલી ઘટી ગઇ હતી, કે ઇરાનના સામાની વંશના પાદશાહ **ઇસ્માઇલે** તેને ૨૦,૦૦૦) દેરમ (રૂા. ૧૬૭૫) નું વર્ષાસન આપવાનું કરી તેનું શહેર પોતાના કબજામાં લીધું. અબુ ઇશાક ઇ. સ. ૯૧૪ માં મરણ પામ્યો. આ રીતે સાસાની વંશની સમાપ્તી પછી લગભગ ૨૫૦) વર્ષ પછી મધ્ય-એશિઆમાંનાં બોખારાનાં પારસી રાજયનો છેડો આવ્યો.

---

## પ્રકરણ છઠ્ઠું.

## ઇરાન અને તેની આજુબાજુના મુલકોમાં વસતા કેટલાક તાયફાઓ અને તેઓનો માજદયસ્‍ની જરથોશ્તી ધર્મ સાથે સંબંધ.

હાલનાં ઇરાનમાં તેમજ અફ્ગાનિસ્તાન અને મધ્ય-એશિઆના મુલકોમાં કેટલાક એવા તાયફાઓ વસે છે, કે જેઓ શુદ્ધ ઇરાની હોઇ માજદયસ્‍ની જરથોસ્તી દીનનાં કેટલાંક મૂળતત્વો પોતાના રીત રિવાજોમાં સાચવી રાખી શકયા છે. આ ટોળાઓમાં **તાજીક, ફીરોઝકોહી, જમશેદી** અને **કાફીરે સિયાહ પુશ** મુખ્ય છે.

### તાજીક.

જયારે મધ્ય-એશિઆમાં ઈ. સ. ૧૧ મી સદીમાં તુરાનીઓ પગભર થયા, ત્યારે તેઓ તે તરફ વસતા ઇરાનીઓને તુચ્છકારથી **તાજીક** નામે ઓળખવા લાગ્યા. આ તાજીકોની મુખ્ય વસ્તી મધ્ય-એશિઆના બદખ્શાન, બોખારા, ખોકંદ, ખીવા, ચીનાઇ-તુર્કસ્તાન વગેરે પ્રાંતોમાં, તથા અફ્ગાનિસ્તાનનાં બલ્ખ, કાબુલ, કંદહાર, હેરાત વગેરે શહેરોમાં, તથા કોહેસ્તાનના પહાડી મુલકમાં છે. પર્વતો ઉપર વસતા તાજીકોને **ગાલ્ચા**ને નામે ઓળખવામાં આવે છે. સદીઓ સુધી તાર્તારી, તુર્કી

અને મોગોલ વગેરે પ્રજાઓ સાથે વસવા છતાં આ તાજીકોએ પોતાનું સ્વચ્છ ઇરાની લોહી જાળવી રાખ્યું છે. તાજીકો ઘણા હોશિયાર અને ભણેલા હોઇ મધ્ય-એશિઆના તુરાની હાકેમોના સલાહકાર વજીરો તરીકે પસંદગી પામતા રહ્યા છે. પહાડી તાજીકો કે જેઓને ગાલ્ચાને નામે ઓળખવામાં આવે છે, તેઓની ભાષા અવસ્તા ભાષા સાથે ઘણો સંબંધ ધરાવે છે, અને તે ઉપરથી પુરવાર થાય છે, કે આ ટોળો ઇરાની જરથોશ્તી બુન્યાદથી ઉતરી આવેલો છે.

## ફીરોજ કોહી.

અફગાનિસ્તાનની મધ્ય-એશિઆ તરફની સરહદ ઉપર આ ટોળો પહાડ ઉપર વસે છે. તેઓ ફારસી જબાન બોલે છે. તેઓ આજુબાજુના મુલકો ઉપર ઉતરી પડી, લૂટફાટ કરી પોતાનું ગુજરાન ચલાવે છે.

## જમશેદી.

આ ટોળો અફગાનિસ્તાનમાં વસે છે, અને તે પોતાને જમશેદના વંશથી ઉતરી આવેલો જણાવે છે. આ ટોળો આતશ માટે મોટું માન ધરાવે છે, અને પોતાની રીતભાતમાં ઇસ્લામી કરતાં જરથોશ્તી વધારે દીસે છે.

## કાફીરે સિયાહ પુશ.

આ ટોળો હિંદુકુશ પહાડની નજદીકમાં આવેલા મધ્ય-એશિઆના કાફીરસ્તાનમાં વસે છે. કાફીરે સિયાહ પુશ અને હાલના પારસીઓની રાહરસમ વચ્ચે નીચલું મળતાપણું જોવામાં આવે છે:—

(૧) પારસીઓની માફક કાફીરે સિયાહ પુશ ટોળાના લોકો પોતાની સઘળી ક્રિયાઓ આતશ સન્મુખ કરે છે.

(૨) દસ્તાન અને સુવાવડની જાળવણી તેઓની સ્ત્રીઓ પારસી સ્ત્રીઓની માફક કરે છે. તેઓ સુવાવડ વખતે ૨૪) દહાડા સુધી જન્નારી ઓરત અને તેણીનાં બાળકને ગામની બહાર એક એલાહેદાં ઘરમાં રાખે છે, અને ત્યાર પછી પવિત્ર કરી ગામમાં લાવે છે. દસ્તાનવાળી ઓરતોને માટે પણ ગામની બહાર એક જુદું ઘર રાખવામાં આવે છે.

(૩) આ લોકો ગુજરેલાંની લાશને વંદીદાદના ફરમાન મુજબ ઉંચા પહાડ ઉપર ખુલ્લી મૂકે છે, અને તેઓને પક્ષીઓની પાસે ભક્ષ કરાવે છે.

(૪) તેઓ પોતાનું નવું વરસ જમશેદી નવરોજના ટાંકણાં ઉપર શરૂ કરે છે, અને એ ઐયામમાં આપણા ફરવરદેગાનના દિવસોની માફક ૧૦) દિવસો સુધી તેઓ ખુદાતાલાની બંદગીમાં મશગુલ રહે છે.

આ સઘળું છતાં આ ટોળાવાળાઓ મૂર્તિને માને છે, તેથી કેટલાકો તેઓને બુદ્ધિસ્ત કે હિંદુ ટોળા તરીકે ઓળખાવે છે; પણ તે છતાં તેઓમાં ચાલતા રીતરિવાજો અને રસમો જરથોસ્તીઓને વધુ મળતી આવે છે. બનવાજોગ છે, કે બુદ્ધિસ્ત ધર્મના આ તરફના ફેલાવા વખતે આ અસલ જરથોશ્તી ટોળા ઉપર મૂર્તિપૂજાના બુદ્ધિસ્ત રિવાજની અસર થઇ હોય.

---

## પ્રકરણ સાતમું.

### ઇરાનમાં ઓમયદ ખીલાફતનો અમલ (ઇ. સ. ૬૬૧–૭૪૯), અને તે દરમિયાન જરથોશતીઓના સંબંધમાં બનેલા અગત્યના બનાવો.

### મુએવીઆ (ઇ. સ. ૬૬૧–૬૮૦).

**મુએવીઆ** ઓમયદ ખીલાફતનો સ્થાપનાર હતો, જે નામ તેના વડીલ ઓમયનાં નામ ઉપરથી પડયુ છે. તેણે મદીનાને બદલે દમાસકસને પોતાની રાજધાની તરીકે પસંદ કર્યું. તેના વખતમાં આરબોએ ઝર્કસાર્ટીસ નદી ઓળંગી પેલે પારના **બોખારા** અને **સમરકંદ**નાં જરથોશ્તી રાજ્યો ઉપર હુમલો કરી તાબે કીધાં (ઇ. સ. ૬૭૪–૬૭૬). આ રીતે મુએવીઆના વખતમાં વધુ જરથોશ્તી રાજ્યોને આરબોની સર્વોપરિ સત્તા કબુલ રાખવી પડી.

### ઓમયદ વંશનો ખલીફ વાલીદ ૧ લો.

(ઇ. સ. ૭૦૫–૭૧૪).

ઓમયદ વંશના **ખલીફ વાલીદ ૧ લા**ના અમલ દરમિયાન આરબોએ બોખારાનું જરથોશ્તી રાજ્ય જીતી લીધું, અને સમરકંદ તાબે કરતી વખતે કેદ પકડાએલી શાહ યજદેગર્દના બેટા ફીરૂજની બેટી માહઆફ્રીદ સાથે ખલીફ વાલીદે શાદી કીધી.

### ઓમયદ વંશનો ખલીફ સુલેમાન.

(ઇ. સ. ૭૧૪–૭૧૭).

આરબોએ મદીનાથી ઇરાક, ઇરાન અને પૂર્વ તુર્કસ્તાનનાં દેશો સુધી પોતાની ફત્તેહો અત્યારસુધીમાં લંબાવી હતી; એટલું છતાં **તબ્રીસ્તાન** (હાલનું માજનદરાન) અને ઇરાનની ઉત્તરે આવેલા **વેહરકાન** (ગોરગાન; હીર્કેન્યા)ના મુલકમાં જરથોશ્તી હાકેમો સ્વતંત્ર અમલ ચલાવતા હતા. ઓમયદ વંશના **ખલીફ સુલેમાન**ના વખતમાં આરબોએ તબ્રીસ્તાન ઉપર હુમલો કીધો. તબ્રીસ્તાનનાં

જરથોસ્તીઓએ ભારી શૂરવીરતાથી પોતાનો બચાવ કીધો. આરબ સરદાર યેજીદનુ લશ્કર મોટી મુશ્કેલીમાં આવી પડયું. યેજીદને પોતાની અને પોતાનાં લશ્કરની સલામતીને માટે ત્રણ લાખ દીનારનો દંડ તબ્રીસ્તાનના જરથોશ્તી હાકેમને આપી પોતાનું લશ્કર પાછું ખેંચી લેવાની ફરજ પડી. આ પછી આરબોએ વેહરકાન ઉપર હુમલો કીધો, અને કેટલાક માસના ઘેરા પછી કિલ્લો સર કીધો (ઇ. સ. ૭૧૬).

## ખલીફ ઓમર બીજો.

ઓમયદ વંશનો **ખલીફ ઓમર** એક પરહેજગાર અને ભલો પુરૂષ હતો. તેણે ઇરાનના જરથોશ્તીઓ તરફ ઇન્સાફથી વર્તવા હુકમ બહાર પાડયો. વળી તેણે ઇસ્લામીઓને જરથોશ્તી આતશકદેહોનો નાશ નહિ કરવાને તથા જરથોશ્તીઓ સાથ ઇન્સાફ અને ભલાઇથી વર્તવા ફરમાવ્યું; એટલું છતાં તેણે જરથોશ્તીઓને નવાં આતશકદેહો બાંધવાની મનાઇ કીધી.

## ઓમયદ ખીલાફતનો અંત.

ઓમર બીજા પછીથી ઓમયદ ખીલાફતની પડતી શરૂ થઇ. ઓમર બીજાની ભલાઇ અને ઇન્સાફી વર્તણુંક છતાં ઓમયદ વંશના ખલીફાઓ તરફથી ઇરાન અને ઇરાનીઓએ બહુ ખમ્યું હતું. જે ઇરાનીઓ ઇસ્લામી ધર્મમાં વટલાયા હતા, તેઓને પણ આરબો પોતાથી હલકા ગણી ધિક્કારતા હતા. વળી જે ઇરાનીઓ પોતાના બાપીકા ધર્મને વળગી રહ્યા હતા, તેઓ તરફ આરબોની વર્તણુંક એથી પણ વધારે ખરાબ હતી. ઇરાન ઉપરના આરબોના આવા ગેરઇન્સાફી અમલથી ઇરાનીઓ કંટાળ્યા હતા. વળી આરબ સરદારો વચ્ચેના માહોમાંહેના કુસંપને લીધે પણ મોટી ખૂનામરકી ચોતરફ ચાલી રહી હતી. આથી જ્યારે મહમદ પેગામ્બરના કાકા **અબ્બાસ**ના વંશથી ઉતરી આવેલા શખ્સોએ ઓમયદ ખીલાફત સાંમે ચળવળો શરૂ કીધી, ત્યારે ખોરાસાન પ્રાંતના ઇરાનીઓએ તેઓને મજબુત ટેકો આપ્યો. **અબુ મુસ્લીમ** નામના એક શખ્સની સરદારી હેઠળ ખોરાસાનના ઇરાનીઓએ અનેક લડાઇઓ કરી, ઓમયદ વંશના છેલ્લા **ખલીફ મેરવાન**ને હરાવી મારી નાંખ્યો. મેરવાનનાં મરણથી ઓમયદ ખીલાફતનો અંત આવ્યો, અને **અબ્બાસી** વંશના ખલીફોની સત્તા શરૂ થઇ.

# પ્રકરણ આઠમું.

## ઇરાનમાં અબ્બાસી ખીલાફતનો અમલ (ઇ. સ. ૭૪૯–૮૬૧) અને તે દરમિયાન જરથોશ્તીઓના સંબંધમાં બનેલા બનાવો.

### અબુલ અબ્બાસ

(ઇ. સ. ૭૪૯–૭૫૪).

અબ્બાસી વંશના **ખલીફ અબુલ અબ્બાસ**ના વખતમાં ઇરાનમાં મોટી ખુનરેજી ચાલી, જેમાં ત્યાંના જરથોશ્તીઓને પણ ઘણું ખમવું પડયું.

### અબુ જાફર અલ મન્સુર (Jāfer the victorious)

(ઇ. સ. ૭૫૪–૭૭૫).

### ખોરાસાનના જરથોશ્તીઓનો બળવો.

અબ્બાસ પછી તેનો ભાઇ **અબુ જાફર** મન્સુર એટલે ફત્તેહમંદ એવો એલ્કાબ ધારણ કરી ગાદી ઉપર આવ્યો. એણે અબ્બાસી વંશની સ્થાપના કરવામાં કિમતી મદદ આપનાર અબુ મુસ્લીમને તેની વધતી જતી સત્તા જોઇ મારી નાખ્યો. ખોરાસાનમાં અબુ મુસ્લીમનો લાગવગ ભારે હતો. આથી **સીન્દબાદ** નામના એક જરથોશ્તીએ ખલીફની સાંમે બળવો જગાડયો (ઇ. સ. ૭૫૬). તેણે રએથી નીશાપુર સુધીનો સઘળો મુલક કબજે કર્યો. આ મોટો બળવો ત્રણ મહિના સુધી ચાલ્યો, અને તેમાં સીન્દબાદનાં ૬૦,૦૦૦ માણસો કપાઇ મુવાં. સીન્દબાદે તબ્રીસ્તાનમાં જઇ ત્યાંના જરથોશ્તી હાકેમનો આસરો લીધો. તબ્રીસ્તાનના જરથોશ્તી હાકેમો સેપાહબુદના એલ્કાબથી ઓળખાતા હતા. સેપાહબુદનો અર્થ લશ્કરનો વડો એવો થાય છે. સીન્દબાદ તરફથી સેપાહબુદ મેદાને પડયો, પણ આરબ લશ્કરે તેને હરાવી તબ્રીસ્તાન જીતી લીધું. સેપાહબુદે પોતાનો મુલક ઇસ્લામીઓના હાથમાં જવાથી ઝેર લઇ પોતાની જીંદગીનો અંત આણ્યો. સીન્દબાદના બળવા પછી ઇરાનીઓ ઉપર ઇસ્લામીઓ તરફથી ભારે જુલમ ગુજારવામાં આવ્યો. આથી ઘણાક જરથોશ્તીઓ હિંદુસ્તાન આવી વસ્યા.

મન્સુરે ઇ. સ. ૭૬૨ માં **બગદાદ** શહેર વસાવ્યું, અને ત્યાં પોતાની રાજધાની કીધી. મન્સુરના વખતમાં ઇરાની અસર વધુ પગભર થતી ચાલી. ઇરાનીઓ રાજ્યવહિવટમાં અગત્યનો ભાગ લેવા લાગ્યા. અત્યારસુધીમાં ખલીફોની રાજ્યપદ્ધતિ કોઇ ચોક્કસ ધોરણ ઉપર રચાઇ હતી નહિ. જાફરના વખતથી સાસાની રાજ્યપદ્ધતિ ઉપર દેશનો કારોબાર ચલાવવાનું શરૂ થયું.

## ખલીફ હારૂન અલ રશીદ (Haroon the upright).

(ઇ. સ. ૭૮૬–૮૦૯).

**ખલીફ હારૂન અલ રશીદ**ના વખત દરમિયાન **જાઅફર** નામે તેનો એક વજીર હતો. જાઅફરના બાપનો બપાવો **બાર્માક** નામે બલ્ખનાં આતશકદેહનો એક મોબેદ હતો. બાર્માકના વખતથી તે અને તેના વંશજો ખલીફોની નોકરીમાં હતા, અને રાજ્યમાં સારા ઓહ્દાઓ ભોગવતા હતા. બાર્માકના બેટા **કાહુલીદે** બાપદાદાનો મઝહબ તજી દઇ ઇસ્લામી મઝહબ એખત્યાર કીધો. ખલીફ હારૂન–અલ–રશીદે જાઅફર-બીન-યાહિયાને મારી નાખ્યો, અને તે પોતે પણ ઇ. સ. ૮૦૯ માં મરણ પામ્યો.

## મામુન (ઇ. સ. ૮૧૧–૮૩૩).

ખલીફ હારૂન–અલ–રશીદ પછી તેનો બેટો **મામુન** ખલીફ થયો, જે વિદ્યા–એલમનો ઘણો શોખીન હતો. તેની દરબારમાં સઘળા મોટા ઓહ્દાઓ ઇરાની જરથોશ્તીઓ ધરાવતા હતા. ખલીફ મામુન પછી ઇરાનમાં ખલીફોનો દોર તૂટતો ગયો. જુદા જુદા પ્રાંતના હાકેમો ખલીફોથી સ્વતંત્રપણે પોતાના પ્રાંતોમાં હકુમત કરવા લાગ્યા.

## મુતાવકકીલ. (ઇ. સ. ૮૪૭–૮૬૧).

અબ્બાસી વંશના **ખલીફ મુતાવકકીલે** ખ્રિસ્તીઓ, યાહુદીઓ, જરથોશ્તીઓ વગેરે સઘળા પારકા ધર્મવાળાઓ ઉપર ભારે જુલમ ગુજાર્યો. આ ખલીફે **સમારા** ખાતેના પોતાના મહેલમાં રોપવા માટે જરથોશ્ત પેગામ્બરે ગુશ્તાસ્પ પાદશાહની દરગાહમાં રોપેલું **સર્વ–એ–કશ્મર** કાપી લાવવા હુકમ આપ્યો. લોકોની ઘણી આજીજી છતાં તે મોટાં અને બહોળો ફેલાવો પામેલાં ઝાડને ખલીફના માણસોએ કાપી તેની કેટલીક ડાળીઓ સમારા લઇ આવ્યા, જે દિવસે સર્વ–એ–કેશ્મરનાં ઝાડની કાપેલી ડાળીઓને સમારા ખાતે લાવવામાં આવી તેજ દિવસે ખલીફનું ખૂન તેના બેટાએ કીધું.

# પ્રકરણ નવમું.

## ઇરાનમાં આરબ અમલની પડતી.

## ઇરાનમાં રાજ્ય કરી ગએલા બુન્યાદે ઇરાની પણ મઝહબે ઇસ્લામી એવા વંશોની હકીકત.

### તાહીરી વંશ (ઇ. સ. ૮૫૦-૮૬૮).

ઇ. સ. ની નવમી સદીના અર્ધા પાછલા ભાગમાં ઇરાનમાં અબ્બાસી ખલીફાની સત્તા તૂટતી ચાલી, અને જુદા જુદા પ્રાંતના હાકેમો સ્વતંત્રપણે અમલ કરવા લાગ્યા. ખોરાસાન પ્રાંતમાં **તાહીર** નામના એક ઇરાનીએ અર્ધ સ્વતંત્રપણે અમલ ચલાવવા માંડયો. **તાહીરી** વંશ પછી ઇરાનમાં **સફ્ફારી** વંશની હકુમત પગભર થઈ.

### સફ્ફારી વંશ (ઇ. સ. ૮૬૮-૮૯૩).

સફ્ફારી વંશના સ્થાપક **યાકુબ-બીન-લઇસે** તાહીરી વંશનો છેડો આણી ખોરાસાન પ્રાંતમાં પોતાની સત્તા ચાલુ કીધી. યાકુબ-બીન-લઇસ સફ્ફાર યાને કંસારાનાં કુટુંબમાંથી ઉતરી આવ્યો હતો. તેથી એ વંશ સફ્ફારી વંશ તરીકે જણાયલો છે.

### સામાની વંશ (ઇ. સ. ૮૯૩-૧૦૦૫).

જ્યારે ખોરાસાનમાં સફ્ફારી વંશના અમીરો રાજ્ય કરતા હતા, ત્યારે ઓકસસ નદીની પેલે પારના મુલકમાં સામાની વંશના અમીરોએ બગદાદ ખાતેના ખલીફથી સ્વતંત્રપણે રાજ્યવહિવટ ચલાવવા માંડયો. સામાની વંશના **ઇસ્માઇલે** સફ્ફારી વંશનો છેડો આણી સામાની વંશની સ્થાપના કીધી. આ ઇસ્માઇલના બાપનો બપાવો **સામાન** નામે બલ્ખનો એક જરથોશ્તી ઉમરાવ હતો. સામાન **બહેરામ-ચોબીનની** ઓલાદથી ઉતરી આવ્યો હતો. સામાનને કોઇ કારણથી બલ્ખના મુલકમાંથી હાંકી કાઢવામાં આવ્યો, પણ તે ખોરાસાન પ્રાંતના આરબ હાકેમની મદદથી પાછો પોતાને મુલક જઇ પોતાની સત્તા મેળવી શકયો. સામાને આ ઉપકારના બદલામાં પોતાનો બાપીકો જરથોશ્તી મઝહબ તજી ઇસ્લામી મઝહબ એખત્યાર કીધો. ઇસ્માઇલના અમલ દરમિયાન સઘળા ઇરાની પ્રાંતોમાં ઇરાની હાકેમોજ નિમાવા લાગ્યા, અને આરબોનો પગદંડો સદંતર ઇરાનમાંથી નાબુદ થયો. આરબોની ઇરાન ઉપરની ફત્તેહ પછી લગભગ ૨૫૦) વર્ષ સુધી ઇરાન ઉપર આરબ અમલ રહ્યો; પણ ત્યાર પછી ઇરાની ઓલાદના અને જરથોશ્તી વડીલથી ઉતરી આવેલા ઇસ્મા-

ઇલ પાદશાહની સત્તા ઇરાનમાં થઇ. ઇસ્માઇલે અસલી ઇરાની સુધારાને પાછો જાગૃત કરવામાં કિંમતી મદદ આપી. આરબોની ઇરાન ઉપરની ફતેહ પછી ફારસી જબાનમાં અરબીનો ભેળ થયો હતો તે દૂર કરી, સાસાની પાઝંદ જબાન નવેસરથી તાજી કરવા તેણે પ્રયત્ન કર્યો. તેણે તમામ રીતે ઇરાનમાંથી આરબ અસર દૂર કરી ઇરાનની અસલ્યાત ખીલવવા પ્રયત્ન કર્યો. તે એક ભલો, દયાળુ, દેશાભિમાની ઇરાની હતો. તે ૩૪) વર્ષ રાજ્ય કરી ઇ. સ. ૯૦૭ માં ૬૧) વર્ષની ઉંમરે મરણ પામ્યો. એ વંશ દરમિયાન બોખારામાં નામીચો ફારસી શાએર **રૂદકી** થઇ ગયો.

### **દીલમી વંશ** (ઇ. સ. ૯૦૩–૧૦૫૫).

સામાની વંશની પડતીના વખતમાં ઇરાનના મધ્ય ભાગમાં દીલમ પ્રાંતના એક ઇરાનીએ **દીલમી** વંશની સ્થાપના કીધી. દીલમી અમીરો પોતાને **બહેરાંમ-ગોર**ની ઓલાદથી ઉતરી આવેલા ગણુતા હતા. તેઓનો ધર્મ શીઆ મુસલમાન હતો, પણ તેઓ પોતાની ઇરાની બુન્યાદ માટે મગરૂર હતા.

---

## પ્રકરણ દશમું.

## ઇરાનમાં તૂર્કી, મોંગોલ અને તાર્તારોનો પરદેશી અમલ અને તે દરમિયાન દેશની થએલી મોટી પાયમાલી.

### (૧) ઇરાનમાં તૂર્કી અમલ (ઇ. સ. ૯૯૦–૧૧૯૭).

### (ક) ગઝનવી વંશ (ઇ. સ. ૯૯૭–૧૦૬૦).

દીલમી વંશના અમીરોની પડતી પછી ઇરાનમાં તૂર્કીઓની સત્તા પગભર થઇ. ઇરાનમાં રાજ્ય કરી ગએલા તૂર્કી વંશોમાંનો પહેલો વંશ **ગઝનવી વંશ** હતો. આ વંશનો નામીચો સુલતાન **મહમદ** પશ્ચિમે ઇરાનથી પૂર્વે હિંદુસ્તાનના પંજાબ સુધીના મુલકોનો માલેક બન્યો. મહમદના બાપ **સબકતગીને** જાતિ બાહોશીથી એક નાનું રાજ્ય સ્થાપ્યું હતું. આ નાના રાજ્યને મહમદે એક મોટી સલ્તનતમાં ફેરવી નાંખ્યું. મહમદ વિદ્યાઅભ્યાસનો શોખીન હતો. તેની ગઝની ખાતેની દરબારમાં અનેક નામીચા કવિઓ રહેતા હતા. મહમદની ફરમાસ ઉપરથી **ફિર્દોસી**એ ઇરાનના આગલા શાહોની તવારીખ લખી હતી. મહમદ પછીના ગઝનવી વંશના સુલતાનોની સત્તા ઇરાનમાંથી નાબુદ થઇ, અને **સલ્જુકી** નામે એક બીજો તૂર્કી વંશ સત્તામાં આવ્યો.

## (ખ) સલ્જુકી વંશ (ઇ. સ. ૧૦૩૭–૧૧૯૭).

સલ્જુકી વંશની સ્થાપના **તોઘરીલ બેગ** નામના એક શૂરવીર તૂર્કે ઇ. સ. ૧૦૩૭ માં કીધી. સલ્જુકી વંશના પાદશાહોએ પૂર્વમાં તુર્કસ્તાનથી પશ્ચિમમાં ભૂમધ્ય સમુદ્ર સુધી એક મોટી શહેનશાહત સ્થાપી. સાસાની વંશની પડતી પછી સ્થપાએલાં અનેક રાજ્યોમાં સલ્જુકી શહેનશાહત અવ્વલ દરજ્જો ધરાવતી હતી. તેના પાદશાહો શૂરવીર લડવૈયાઓ હતા. એ વંશના એક પાદશાહ **જલાલુદ્દીન મલેકશાહ**ના વખતમાં **ઓમરખયામ** નામે વિજ્ઞાન શાસ્ત્રી, **અલ ગઝાલી** નામે મોટો ધર્માધ્યક્ષ અને **નીઝામ–ઉલ–મુલ્ક** નામે પ્રખ્યાત રાજદ્વારી પુરૂષ થઇ ગયા. મલકેશાહ વિદ્યાઅભ્યાસનો શોખીન હતો, અને તેના વજીર તરીકે નીઝામ–ઉલ–મુલ્ક જેવો વિદ્વાન અને કુશળ રાજદ્વારી કામ બજાવતો હતો. મલેકશાહે **નીશાપુર** ખાતે ખગોળશાસ્ત્રના અભ્યાસ માટે એક વેધશાળા બાંધી હતી. આ વેધશાળામાં બીજા સાયન્ટીસો જોડે ઓમરખયામ કામ કરતો હતો. આ ખગોળશાસ્ત્રીઓએ એક નવું પંચાંગ બનાવ્યું, જેનો સને મલકેશાહનાં નામ ઉપરથી **જલાલી સને** તરીકે ઓળખાયો. ઇ. સ. ૧૧૯૭ માં સલ્જુકી વંશનો છેડો આવ્યો.

### અતાબેગ યાને નાના સરદારોનો ઇરાની પ્રાંતોમાં રાજ્ય અમલ
### (ઇ. સ. ૧૨૨૫ સુધી).

સલ્જુકી વંશના પાછલા વખતમાં ઇરાનના જુદા જુદા પ્રાંતોમાં નાના નાના સરદારોએ રાજ્યો સ્થાપ્યાં. ઇરાનની તવારીખમાં આ નાના સરદારો **અતાબેગ**ને નામે જણાયલા છે. **ફાર્સ, આઝરબઇજાન, લ્યુરીસ્તાન** વગેરે પ્રાંતોમાં અતાબેગોનો અમલ ચાલતો હતો.

## (૨) ઇરાનમાં મોંગોલ અમલ (ઇ. સ. ૧૧૭૫–૧૩૩૫).

સલ્જુકી વંશના પાછલા વખતમાં ઇરાનના પશ્ચિમ ભાગમાં જ્યારે અતાબેગોનો અમલ શરૂ થયો, ત્યારે પૂર્વ ભાગમાં **મોંગોલો** પગભર થવા લાગ્યા. આ મોંગોલો **હુન** (અવસ્તા હુનુ) લોકોના વંશજો હતા. ચીનનો ઉત્તર ભાગ **મોંગોલીઆ** તેમનું વતન છે. ઇ. સ. ૧૧૭૫ માં **ચંગીજખાન** નામે તેમના એક સરદારની આગેવાની હેઠળ મોંગોલોએ મધ્ય–એશિઆમાં દાખલ થઇ ઇરાન તરફ આગળ વધવા માંડ્યું. મોંગોલોની ચઢાઇ અને દરોડાથી પૂર્વ ઇરાનનાં સઘળાં શહેરો અને પ્રાંતો ઉજ્જડ બન્યાં. લાખો માણસોની કતલ ચાલી, અને મોંગોલો કતલ ચલાવતા અને નાશ કરતા પશ્ચિમ અને ઉત્તર–પશ્ચિમ ઇરાન તરફ આગળ વધ્યા. તેઓ મુસલમાનો, જરથોસ્તીઓ, ખ્રિસ્તીઓ, યાહુદીઓ વગેરે જેઓ પણ તેઓની સાંમે

થાય, તેઓની બેરહેમ કતલ કરતા આગળ વધતા હતા. ચંગીજખાનના મોંગોલોએ ઇરાન ઉપર જે કહેર વર્તાવ્યો, તેવો બીજો બનાવ કોઇ પણ દેશની તવારીખમાં નોંધાયો નથી. મોંગોલોની ચઢાઇથી ઇસ્લામી સુધારા અને પ્રગટીનો નાશ થયો. આ ચઢાઇ દરમિયાન કપાઇ ગએલા લાખો માણસોમાં ઘણા જરથોસ્તીઓ પણ માર્યા ગયા, જેઓના નાશ થવા સાથ આરબોના હુમલા પછી મોટી મુશ્કેલી સાથ બચાવી રાખેલાં જરથોસ્તી ધર્મ સાહિત્યનો પણ નાશ થયો. આજે ઇરાનમાં જે થોડી જરથોસ્તી વસ્તી બચી રહેલી છે, તેનું કારણ એ કે, મોંગોલોએ સારે નસીબે દક્ષિણ ઇરાન ઉપર હુમલો કર્યો હતો નહિ. જો ઝનુની મોંગોલોનાં પગલાં આ તરફ લંબાયાં હોત, તો ઇરાનમાંથી જરથોસ્તીઓ અને જરથોસ્તી ધર્મની બુનએખ ઉખડી જાત. ચંગીજખાનનું મરણ ઇ. સ. ૧૨૨૭ માં નિપજ્યું.

ઇ. સ. ૧૨૫૮ માં **હુલાગુખાન** નામના એક મોંગોલ સરદારે ખલીફાની રાજધાની **બગદાદ** ઉપર હુમલો કીધો. તેણે ચંગીજખાને કોઇપણ શહેર ઉપર વર્તાવેલા કહેર કરતાં વધુ કહેર બગદાદ પર વર્તાવ્યો, ૮) દિવસ સુધી લૂટ ચલાવી, અને દશ લાખ માણસોને કતલ કીધાં. અબ્બાસી વંશનો છેલ્લો **ખલીફ મુસ્તસીમ બીલ્લાહ** પણ કતલ થયો, અને અબ્બાસી ખીલાફતનો છેડો આવ્યો. ખલીફાની રાજધાની તરીકે બગદાદ ઇસ્લામીઓના સુધારાવધારા અને કળાકૌશલ્યનું મુખ્ય મથક હતું તેનો નાશ થવાથી ઇસ્લામી સુધારાને અને આરબ સંસ્કૃતીને ઝનુન ફટકો પડયો.

### **મુજફ્ફર વંશ** (ઇ. સ. ૧૩૧૩–૧૩૯૩).

મોંગોલ વંશના પાછલા વર્ષોમાં ઇરાનમાં **મુજફ્ફર** નામે એક બીજા વંશની સત્તા થઇ, જેણે પોતાનું પાયતખ્ત **શીરાજ** ખાતે રાખ્યું. એ વંશની સત્તા દરમિયાન ઇરાનમાં નામીચો કવિ **હાફેજ** થઇ ગયો. એ વંશનો અંત ઇ. સ. ૧૩૯૩ માં **તૈમુરલંગે** આણ્યો.

### (૩) **ઇરાનમાં તાર્તારોનો અમલ.** (ઇ. સ. ૧૩૯૩—૧૪૯૪).

**તૈમુરલંગ**ના તુરાની વંશે ઇ. સ. ૧૬ મી સદીની શરૂઆત સુધી ઇરાનમાં હકુમત ચલાવી. આ પ્રમાણે લગભગ ૮૫૦) વર્ષ સુધી ઇરાનમાં આરબ, મોંગોલ અને તુર્કી હકુમત ચાલુ રહી, જેથી ઇરાનમાંથી ઇરાનીપણાનો નાશ થયો, અને એક મિશ્રિત પ્રજા ઇરાનમાં ઉભી થઇ. અત્યારસુધી ઇરાનમાં રાજ્ય કરી ગએલા સઘળા વંશોમાં માત્ર તાહેરી, સફ્ફારી, સાસાની અને દીલમી ઇરાની વંશો હતા. તૈમુરની રાજધાની **સમરકંદ** ખાતે હતી. આ બહાદુર તાર્તારીએ રશિઆનાં મોસ્કો અને હિંદુસ્તાનનાં દિલ્હી સુધી ચોતરફ પોતાની ફત્તેહો લંબાવી

હતી. સફાવી વંશના શાહ **ઇસ્માઇલે** તૈમુરલંગના તાર્તારી વંશની સમાપ્તી આણી. (ઇ. સ. ૧૪૯૪).

**સફાવી વંશ.** (ઇ. સ. ૧૪૯૪–૧૭૩૬).

**સફાવી** વંશનો સ્થાપનાર શાહ **ઇસ્માઇલ** એક બહાદુર પાદશાહ હતો. તે એક શૂરવીર લડવૈયા ઉપરાંત ફિલ્સુફ પણ હતો. તેણે ઇરાનમાં પોતાની સત્તા મજબુત કરી ઇરાનમાં ઇરાનીપણાને સજીવન કર્યું. તે એક શીઆ પંથનો પાદશાહ હતો, અને તેના પછી અત્યાર સુધી ઇરાનમાં શીઆ પાદશાહોનો અમલ ચાલે છે. આપસઆપસમાં લડી મરતા સઘળા શીઆ પંથોને એકત્ર કરી આજના ઇરાનની પ્રથમ રચના કરનાર તે હતો. તેણે **ઇસ્ફહાન** ખાતે પોતાની રાજધાની કીધી.

સફાવી વંશ ઇ. સ. ૧૪૯૪–૧૭૩૬ સુધી રહ્યો, જે દરમિયાન ઇ. સ. ૧૭૨૦ થી ઇરાનમાં અફગાનોએ પગપેસારો કરી, સફાવી વંશના પાદશાહને પદભ્રષ્ટ કરી **અફગાન વંશ** ચાલુ કીધો. ઇરાન ઉપરના અફગાનોના અમલથી દેશહિતકારી ઇરાનીઓ નારાજ બન્યા. આ અફગાન વંશનો છેડો **નાદીરકુલી** નામના એક ખોરાસાનના વતનીએ લાવી પોતાના વંશની હકુમત ઇરાનમાં શરૂ કીધી.

---

## પ્રકરણ અગિયારમું.

### નાદીરકુલી અને જંદ વંશના ઇરાન ઉપરના અમલ દરમિયાન યજદ અને કેરમાનના જરથોશતીઓની થએલી મોટી કતલ.

**નાદીરકુલી વંશ** (ઇ. સ. ૧૭૩૬–૧૭૬૦).

આરબો, મોંગોલો, તુર્કો અને અફગાનોના ઇરાન ઉપરના દરોડાનાં પરિણામે ઇરાનની કરોડોની જરથોસ્તી વસ્તી ઓછી થતી ચાલી. આજથી લગભગ ૨૦૦) વર્ષની વાત ઉપર **નાદીરશાહ**ના વખતમાં ઇરાનમાં લગભગ પાંચ લાખ જરથોસ્તીઓની વસ્તી હતી એમ કહેવાય છે. આમાંના કેટલાક જરથોસ્તીઓ ઇરાનના શાહની લશ્કરી નોકરીમાં હતા. જ્યારે ઇરાનના પાદશાહ નાદીરશાહે ઇરાન ઉપરના અફગાન હુમલાનું વેર લેવા અફગાનિસ્તાન ઉપર ચઢાઇ કીધી, ત્યારે તેનાં લશ્કરમાં ઇરાની જરથોસ્તીઓની એક મોટી સંખ્યાએ ભાગ લઇ અફગાનો સામે બહાદુરીથી લડાઇ ચલાવી. જ્યારે નાદીરશાહે અફગાનિસ્તાનમાં આવેલું **હેરાત** શહેર જીત્યું ત્યારે તેણે પોતાનાં લશ્કરમાંના આ ઇરાની જરથોસ્તીઓને તેઓની બહાદુરીના,

બદલામાં ગમે તેમ લૂટ ચલાવવાની રજા આપી. આ લૂટ દરમિયાન જરથોસ્તીઓના હાથમાં હેરાતના હાકેમનાં બચ્ચાંછોકરાં આવ્યાં. તેઓ તરફ ઇરાનીઓએ ઘણી અણુ-ઘટતી વર્તણુંક ચલાવી અફ્ગાન લોકોની ઘણીએક આજીજી છતાં તેઓને ગુલામ દાખલ વેચ્યાં. ઇ. સ. ૧૭૪૭ માં નાદીરશાહનાં ખૂન પછી ઇરાનની નબળી હાલત જોઇ **અહમદશાહ અબદલી** નામના અફ્ગાન સરદારે આગલી ઇરાનીઓની અફ્ગાનિસ્તાન ઉપરની ચઢાઇનું વેર લેવાને વાસ્તે ઇરાન ઉપર મોટું લશ્કર લઇ ચઢાઇ કીધી (આસરે ઇ. સ. ૧૭૫૦). અફ્ગાનોએ ઝનુન પર આવી ઇરાનનાં ઘણાંએક શહેરો તથા ગામડાંઓ તારાજ કીધાં, અને મોટી ખૂનરેજી ચલાવી. તેઓએ ખાસ કરીને ઇરાની જરથોશ્તીઓ ઉપર પોતાનું આગલું વેર લેવાને માટે તેઓને ચૂંટીચૂટીને માર્યા. આથી કેરમાન અને તેની આજુબાજુના મુલકના જર-થોશ્તીઓ પહાડોમાં જઇ ભરાયા, અને જયારે અફ્ગાનો ઇરાન છોડી ગયા, ત્યારે પહાડ ઉપરથી નીચે ઉતરી આવી કેરમાન અને યજદ શહેરોમાં વસવાત કીધો. અહમદશાહ અબદલીની ચઢાઇ વખતે જરથોશ્તીઓની થએલી તારાજીની નિશાની હાલમાં પણ કેરમાન નજદીકનાં બીસ્માર હાલતમાં પડેલાં ગામડાંઓ તથા ઘરો ઉપરથી માલમ પડે છે.

નાદીરકુલીના વંશજોના અમલ દરમિયાન ઇરાનની નબળી હાલત જોઇને અફ્ગાનિસ્તાન ઇરાનથી સ્વતંત્ર થયું. એકવાર પાછો ઇરાનમાં અંધાધુધીનો અમલ શરૂ થયો, અને અફ્ગાનો અને તુર્કોનો દોર ઇરાનમાં વધી પડયો. આથી **કરીમ-ખાન** નામના ઇરાની બુન્યાદથી ઉતરી આવેલા એક શખ્સે સઘળા ઇરાની બુન્યાદના ટોળાઓને ભેગા કરી ઇરાનમાંથી પરદેશી દોર દૂર કરવાનો ઠરાવ કીધો. કરીમખાન પોતાની નેમમાં ફાવ્યો, અને ઇ. સ. ૧૭૬૦ માં **જંદ વંશની** સ્થાપના કીધી.

## જંદ વંશ (ઇ. સ. ૧૭૬૦–૧૭૯૬).

યજદ અને કેરમાનના જરથોશ્તીઓ જંદ વંશના **કરીમખાન** નામે ઇરાનના પાદશાહના અમલ દરમિયાન સારી હાલતમાં હતા. કરીમખાનનાં મરણ પછી તેનો ભત્રીજો **જાફર** ગાદીએ આવ્યો. એ વખતે જાફરનો બેટો **લુત્ફ-અલીખાન** કેરમાનનો હાકેમ હતો. જાફરનાં મરણ બાદ ઇરાનની ગાદીનો હકદાર લુત્ફઅલીખાન હતો, પણ **આગા મહમદખાન કાજાર** જે લશ્કરનો સેપેહ-સાલાર હતો, તેણે લુત્ફઅલીખાનનો હક ડૂબાડી ઇરાનની ગાદી પચાવી પાડી. આગા મહમદખાન કાજાર અને લુત્ફઅલીખાન વચ્ચે ૭ મહિના સુધી કેરમાન નજદીક લડાઇ ચાલી. આ વખતે કેરમાનના જરથોશ્તીઓ લુત્ફઅલીખાનની મદદે લશ્કરમાં

લડતા હતા. લુત્ફઅલીખાનનું તમામ લશ્કર લડતાં માર્યું ગયું, અને છેવટે લુત્ફ-અલીખાન નાસી ગયો. આગા મહમદખાન કાજારે કેરમાનમાં દાખલ થઇ ૩૫૦૦૦) માણસોની કતલ ચલાવી, અને તે ઘાતકી સરદારે કતલ થએલાં માણસોની ૭૦૦૦૦) આંખો પોતાની તરવારની અણીએ ગણી લીધી. વળી આગા મહમદખાન કાજારે ૨૦૦૦૦) બૈરાં છોકરાંઓને કેદ પકડી ગુલામ દાખલ વેચ્યાં. લુત્ફઅલીખાન સાથે લડતાં સેંકડો પારસીઓ કપાઇ મુવા, અને કેરમાનમાં ચાલેલી કતલમાં સેંકડોનાં જાન ગયા. આથી ઇરાનમાં જરથોશ્તીઓની વસ્તીમાં મોટો ઘટાડો થયો. આગા મહમદખાન કાજાર ઇ. સ. ૧૭૯૬ માં જંદ વંશનો છેડો લાવી ઇરાનનો શાહ બન્યો, અને તેનાથી **કાજાર વંશની** શરૂઆત થઇ.

---

# પ્રકરણ બારમું.

## કાજાર વંશ (ઇ. સ. ૧૭૯૬—૧૯૨૫) ના શાહ નાસીર-ઉદ-દીનના વખતમાં ઇરાનના જરથોશ્તીઓની ધર્મ સંબંધી તથા આર્થિક નબળી હાલત અને તે સુધારવા માટે હિંદુસ્તાનના જરથોશ્તીઓએ લીધેલા ઉપાયો.

### બાબ પેગામ્બર અને તેણે સ્થાપેલો બાબી ધર્મ.

કાજાર વંશના ચોથા પાદશાહ **નાસીર-ઉદ-દીન**ના અમલ દરમિયાન **બાબ** નામે એક પેગામ્બર જાહેર થયો, જેણે સ્થાપેલા **બાબી** પંથમાં ઇરાનના કેટલાક જરથોશ્તીઓ જોડાયા. આ માણસનું નામ **સૈયદ અલી મોહમદ** હતું, અને તે શીરાઝના એક વેપારીનો દીકરો હતો. તેનો જન્મ ઇ. સ. ૧૮૨૦ માં થયો હતો. તેણે બગદાદ ખાતે ૧૮૫૦ માં પેગામ્બરીનો દાવો કીધો. સૈયદ અલી મોહમદે ધર્મ સંબંધી બાબતોમાં પોતાના વિચારો ઇ. સ. ૧૮૪૩ માં પહેલ-વહેલા જાહેરમાં જણાવવા માંડયા. તે પોતાને બાબ યાને ઇશ્વરપ્રેરણાના દરવાજા તરીકે ઓળખાવતો હતો. તેની હોશિયારી, વાકચાતુરી તથા ઉંચ જીવનને લઇને તેણે જલદીથી લોકોનું ધ્યાન પોતા તરફ ખેંચ્યું. તેનાં શિક્ષણોમાં તમામ જગતમાં ખુદા છે એવું પણ એક શિક્ષણ હતું, અને તેથી તેનો ધર્મ મુસલમાની ધર્મના એક ઇશ્વરવાદીપણાથી જુદો અને જગદેશ્વરવાદી (Pantheistic) હતો. તેના ધર્મનું બીજું મુખ્ય શિક્ષણ એ હતું, કે તમામ માણસોને એક સરખી પંક્તિનાં ગણવાં. બાબના ધર્મમાં એક કરતાં વધુ બાઇડી કરવાની મનાઇ હતી; સ્ત્રીઓનો દરજ્જો મરદની સાથે સમાંતર કરવામાં

આવ્યો, અને એવું ઠેડવવામાં આવ્યું, કે એ ધર્મના મુખ્ય ૧૯) શાગેર્દોમાં હંમેશાં એક સ્ત્રીની જગા થવી જોઇએ. વળી એ ધર્મમાં દારૂની બંધી ફરમાવવામાં આવી હતી, અને સાધુ સન્યાસીની જીંદગીને વખોડી કાઢવામાં આવી હતી.

ઇ. સ. ૧૮૪૯ માં બાબે સ્થાપેલા બાબી ધર્મ માનનારાઓ સાંમે ઇરાની સરકારે મજબુત પગલાં લેવા માંડયાં. બાબના એક મુખ્ય ચેલા **મુલ્લાં હુસન બુશરવીહે** માજનદરાનના એક કિલ્લામાં આસરો લઇને શહેનશાહી લશ્કરને ખૂબ હંફાવ્યું, પણ આખરે તે લડાઇમાં મરણતોલ જખમી થયો. ઇ. સ. ૧૮૫૦ માં **તબ્રીજ** ખાતે બાબને તેના એક ચેલા સાથે શહેરની એક દિવાલ ઉપરથી લટકાવવામાં આવ્યો. લશ્કરી સિપાઇઓએ તેઓની સાંમે ગોળીબાર કર્યો. બાબનો ચેલો તુરત માર્યો ગયો, પણ જે દોરડાં વડે બાબને લટકાવવામાં આવ્યો હતો તે ગોળી લાગતાં તૂટી ગયું, અને બાબ જમીન ઉપર સલામત પડ્યો. સિપાઇઓએ તેને તુરતજ મારી નાંખ્યો. ઇ. સ. ૧૮૫૨ માં કેટલાક બાબીઓએ નાસીર-ઉદ-દીન શાહને મારી નાંખવાનો પ્રપંચ રચ્યો. આથી બાબીઓની મોટી કતલ ચલાવવામાં આવી, એટલું છતાં બાબ ધર્મની જડ ઇરાનમાંથી ગઇ નહિ. બાબે રચેલા ધર્મ-પુસ્તકનું નામ બયાન (The Bayan or the Book of Doctrine) હતું, જેમાં તેણે પોતાના ધર્મ-મતોની સમજણ આપી હતી. ઇરાનના જરથોશ્તીઓમાં ઘણાંકો બાબના ધર્મમાં વટલી ગયા હતા, અને તેથી પણ ઇરાનની જરથોશ્તી વસ્તી ઓછી થઇ હતી.

## બહાઉલ્લા અને તેનો બાહી પંથ.

બાબે પોતાની પાછળ પોતાના જાનશીન તરીકે **સોબ્હ-ઇ-એઝેલ** (Subh-i-Ezel=the morning of eternity) નામના એક જુવાન પુરૂષને નેમ્યો. ઇ. સ. ૧૮૫૦-૧૮૬૮ સુધી આ પુરૂષ બાબ ધર્મના વડા તરીકે રહ્યો. ઇ. સ. ૧૮૬૬ માં સોબ્હ-ઇ-એઝેલના વડા સાવકા ભાઇએ **બહાઉલ્લા** (Baha-ulla=Splendour of God) નામ ધારણ કરી ઇશ્વર તેની મારફતે જાહેર થશે એમ જણાવ્યું. ઘણા બાબીઓ બહાઉલ્લા તરફ ઢળ્યા, અને તેને પોતાના વડા તરીકે સ્વિકાર્યો, અને તેથી હવે તેઓ **બાહી** કહેવાવા લાગ્યા. બહાઉલ્લાનું મરણ ઇ. સ. ૧૮૯૨ માં થયું. હાલમાં બાહી ધર્મ માનનારા કેટલાકો યુરોપ, અમેરિકા અને એશિઆ ખંડમાં છુટાછવાયા જોવામાં આવે છે.

## ઇરાનના જરથોશ્તીઓની હાલત સુધારવા હિંદુસ્તાનના જરથોશ્તીઓએ લીધેલા કાર્યસાધક ઉપાયો.

સેંકડો વર્ષના જુલમાતથી ઇરાનના જરથોશ્તીઓમાં ધર્મ સંબંધી એટલી

બધી અંધાધુંધી ફેલાઇ હતી, કે તેઓ ઇસ્લામી મઝહબમાં યાતો નવા ઉભા થતા જુદા જુદા પંથોમાં વટલી જવા લાગ્યા. વળી ઇરાનના જરથોશ્તીઓ ઉપર નખાયલા જજીયાના કરના સબબે દીનપ્રતિદીન તેઓની હાલત બગડતી ગઇ. આથી ઇ. સ. ૧૮૫૬ માં મુંબઇમાં **ઇરાનના જરથોશ્તીઓની હાલત સુધારનારી મંડળી** નામે એક મંડળ બરપા કરવામાં આવ્યું. આ મંડળી મારફતે અનેક અરજીઓ શાહ નાસીર-ઉદ-દીનને પહોંચાડવામાં આવી, તથા જરથોસ્તીઓ ઉપર નખાયલો જજીયા વેરો પરભારો (direct) મુંબઇથી ઇરાનની પાદશાહી તીજોરીમાં ભરી દેવાની ગોઠવણ કરવામાં આવી. જજીયો એકઠો કરનારા તથા જમીનની મહેસુલ ઉઘરાવનારા લાંચીઆ મુસલમાન અમલદારો જરથોસ્તીઓ ઉપર જુલમ ગુજારતા હતા, અને કર તથા જમીનની મહેસુલ ઉપરાંત મોટી રકમો કઢાવતા હતા. જે ગરીબ જરથોશ્તી કર ભરવાને શક્તિવાન ન હોય, તેઓ ફરજીયાત ઇસ્લામી મઝહબમાં વટલાઇ જતા. જેઓ પોતાના ધર્મ ઉપર ઉસ્તવાર રહેતા, તેઓનાં બૈરી છોકરાંઓને તેઓની સન્મુખ સખત માર મારવામાં આવતો. જ્યારે કર યા મહેસુલ ભરવાનો વખત આવે, ત્યારે બિચારા જરથોસ્તીઓ હેબતાઇ જતા હતા, અને ઘણીક વખતે પોતાનાં બચ્ચાં છોકરાંઓને છોડી પહાડોમાં ભરાઇ બેસતા. યજદ અને કેરમાનના પારસીઓ નાસીર-ઉદ-દીન શાહના વખતમાં ૮૪૫) તુમાનનો જજીયા ભરતા હતા. મુંબઇમાં ઇરાનના જરથોશ્તીઓની હાલત સુધારનારી મંડળી તરફથી **શેઠ માણેકજી લીમજીભાઇ હાતરીઆને** એક મીશનરી દાખલ ઇરાન મોકલવામાં આવ્યા, જેવણે ઇરાનના જરથોશ્તીઓની હાલતને માટે બારીક જુસ્તેજુ ચલાવી પોતાનો રિપોર્ટ મુંબઇની મંડળીને પહોંચાડયો. તેવણે કીધેલા રિપોર્ટ ઉપરથી ઇરાનના જરથોસ્તીઓની હાલત સુધારવા માટે ઉપલી મંડળી તરફથી ઇરાન ખાતે નિશાળો, દવાખાનાંઓ, ધર્મનાં મકાનો વગેરે અનેક ઉપયોગી કામો બજાવવામાં આવ્યાં, જેનું શુભ પરિણામ એ આવ્યું, કે વખતસરની મદદથી થોડાક બચી રહેલા ઇરાની જરથોસ્તીઓ ઇસ્લામી થતા અટકયા. ઇ. સ. ૧૮૮૨ માં શેઠ હાતરીઆની ચાલુ ખંત અને કોશેશથી, તથા મુંબઇના જરથોશ્તીઓએ બ્રિટિશ તથા પરદેશી એલચી મારફતે ચલાવેલા લાગવગથી, તથા ઇરાની દરબારના ઉમરાવોને કીધેલા ભેટ સોગાદોથી, આખરે શાહ નાસીર-ઉદ-દીને એક પાદશાહી ફરમાન બહાર પાડી ઇરાનમાં જરથોશ્તીઓ ઉપરનો જજીયા દૂર કીધો. ઇરાનના જરથોસ્તીઓની હાલત સુધારનારી મુંબઇની મંડળીએ પોતાની સ્થાપનાના ૧૮૫૬ નાં વર્ષથી ૧૮૮૨ સુધીમાં એક લાખ દશ હજાર રૂપીઆનો ખર્ચ પોતાની નેમ બર લાવવાને માટે કીધો હતો. આ પછી રફતે રફતે ઇરાનના જરથોસ્તીઓની હાલત સુધરતી ગઇ.

## મજલીસ યાને ઇરાનની પાર્લામેન્ટમાં એક જરથોશ્તી સભાસદની નેમણુંક.

શાહ નાસીર–ઉદ–દીન પછી કાજાર વંશમાં **મુજફ્ફરૂદીનશાહ, મહમુદશાહ અને અહમદશાહ** નામના ત્રણ પાદશાહો થઇ ગયા. શાહ મુજફ્ફરૂદીનના વખતમાં (ઇ. સ. ૧૯૦૫ માં) ઇરાનમાં નવું રાજ્યબંધારણ ઘડવામાં આવ્યું, અને તેની રૂએ ઇરાનની પાર્લામેન્ટ જે મજલીસને નામે જણાયલી છે તેની શરૂઆત થઇ. તેમાં એક જરથોશ્તીને બેઠક મળી, અને મુસ્લીમો તેમજ જરથોશ્તીઓ પ્રત્યે એક સરખી રીતે વર્તવાનું શરૂ થયું.

---

## પ્રકરણ તેરમું.

### પહેલવી વંશની સ્થાપનાથી ઇરાન દેશની થએલી ઉન્નતિ.

છેલ્લા કાજાર પાદશાહોની દેશ પ્રત્યેની નુકસાન કરનારી રાજનીતિથી કેળવાએલા અને દેશાભિમાની ઇરાનીઓ નારાજ હતા. તા. ૧ લી નવેમ્બર ૧૯૨૫ ને દીને ઇરાનની પાર્લામેન્ટે કાજાર વંશનો છેડો લાવી **રેઝાખાનની** કામચલાઉ રીજંટ તરીકે નેમણુંક કીધી. ત્યાર પછી તેજ વરસના ડીસેંબર મહિનામાં ઇરાની પ્રજાએ રેઝાખાન ઉપર પોતાના શાહ દાખલની પસંદગી ઉતારી. ઇ. સ. ૧૯૨૬ ના એપ્રીલ માસની ૨૫ મી તારીખે **રેઝાશાહની** તાજપોષીની ક્રિયા કરવામાં આવી, અને સત્તાવાર રીતે તેવણને ઇરાનના શાહ દાખલ કબુલવામાં આવ્યા, અને **પહેલવી વંશની** શરૂઆત થઇ. એમની અત્યારસુધીની કારકીર્દીમાં ઇરાનની આબાદી અને ચઢતી કરવાને માટે રેઝાશાહે બહુ પ્રયત્ન કર્યો છે. અગાઉ ઇસ્લામી મુલ્લાંઓનો જે દોર હતો તે તોડી તેવણે સઘળે ઠેકાણે મજબુત હાથે પોતાની સત્તા સ્થાપી છે. ઇરાનમાંથી ધર્મ ઝનુન નાબુદ થયું છે, અને રેઝાશાહના સુખવાસી અમલમાં ઇસ્લામીઓ તથા જરથોશ્તીઓ સંપથી સાથે વસે છે. હાલના ઇરાનમાં સાસાની જમાનાની આબાદી અને જાહોજલાલી પાછી લાવવાને માટે નવો જુસ્સો બરપા થયો છે. ઇરાની શાએરો, લેખકો, ફીલસુફો અને ચિત્રકારો એ નવા જુસ્સાને વધારવાને માટે કોશેશ કરે છે. લસ્કરી અને પોલીસ બંદોબસ્ત એટલો ઉત્તમ પ્રકારનો છે, કે લૂટફાટ, ફેસાદો વગેરે હાલના ઇરાનમાંથી લગભગ દૂર થયાં છે. રસ્તાઓ, રેલવે વગેરે બીજાં વહેવારનાં સાધનો ઉભાં કરી વેપારવણજને ઉત્તેજન આપવાની હાલના શાહ રેઝા મોટી ઇચ્છા ધરાવે છે. ઉંચ પ્રકારની કેળવણીને

માટે ઇરાની જવાનોને દેશ પરદેશ મોકલવામાં આવે છે. સ્ત્રીઓનો દરજ્જો અવસ્તાનાં શિક્ષણ મુજબ ઉંચો બનાવવાને માટે અને હાલનાં લગ્ન અને તલાક સંબંધી ઇસ્લામી કાયદા દૂર કરવાને માટે પ્રયાસો થાય છે. હાલના ઇરાનમાં સઘળી આરબ અસરને સદંતર દૂર કરી નાંખીને અસલી ઇરાની અને જરથોસ્તી અસર અને શિક્ષણો પાછાં સ્થાપવાની તજવીજો થાય છે. હાલનું ઇરાન દુનિયાની મોટી પ્રજાઓમાં પોતાનો ટેક અને મોભ્ભો વધારવાને માટે જાગૃત થયું છે. ઇરાનની આ તમામ જાગૃતિ અને સુખી હાલત રેઝાશાહના અમલને આભારી છે.

ઝેન્દે બાદ રેઝાશાહ! પાયંદે બાદ ઇરાન!

**સમાપ્ત.**

## આ પુસ્તક તૈયાર કરવામાં અમોએ નીચલાં પુસ્તકોની સહાયતા લીધી છે:—

૧ તવારીખે હખામનીઅન, કર્તા બ. પા. દેશાઇ અને પા. બ. દેશાઇ.

૨ તવારીખે સાસાનીઅન, કર્તા ,, ,, ,, ,,

૩ શાહનામાનો તરજુમો, કર્તા મા. ન. કુટાર અને ફ. ન. કુટાર.

૪ પુરાતન ઇરાનનો ઇતિહાસ—ભાગ ૨ જો, કર્તા સો. જ. બલસારા.

૫ કારનામે અર્તખ્શીર પાપકાનનો ગુજરાતી તરજુમો, કર્તા દસ્તુર દા. પે. સંજાણા.

૬ History of Persia—Vols. I & II, by Percy Sykes.

૭ Encyclopædia Britannica.

૮ The Ahad Nāmeh—the Marker Literary Series for Persia No. 1, by G. K, Nariman.